# તન મનનો મહારાજા.




## પ્રકરણ ૧ લું.

### દોહરો.

સાધન સુંદર શરીરનું, સુખદાયક સમજાય;
"રૉયલ ટૉનીક પીલ્સ" છે, વિધ વિધમાં વખણાય.

## "પહેલું સુખ તે જાતે નર્યા."

"સ્વામિનાથ, ઇશ્વરે આપણને દોલત મનમાનતી બક્ષી છે. ગાડી, વાડી, બાગ બગીચા, બંગલા આદિક મનપ્રસન્નતાનાં સુંદર સાધનો તો પરમેશ્વરે પુષ્કળ બક્ષ્યાં છે, પરંતુ અફસોસની વાત એ છે કે મારૂં તેમજ આપનું શરીર તદ્દન નિર્બળ અને અશક્તિથી લીન થઇ ગયા સમાન છે! પ્રાણનાથ, કોઇ વિદ્વાન જોષિને બોલાવીને આપણી જન્મપત્રિકા તો બતાવી જુઓ કે આપણાં શરીર સુધરે તેવો ગ્રહ ક્યારથી બેસે છે?" મનોહરાએ પોતાના પતિ પ્રત્યે જણાવ્યું.

"અરે વહાલી! "જોષિ, ડોસી ને વટેમારગુ" એમની તો વાતજ જવા દે! એ ખ્યાલ તું છોડી દે! તું મારા જેવા એક સુધરેલાની સુપત્નિના મગજમાં એવા જન્મોત્તરા—ફનમોત્તરાના વેહેમ શાના ભરાઇ ગયા છે! એમાં કંઇજ વળે નહીં. એતો જે કાળે જે બનવાનું હોય તે બનેજ. જોષિની મગદૂર નથી કે છઠ્ઠીના લખેલા લેખ મિથ્યા કરી શકે! ત્યારે એવી વેહેમી વાતનો ખ્યાલ રાખવામાં માલ શો? એવા વેહેમનાં વાદળાં મગજ પર ધસી પડે તો બાર મગજની ખરાબી

નીપજે ને તેથી તનદુરસ્તીને ઓર અધિક હાની પહોંચે!" સુખલાલે પોતાની પ્રિયાને કહ્યું.

"તે સત્ય છે સ્વામિનાથ, પરંતુ જ્યારે નિરૂપાય જેવું થઇ પડે છે ત્યારેજ જન્મોત્તરી ને જોષીનું સ્મરણ થાય છે!" **મનોહરાએ** જણાવ્યું "આપ મનમાં મુંઝાઓ ને અમો બઇરાંઓની મુંઝવણ બહાર પડ્યાં વગર રહેજ નહીં!"

"મુંઝાવાનું કંઇ કારણ નથી વહાલી. તનદુરસ્તીની નિરબળતા સુધારવા માટે મેં હમણાંજ એક પેપરમાં જાહેર ખબર વાંચી હતી, અને તેમાં તે દવા શરીરની શક્તિના સુધારાને માટે ઘણીજ સરસ છે; એમ જણાવવામાં આવ્યું છે." **સુખલાલ** બોલ્યા "કયા પેપરમાં વાંચ્યું હતું તે મને યાદ નથી, પણ ઘણું કરીને પેલા રમુજી પેપર "**ગુજરાતી**" માં વાંચ્યું હતું."

"ઓહ! તે પેપર તો આપણે ત્યાં આવે છે. લોની હું હમણાં ટેબલ પરથી લઇ આવું" કહીને **મનોહરા** તરતજ તે પેપર લઇ આવી, અને પોતાના પ્રાણનાથને આપતાં તેણી બોલી "લો વહાલા, આજ પેપર કેની?"

"હા એજ." કહીને **સુખલાલે** તે પેપર ઉથલાવતાંજ જણાવ્યું "આ રહી તે દવા. તેનું નામ "**રૉયલ ટૉનીક પીલ્સ**" છે અને તે નવી હનુમાન ગલીમાં મળે છે."

"આહા! બરાબર છે. એજ દવાનું એક હેંડબીલ પણ મારા વાંચવામાં આવ્યું હતું, અને તે પણ કદાચ ટેબલપરજ છાપાઓના ઢગલામાં પડયું હશે. સબુર કરો. હું શોધી લાવું" કહીને **મનોહરા** ટેબલ આગળ એકદમ ગઇ, અને બધાં છાપા ઉથલાવીને તેમાંથી પેલું હેંડબીલ શોધી કહાડયું, અને તેણીએ તે લાવીને **સુખલાલના** હાથમાં આપ્યું.

"એજ! એજ! એજ!" **સુખલાલ** કંઇક હરખાતા બોલ્યા "આ હેંડબીલમાં તે દવાની વિગત બરાબર લંબાણથી વર્ણવી છે. જો હું વાંચું છું તે સાંભળ." કહીને તેમણે નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું:—

"આ ગોળીઓ કેશર, કસ્તુરી, અંબર વિગેરે દેશી ઝાડપાલા-માંથીજ બનાવવામાં આવી છે. એની અંદર કોઇપણ રસાયણિક ચીજો તેમજ પારો વિગેરે મેળવવામાં આવ્યો નથી, પણ ફક્ત દેશી વન-સ્પતીમાંથીજ બનાવવામાં આવી છે આ ગોળીઓ વાપરવાથી સ્વ-પ્નામાં જતી ધાતુ એકદમ બંધ થાય છે. અને હરઘડીએ પીશાબમાં ધાતુ જવાથી શરીરમાં જે નબળાઇ પેદા થાય છે તેનો એકદમ અટકાવ કરે છે. "**રૉયલ ટૉનીક પીલ્સ**" લોહીને વધારી અવયવોને તાકાત બક્ષે છે, ભૂખ વધારે છે, શરીરનું પોષણ કરે છે; એટલુંજ નહીં પણ

"પણ ખાત્રી કીધા પહેલાં વપરાયજ નહીં તો! પહેલાં ખાત્રી કરવી ને પછી વાપરવી; કેમકે અજાણી દવા લેવીજ નહીં, એ મારો પાકો ઠરાવ છે." સુખલાલે જણાવ્યું "માટે હું બાહાર નીકળીશ ત્યારે ગોવિંદજી દામોદરની કુંપનીમાં જઇશ, અને ત્યાં પુછી જોઇશ કે એ ગોળીઓને માટે કોઇ જાણીતા ડાકટર કે ગૃહસ્થે સારાં સરટીફીકેટ આપ્યાં છે અથવા એ ગોળીથી ફાયદો થયો હોય એવો કોઇએ અનુભવી અભિપ્રાય આપ્યો છે? આ સઘળી ચોકસાઇ કીધા પછી વાત."

"એ પણ સારી વાત છે પ્રાણનાથ." મનોહરા બોલી, "ત્યારે હમણાંજ ગાડી જોડાવીને જાઓ તો કંઇ હરકત છે? આપ ફરમાવો તો ઘોડાવાળાને હુકમ કરૂં"

"ભલે ઘોડાવાળાને કહે કે એક ઘોડો વિક્ટોરીયામાં જોડે." સુખલાલે ફરમાવ્યું.

મનોહરાએ ઘોડાવાળાને તે પ્રમાણે હુકમ કીધો, અને ગાડી તઇયાર થાય તેટલામાં સુખલાલે કપડાં પહેર્યાં, અને પછી તરતજ ગાડીમાં બેસીને તે મેસર્સ ગોવિંદજી દામોદરની કંપની, કે જેમની જાણીતી દુકાન નવી હનુમાન ગલીમાં આવી છે ત્યાં ગાડી લેવડાવી.

---

## પ્રકરણ ૨ જું

### દોહરો.

તપાસ ગોળીની કરી, સુખલાલ શેઠે ખાસ;
સરટીફીકેટ વાંચીયાં, રાખી નહીં કચ્ચાસ.

### ખાત્રી કરી.

શેઠ સુખલાલની ગાડી ઉપલી દુકાન આગળ જઇને ઉભી, અને ગાડીમાં બેઠાં બેઠાંજ શેઠે પૂછ્યું ગોવિંદજી દામોદરની કંપની આ કે?"

દુકાનમાંથી જવાબ મળ્યો "હા શેઠ, કેમ, શું હુકમ છે?"

તરતજ શેઠ ગાડીમાંથી નીચે ઉતરીને દુકાનમાં એક ખુરસી પર જઇને બેઠા, અને પૂછ્યું "રૉયલ ટૉનીક પીલ્સ તમે બનાવી છે?"

"હાજી."

"તે દવાને માટે તમે છાપામાં ઘણાં વખાણ છપાવો છો તે વાંચીને હું તમારી દુકાને કેટલીક ખાત્રી કરવા આવ્યો છું. મેહેરબાની કરીને મને કહેશો કે તમારી તે ગોળીઓને માટે કોઇ સારાં સરટીફી-કેટો તમોને મળ્યાં છે? જો હોય તો તે બતાવશો?"

"મ્હોટી ખુશીથી." દુકાનમાંથી કહ્યું "એ ગોળીને માટે અમને ઘણાંક સરટીફીકેટો મળેલાં છે, જેમાંથી આપ આટલાં વાંચો, અને બીજાં પણ કહેશો તો બતાવીશું." કહીને સરટીફીકેટોનો એક ચોડો આપ્યો, જેમાંથી સુખલાલે નીચે પ્રમાણેનાં વાંચ્યાં:—

ડાક્ટર ડી. નાયક દાંડેકર એલ. એમ. એન્ડ એસ., લખે છે કે "મેસર્સ ગોવિંદજી દામોદરની કંપની તરફથી બનાવવામાં આવેલી રૉયલ ટૉનીક પીલ્સ વાપરવાને હું લોકોને મોહટી ખુશી સાથે ભલામણ

સીઓ જોઇશે તેટલી લઇ આવીશ. એ ગોળીઓને માટે અનુભવી ડાકટરોએ સારાં સારાં સરટીફીકેટો આપ્યાં છે તે મેં પોતે વાંચી જોયાં. તેમજ કેટલાકપ્રખ્યાત શેઠીઆઓના ખાત્રી પત્રકો પણ મેં વાંચી જોયા, અને તે શીવાય બીજી પણ કેટલીક રીતે મને ખાત્રી મળી ત્યારેજ હું લાવ્યો છું. મટોડું કદી કસ્તુરીમાં ગણાતું નથી, પીત્તળ કદી સોનામાં ખપતું નથી, અને સૂરજ કદી પણ ઢાંકેલો રહેતોજ નથી. તેવીજ રીતે જે સારી વસ્તુ છે તે ન્યાયપણે કદી પણ નબળી કહી શકાતીજ નથી. માટે હવે ખાત્રીની બાબતમાં વિશેષ તો એજ કે આપણે પોતે એનો અનુભવ લઇએ. કેમ ઠીક કેની?"

"હાસ્તો વળી."

ગોળી લીધાં પછી **મનોહરા** તથા **સુખલાલ** કંઇક પ્રફુલ્લિતતામાં પ્રસંગોપાત વાતો કરે છે એટલામાં એક મિત્ર **મંગળદાસ** આવી પહોંચ્યો. તેને જોતાંજ **સુખલાલ** બોલી ઉઠ્યા. "ઓહ લો! **મી. મંગળદાસ**! આપ નામદાર ઘણે બધે દાહડે કયાંથી ભૂલા પડ્યા? મુંબઇમાં હતા કે કંઇ બાહાર ગામ ગયા હતા? પણ ભાઇ સાહેબ, તમારા મોં ઉપર હવે તો સરસ લાલી આવેલી લાગે છે જો! મેં તમને મહિના દાહડા ઉપર જોયા હતા ત્યારે તો તમારૂં શરીર જાણે તવાઇ ગયલા જેવું ને ચેહેરો પણ ફીકોફ્ચ્ચ જણાતો હતો! અને હવે તો મોઢા ઉપર સારી તેજી જણાય છે! હં! હવે તબીયત કેમ છે?

"હવે તો તબીયત ઘણી સુધરી ગઇ, અને અગાઉનાં કરતાં શરીરમાં શક્તિપણ સારી આવી છે." **મંગળદાસે** જણાવ્યું "એ તો **ગોવિંદજી દામોદરની કુંપનીની** બનાવેલી "**રૉયલ ટૉનીક પીલ્સ**" ની ત્રણ ચાર બાટલી વાપરી તેથીજ આટલું શરીર સુધરી ગયું! ખરેખર એ દવા ઘણી ફર્સ્ટકલાસ છે, અને ધાતુપુષ્ટીને માટે તો અત્યંત અસરકારક છે."

"ઑલ રાઇટ, ત્યારે તો હું કહું છું કે આજેજ હું એ ગોળીઓની બ સીસી લઇ આવ્યો છું, અને અમે બંને જણાંએ આજથીજ તે વાપરવા પણ માંડી છે." **સુખલાલે** જણાવ્યું.

"તો અવશ્ય તમને ફાયદોજ થશે." કહીને **મંગળદાસે** બીજી વાતચીત કરીને વિદાયગિરી લીધી.

---

## પ્રકરણ ૪ થું

### દોહરો.

લાભ થયો ગોળી થકી, શરીર સુધર્યાં પૂર;
નિર્બળતા નાહાસી ગઇ, વાધ્યું શક્તિ શૂર.

### ફાયદાને વાયદો કેવો?

આઠ દિવસમાં **સુખલાલ** તેમજ **મનોહરાને** તે ગોળીઓથી સહજ ફાયદો જણાયો, અને પંદર દિવસમાં તો તેમને દેખીનો ફાયદો માલમ પડ્યો, અને તેથી **સુખલાલ** વળી પાછા **મેસર્સ ગોવિંદજી દામોદરની કુંપનીની** દુકાન પર જઇને અડધો ડજન સીસીઓ લઇ આવ્યા.

## લાવણી.

સુ.—શરીરને સુધારવા માટે, દેશી ઔષધ જો વપરાય;
દેશી દવામાં સાંપ્રત સમયે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૧
મ.—વહાલા મારા યોગ્ય વદો છો, એ ગોળી ગુણકારી ગણાય;
કેશર કસ્તુરી અંબરની, રૉયલ ટૉનીક પીલ્સ વખાણાય. ૨
સુ.—દેશી ઝાડ પાલાઓમાંથી, એ ગોળી અકશીર બનાય;
રસાયણી નહીં તેમાં તેથી, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૩
મ.—શરીરની શક્તિને માટે, સબળ ગણો ગોળી ઉપાય;
લોહી સુધારવા ઉત્તમ જાણો, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૪
સુ.—મગજની જે નિરબળ હાલત, તે આ ગોળીથી સુધરાય;
ધાતુ પુષ્ટી માટે ઉમદા, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૫
મ.—તનદુરસ્તી તર કરવાને, તન મનનાં સૂખો સચવાય;
સ્ત્રી પુરૂષો બંનેને માટે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૬
સુ.—રૂષ્ટ પુષ્ટ અંગેથી થાયે, ધાતુ કિંચિત નહીંજ તવાય;
શરીર સુખનો દીપક દેખો, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૭
મ.—જેઓ એ ગોળી વાપરશે, તેઓ એનાં સદ્‌ગુણ ગાય;
અનુભવથી ખાત્રી થાયે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૮
સુ.—શરીર સુધર્યાં આપણાં સારાં, આપણને થઇ એની સાહ્ય;
દેશી દવાને ધન્યવાદ છે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૯
મ.—પ્રાણપતિ પ્યારા ઓ મારા, જે જન એ ગોળીઓ ખાય;
કુદરતની શક્તિ તે પામે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૧૦

———:o:———

કારણોથી તાવ પેદા થાયછે. તેને નાબુદ કરવાની આ દવાની (ફીવરોડાઇનની) મુખ્ય મતલબ છે. એ ફીવરોડાઇન એટલી તો ગુણકારી નીવડીછે કે, આ દવાનો માત્ર પહેલોજ ભાગ લીધાથી તાવ નરમ પડેછે, ને બે ત્રણ ભાગ લીધાથી માણુસ તદન સાજા જેવો થઇ જાયછે અને પુરી એક સીસી પીવાં પહેલાં તો તાવ હમેશને માટે નાબુદ થઇ જાયછે.

સરદીનો, ગરમીનો, પીતનો, દરરોજ આવતો, એકાંતરીઓ, તેમજ ચોથીઓ, જંગલી, ઝેરી, મલેરીઆ, ઇનફલ્યુએનઝા ઇત્યાદી સઘળી જાતના તાવ આ દવાથી અજાયબ રીતે નાશ પામેછે. શરીરમાં રહેતા ઝીણા તાવને તો આ દવા એક જાદુ માફક અસર કરે છે.

પ્લેગ જેવા રોગમાં પણ આ દવાનો તરત ઉપયોગ કીધાથી દરદીનો જીવ બચી શકે છે.

જંગલમાં ફરનારા અને મલેરીઆવાળી તથા શરદીની જગ્યામાં રહેતા લોકોને આ એક ઇશ્વરી બક્ષીસ છે.

દરેક દવા વેચનાર પાસેથી મળશે.

**કીંમત આના ૧૪.**

મળવાનું ઠેકાણું—ગોવિંદજી દામોદરની કંપની,
જથ્થાબંધ તથા છુટક વીલાયતી દવા વેચનાર
નાં. ૫૭ નવી હનુમાન ગલ્લી, **મુંબઈ.**

---

# જે. વી. નવલખીની કુ૦

## સ્ટેશનરી-ડ્રોઇંગ-પેઇન્ટીંગ અને રબર સ્ટેમ્પ બનાવવાનો દરેક જાતનો સામાન.

## નીશાળો માટે કીન્ડર ગારટનનો સામાન.

## રબરના અંગ્રેજી ટાઇપના બાકસો.

(કે જેથી કોઇપણ માણુસ પોતાનું નામ ઠેકાણું વગેરે છાપી શકે છે.) કીમત રૂ. ૦॥ થી રૂ. ૧૫) સુધીના.

**રબર સ્ટેમ્પ-સોથી સારા અને સસતે ભાવે બનાવી આપવામાં આવે છે.**

કેટલગ-૧ આનાની ટીકીટ મોકલવાથી મફત મોકલી આપવામાં આવશે.

**જે. વી. નવલખીની કું૦**
કાલકાદેવી રોડ-મુંબઈ.

# બાજીરાવ બલ્લાળ

અથવા

# પેશવાઈનો ઉદય.



કર્ત્તા

વકીલ ધીરજલાલ નરભેરામ દેશાઈ.



**શ્લોક.**

संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम्
तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम् ॥

જેને સંપત્તિમાં હર્ષ નથી, અને વિપત્તિમાં ખેદ નથી તથા રણ-સંગ્રામમાં જેને ધીરપણું છે, તે ત્રણે ભુવનના તિલકરૂપ કોઈક જ પુત્રને માતા જણે છે.



પ્રકટ કર્ત્તા

ગુજરાતી પ્રેસના માલીક.



મુંબઈ:—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.



સંવત ૧૯૬૦ સને ૧૯૦૩

# પ્રસ્તાવના.



ભરતખંડની જગત્ પ્રસિદ્ધ રાજ્યધાની દિલ્લીના મયૂરાસન ઉપર બેસી, મોગલ પાદશાહો ચક્રવર્તીપણું ચલાવતા હતા. તે સમયરંગમાં તેમના સ્વચ્છંદી વર્તનથી ભારતવર્ષમાં મહાદુઃખાગ્નિ વરસી રહ્યો હતો. તે દુઃખાગ્નિની શાંતિ અર્થે જગત્ચક્રને ક્રમમાં ચલાવનાર મહાશક્તિએ મહારાષ્ટ્રમાં પ્રથમ શિવાજી મહારાજ, અને તે પછી બાજીરાવ બલ્લાળ પેશ્વાને ઉત્પન્ન કર્યા હતા. ભારતમાં શિવાજી મહારાજથી ઉત્તેજિત થયેલું વીરત્વ ક્ષીણ દશા પામવા ઉપર આવ્યું હતું. તેને ઉત્તેજિત કરી, બાજીરાવે ભારતવર્ષમાં નવીન મહત્વ ઉમેરી, નિરંકુશિત થયેલા યવન રાજ્યદ્વારીઓને સેહ આપવામાં અસીમ શ્રમ લીધો હતો.

શ્રીમંત બાજીરાવ બલ્લાળ પ્રથમ પેશવાનું જીવન બહુ જ વિલક્ષણ રીતે શરુ થાય છે. એની રાજ્યદ્વારી રહેણી શ્રેણીનો ઉજ્જવલ લેખ મહત્તા ભરેલો ભારત વર્ષમાં ચળકી રહેલો છે. મોગલ શહેનશાહતને જર્જરીભૂત કરી નાંખનાર એ જ નિસ્સીમ પ્રયત્નશાળ મહાવીર હતો.

યવન રાજ્યદ્વારીઓની અન્યાયવૃત્તિથી, વિલાસપ્રિયતાની ઉચ્છૃંખલ રીતિથી, ધર્મ ભ્રષ્ટ કરવાની ક્રૂર નીતિથી તથા ધન હરવાની સ્વચ્છંદી રીતિથી, આર્ય ધર્મગૌરવ તથા સત્તાગૌરવ હીણી દશામાં આવી ગયાં હતાં. તેને ઉન્નતિસ્થાનમાં લાવવા, પોતાના ગુણકર્મથી પ્રયત્નશાળ રહી, અસહ્ય ધીરતા ધારણ કરી, બાજીરાવે આર્ય ધર્મને ટેકો આપ્યો છે. મહારાષ્ટ્રી જીવનને અંકુરિત કર્યું છે, ભારત વીરત્વને ચળકાવ્યું છે અને જર્જરિત થયેલા ભારત ઉન્નતિના બીજને શિવાજી મહારાજે રક્ષા આપી હતી, તેને ઉન્નતિમાં ચળકાવી, ચિરકાલી તેના અંકૂરો ગૌરવાન્વિત રહે, એવું નિસ્સીમ યત્ન કીધું છે.

ધર્મતત્ત્વ એ સર્વ તત્ત્વને ઉન્નતિમાં આણે છે, એ વાત કોઇ પણ ભૂલી જતા નહિ. આર્યનું ધર્મતત્ત્વ જ વેદ, તેનું રક્ષણ કરવા એને પરનાલિકા કરાવી હતી. જેથી તે છિન્ન ભિન્ન થયેલો તાજો થયો ને હજી ટટાર છે.

બાજીરાવનો મુખ્ય ઉદ્દેશ એ જ હતો કે, ભારતભૂમિને યવનોથી સ્વતંત્ર કરવી, સ્વધર્મનું રક્ષણ કરવું, ગૌબ્રાહ્મણ અને દીનજનોનું અરક્ષણ થતું અટકાવવું, ઉન્નતિ માર્ગમાં ચઢવાને પુરુષાર્થ કરવામાં પ્રવૃત્ત

રહેવું, અર્થાત્ ધાર્મિક, સામાજિક, ઔદ્યોગિક તથા રાજકિય બળને વૃદ્ધિંગત કરી, ભારતવર્ષના ભાગ્યને ખીલાવવું. રાષ્ટ્રોન્નતિ થયા શિવાય ઔદ્યોગિક, સામાજિક અને ધાર્મિક ઉન્નતિને પુષ્ટિ મળતી નથી, નિસ્સીમ પ્રયત્નવાદી થયા શિવાય રાષ્ટ્રોન્નતિ થતી નથી અને તેને પ્રતિપાદન કરવા સતત યત્નવાદી થઇ, પ્રયત્નશીળ રહેવું, મહાસંકટ કે અલ્પસંકટ આવે તોપણ ઉદાશીનતા ધારણ કરવી નહિ. કેમકે તેમ થવાથી સર્વે ઉન્નતિનો ક્રમ ઢીલો પડે છે.

ગુણકર્મથી જે પુરૂષો વિશેષ આગળ પડતા હોય છે તેઓ મહાપુરૂષ ગણાય છે. જૂદા જૂદા સમય કાળમાં દેશ કાળને અનુસારે જૂદા જૂદા વીરો ઉત્પન્ન થઇ, વીર પરાક્રમ દાખવે છે અને વિજય મેળવે છે. જે વિજેતાની જેવી મહત્વદર્શી બુદ્ધિ અને નિસ્સીમ પ્રયાસ, તેવી તેની ખ્યાતિ ભૂમંડળ ઉપર ઝળકારા મારતી ગર્જે છે. જે પુરુષો સ્વસ્વાર્થ ત્યાગી, પરમાર્થ બુદ્ધિથી શ્રમ, ત્રાસ, અને દુ:ખ વેઠી સ્વાર્પણ કરે છે, તેમની કીર્તિ અવિચળ અને અવિછિન્ન રહેનારી છે. કેટલીક ક્ષુલ્લક બાબતો બાજુએ મૂકતાં, સૂક્ષ્મદૃષ્ટિથી તપાસતાં, બાજીરાવનાં કર્મો મ્હોટા શિક્ષણરૂપે છે અને જગતના ભવિષ્યમાં ઉન્નતિપર જનાર વીરોને ધડો લેવા લાયક છે. બાજીરાવના જીવનકર્મ ઉપર લક્ષ આપી, તેને અનુલક્ષી યત્નશીળ થાય તો ઉન્નતિ ક્રમમાં જરૂર આવ્યા શિવાય રહે નહિ.

પિતા બાલાજી વિશ્વનાથ તથા ગુરુ બ્રહ્મેંદ્ર સ્વામીના શિક્ષણથી શિક્ષિત થયેલા વીરે જે મહત્વતા દર્શાવી છે, તે સર્વદા ધડો લેવા લાયક છે. બાજીરાવનું ધર્મશિક્ષણ મહાન્ વિલક્ષણ હતું. તેની બ્રહ્મકર્મ ઉપર પૂરનિષ્ટા હતી, અને દરરોજ શંકરાચાર્ય વિરચિત હંસકલ્પાનુસારે બારસેં નમસ્કાર સૂર્યને કરતો હતો, જેથી હંસ જેવી કાયા થઈ હતી. પ્રાચીન મહાત્માઓએ જે પ્રયોગોની બાંધણી બાંધી છે, તેના ઉપર વગર ખોળ કરે અભાવ આણવો યોગ્ય નથી.

બાજીરાવનું વીરત્વ એ કાળમાં અભેદ્ય ગણાતું હતું. એના વીર પરાક્રમથી મોગલાઈ નમી અને પેશવાઈ સ્થપાઈ. બાજીરાવના જન્મકાળથી તે અવસાનકાળ સૂધીનું વૃત્તાંત આ ગ્રંથમાં સમાવવા યત્ન કરવામાં આવ્યો છે. તેમાં તેનું સાંસારિક, ધાર્મિક તથા રાજ્યદ્વારી વર્તન યથાક્રમે અને તેટલું ચીતરવામાં આવ્યું છે.

બાજીરાવનો એની ઉપપ્રિયા મસ્તાની સાથેનો સબંધ બહુ વિલક્ષણ છે, જે આ ગ્રંથમાં ચિતરવામાં આવેલો છે. કોઈ સારો લેખક એ પાત્રને લઈ નોવેલ લખે તો ચમત્કારિક નોવેલ થાય એમ છે.

પેશવાએ રાજ્યસત્તાને સંપાદન કરવામાં જે મહાન્ પરાક્રમ કર્યું
છે, તે શ્રેણી અપૂર્વ ગણાય છે. એ અપૂર્વ ખ્યાતિનો ચિતાર મરાઠીમાં
**બાજીરાવ બલ્લાળ** પેશવાના નામથી રચાયલો છે તે વાંચી મને
ગુર્જરી પ્રજાની સેવામાં તે ચિતાર મુકવાની ઉત્કંઠા થઈ; અને તેને
આધારે આ ગ્રંથ રચવામાં આવ્યો છે. તેમ કેટલીક મરાઠી બખરો
તથા જુના પત્રો, તેમ ગ્રાન્ટ ડફના ઇતિહાસ ઉપર અનુલક્ષ રાખી આ
આખ્યાયિકા પૂરી કરી છે. કેટલાક અસલ પત્રો ઇતિહાસિક સ્થીતિ
ઉપર અજવાળું પડવા માટે મૂકવામાં આવ્યા છે.

આ પુસ્તકમાં વિચાર, ભાષા અને જોડણીના દોષો રહ્યા હોય
તો તેને માટે વાંચકવૃંદ હંસક્ષીરનીરન્યાયે ક્ષમા આપશે.

વિક્રમાર્જીત સંવત ૧૯૫૯ના
આષાઢ વદ ૩ રવિવાર
તા૦ ૧૨ જુલાઈ સને ૧૯૦૩.
આમોદ.—જીલ્લો ભરૂચ.

દેશાઇ ધીરજલાલ નરભેરામ,

વકીલ.

# અનુક્રમણિકા.




| પ્રકરણ | વિષય | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ | ઉપોદ્‌ઘાત.... | ૧ |
| ૨ | જીવનપ્રભાત. | ૬ |
| ૩ | બાલ્યજીવન.. | ૧૦ |
| ૪ | શિક્ષણક્રમ... | ૧૫ |
| ૫ | બાલાજીપંતનો અવસાનકાળ.... | ૨૦ |
| ૬ | બાજીરાવ ... | ૨૬ |
| ૭ | પેશવાઇનાં વસ્ત્રનો દરબાર | ૩૦ |
| ૮ | શાહુનો ઉપદેશ | ૩૩ |
| ૯ | બ્રહ્મેંદ્રસ્વામી | ૩૬ |
| ૧૦ | બાજીરાવને ઉપદેશ... | ૪૦ |
| ૧૧ | દેશસ્થિતિનું ચિત્રદર્શન | ૪૫ |
| ૧૨ | પુનાનો ઉત્કર્ષ | ૫૦ |
| ૧૩ | બાજીરાવ અને તેના અનુયાયીઓ. | ૫૮ |
| ૧૪ | દરબારમાં વાગ્ગી ગર્જના | ૬૩ |
| ૧૫ | યુદ્ધ પ્રયાણ | ૭૬ |
| ૧૬ | નિજામની કપટજાલ... | ૮૨ |
| ૧૭ | મસ્તાનીની પ્રેમજાલ... | ૮૯ |
| ૧૮ | ગુજરાતમાં યુદ્ધાગ્નિ... | ૧૦૫ |
| ૧૯ | બાજીરાવની મહત્તા... | ૧૧૪ |
| ૨૦ | પ્રેમાધીન બાજીરાવ... | ૧૧૮ |
| ૨૧ | બુંદેલખંડમાં બાજીરાવનું વીરત્વ | ૧૨૬ |
| ૨૨ | વિજેતાને ઇનામ | ૧૩૧ |
| ૨૩ | વિજેતાનો સીદીઉપર વિજય... | ૧૩૬ |
| ૨૪ | કર્જદારીની નરકયાતના | ૧૪૨ |
| ૨૫ | દીલ્હીપર સ્વારી | ૧૪૯ |
| ૨૬ | ઇર્ષાનું વિષ... | ૧૫૪ |
| ૨૭ | પોર્ટુગીઝ ઉપર સ્વારી | ૧૫૯ |
| ૨૮ | તાલભોપાલનું યુદ્ધ-મરેઠા વિજયોન્નતિ... | ૧૬૩ |
| ૨૯ | વીરની વિજયશ્રેણીનો વિજય... | ૧૭૦ |
| ૩૦ | ભારતાભ્યુદય ભાનુનો અસ્ત... | ૧૭૭ |

# બાજીરાવ બલ્લાળ.



## પ્રકરણ ૧ લું.



### ઉપોદ્ઘાત.

**कवित्त.**

इंद्र जिमि जंभपर वाडव सुअंभपर,
रावण सुदंभपर रघुकुल राज है ।
पौन वारिवाहपर शंभु रीतनाहपर,
त्यों सहस्त्रबाहपर राम द्विज राज है ॥
दावा द्रुमदंडपर चित्ता मृगझुंडपर,
मूखन पितुंडपर जैसे मृगराज है ।
तेज तिमिहंसपर कान्ह जिमि कंसपर,
त्यों म्लेच्छवंशपर वाजीराव राज है ॥१ ॥

કોંકણનો પ્રદેશ મહાત્મા પરશુરામની ભૂમિ ગણાય છે. પરશુરામની વિભૂતિના ઓજસથી સંસ્કારી થયેલી ભૂમિમાંથી કેવા વિભૂતિવાન્ પુરુષો ઉત્પન્ન થઇ, કેવી વિશ્વખ્યાતિ સંપાદન કરી છે, તે અવલોકવું આવશ્યનું છે.

મહાત્માની મહાન્ વિભૂતિ, જે પ્રદેશ ઉપર સત્તા પ્રસારતી હતી, તે ભૂમિમાં બાજીરાવ ઉત્પન્ન થયો હતો. તે ભૂમિની મહત્તા આંકતાં, પરશુરામનાં પરાક્રમ સાથે આર્યભૂમિનો સંબંધ વિચારી, કાળક્રમની વિભૂતિના પ્રસાદનો નિર્ણય કરીશું, તો તે જ્ઞાન સાથે ઠીક ધડો આપશે.

જ્યારે દેશકાળ વિશુદ્ધિને પામે છે, ત્યારે મહાત્મા ઉત્પન્ન થાય છે, તે, દુષ્ટોને શાસન કરે છે અને શાંતિને પ્રસારે છે. ક્ષાત્ર બુદ્ધિએ ઉન્મત્ત થઇ, મદોન્મત્તતા વાપરી, ત્યારે તેને શાસન દેવા મહાત્મા પરશુરામે પરશી વાપરી, મદની શાંતિ કરી. વળી તે મહાન્ મહાત્માની જ્યોતિને શાંત કરી, સામ્રાજ્ય પ્રસારવાની જરૂર જણાઇ, ત્યારે શ્રીરામે આ મહા પુરુષનું તેજ શાંત કરી, શાંત જ્યોતિ પુરુષરૂપે પૃથ્વી ઉપર

સામ્રાજ્ય સ્થાપી, પરમ શાંતિ આપી. કાળ ક્રમાનુસારે ત્રેતા જઇ દ્વાપર આવ્યો, દ્વાપરના અંત ભાગે ક્ષાત્ર વિભૂતિમાં અધર્મે કૌરવની બુદ્ધિને ભમાવી, મહા સમરાંગણ અગ્નિ પ્રદિપ્ત કર્યો. તેમાં ભારતનાં મહા રત્નો રોળાયાં, ચોળાયાં અને બળવંત વીર વિભૂતિ નષ્ટ થઇ, ધર્મનો જય મનાવ્યો. સત્યનો પક્ષ સ્વીકારાયો. પણ સત્ય યુગનો કાળ ન આવતાં કળી પ્રવર્તમાન થયો એટલે ક્ષાત્ર બુદ્ધિ કલંકિત લક્ષણોએ અંકિત થવા લાગી, તે છેક પૃથુરાજ ચોહાણના સમયરંગ સુધી આવતાં, મદન અન્ધતામાં અધમ થયેલા *રાજાની રાજ્યસમૃદ્ધિ આત્મબળથી વિભૂષિત થયેલી તામસ પ્રકૃતિના હાથમાં ગઇ એટલે સાત્વિક અને રાજસ પ્રકૃતિથી ભ્રષ્ટ થયેલા ક્ષત્રિયો ઉપર તામસ પ્રકૃતિના મુસલમાનોએ આધિપત્ય સ્થાપ્યું. તામસ પ્રકૃતિના યવન રાજ્યકર્ત્તાઓ અનીતિને આધીન થઇ, આત્મ બળ ખોઇ બેઠા અને દારુણ ત્રાસ વર્તાવી રહ્યા, ત્યારે તેને શિવાજી મહારાજની ક્ષાત્ર બુદ્ધિએ મહાત કરી, હચમચાવી નાંખી. ક્ષાત્ર પરાક્રમનો પ્રસાદ દર્શાવ્યો અને તે રંગને ખીલાવવા તથા આર્યભૂમિના ભાગ્યનાં બીજને રોપવા, પરશુરામની ભૂમિના પ્રદેશમાં પરશુરામ વિભૂતિ રૂપ બાજીરાવને ઉત્પન્ન કર્યો.

રાજ્ય વિભૂતિ ચક્રના તંત્રમાં, કાળ અને સત્વ, રજ તથા તમ ગુણોના મળવાથી વિકૃતિ થઇ. રાજ્ય તંત્રની જૂદી જૂદી કળાઓ દેખાઇ, ખાય છે અને દેખાશે, એ કાળ અને ગુણોની બલિહારી છે.

ક્ષત્રિયોના મદોન્મત્તપણાંનો પરશુરામે પરાજય કર્યો. સામ્રાજ્યની આવશ્યકતાએ પરશુરામનું જ્યોતિ હરી, રામે રાજ્ય સ્થપાવ્યું તથા સત્ય અને રજની બલિહારી બતાવી, શાંતિ પ્રસરાવી. અધર્મ બુદ્ધિથી કૌરવોએ પ્રપંચ કર્યો, બુદ્ધિકળાથી શ્રીકૃષ્ણે તેને પરહરી, ધર્મનો જય મનાવ્યો. ક્ષત્રિયો કલંકિત થયા. કર્તવ્ય તજ્યું. અફઘાનોએ તેમના ઉપર આધિપત્ય સ્થાપ્યું. અફઘાનો કુત્સિત થયા. મોગલોએ મહત્વતા સ્થાપી. મોગલો એસ આરામી અને કર્તવ્યથી ભ્રષ્ટ થયા. મરેઠાઓએ તેમને સેહ આપી. મરેઠા લક્ષ્મીના લાલચુ બની લૂટારા થયા. સામ્રાજ્ય સ્થાપી ન શક્યા. ત્યારે વણિક્ કળાના ત્રાજવામાં મુસલમાન, રજપૂત અને મરેઠા તોળાયા. કળા અને ચાતુર્યતાએ વિદેશી ગણાતા, પણ સમય રંગને અનુસરનારા

---

* પૃથુરાજ તેની પ્રિયા સંયુક્તાના પ્રેમપાશમાં એટલો બધો મદન અન્ધ થયો હતો કે, રાજ્ય કારોબાર તપાસતો નહોતો. અને તેને મદન અંધપણામાં જૂદા જૂદા બહાનાથી અને મદનના વિકારને લીધે થતા ક્રોધથી પોતાના શૂરા સામંતોને ખોયા હતા. તેથી શાહબુદ્દીન તેના ઉપર ફત્તેહ પામ્યો હતો.

આપી. જે કર્તવ્ય ચૂકે
યુરોપવાસીઓને આર્યસ્થાનની રાજ્ય સત્તાની લગામ
છે. એ કાળ, સત્વ, રજ અને
છે, તેની સત્તાને સર્વ માન્યસત્તા નષ્ટ કરે
તમની મહાસત્તાનો પ્રતાપ છે. આવી સત્તા વિભૂતિના અંશરૂપે જન્મેલા
આજીરાવના જન્મ પ્રદેશની સ્થિતિ, કાળ અનુલક્ષીએ. એ પ્રદેશ દક્ષિણ
હિન્દુસ્થાન કહેવાય છે.

નાના મહોટા ડુંગરોની
દક્ષિણ હિન્દુસ્થાનની પશ્ચિમે દક્ષિણોત્તર, સ્પર્શ કરતાં શિખરોથી
નોહર હાર આવી રહી છે. તે ગગન મંડળને સહ્યાદ્રિ પર્વત, તાપી નદીની
ોપતા ડુંગરોને સહ્યાદ્રિ પર્વત કહે છે. તે પ્રદેશમાં નિવાસ કરતા,
દક્ષિણે છેક કન્યાકુમારી સુધી પ્રસરેલો છે. શક્તિથી પ્રયાણ કરતા
માવલા લોકો આ ખડબચડા પર્વતોમાં અદ્‌ભુત તેમના મજબૂત દેહમાં
પ્રાચીન કાળથી વિસ્મયતા પમાડતા આવ્યા છે. સંસર્ગમાં આવ્યા પહેલાં
સમાયલા મહાન્ ગુણો શિવાજી મહારાજના પ્રમાણિકપણું, સ્વા-
ખ્યાતિને પામ્યા નહોતા. તેમનું આજ્ઞાંકિતપણું, કાર્ય પાર પાડ-
માભક્તિ પરાયણ, એકનિષ્ઠપણું તથા દૃઢ નિશ્ચયથી જગતની ગણ-
વાનું આગ્રહીપણું. મહા વીર શિવાજી મહારાજના સંગથી તેમનામાં
નામાં આવ્યું હતું. શિવાજી મહારાજના જયધ્વજના આશ્રય નીચે તથા
સ્વદેશાભિમાન. સ્વતંત્રતા, સ્વદેશ બંધુ પ્રીતિ, સ્વરાજ્યભક્તિ માવલા જેમ
સ્વધર્મ શ્રદ્ધા. ઉન્નતિ પામ્યાં હતાં. વસ્ત્ર પાત્ર કલાહીન તેમ તેમ તેમની
જેમ રણશૂર શિવાજીના આશ્રયમાં આવતા ગયા, ઉત્તમ સામગ્રી
અજ્ઞાનતા નષ્ટ થતી ગઈ અને જેમ જેમ ઉદરનિર્વાહની આવતા ગયા અને
સંપાદન થતી ગઈ, તેમ તેમ ઉત્તરોત્તર ઉન્નતિમાં ઢાલ, તરવાર,
આખરે રણધીર શિવાજીના સહવાસથી રણશૂર નીવડી, બની, તરવાર
બંદુક, ભાલાં, બરછી, તીર, કમાન વાપરવામાં નિપુણ અને મોગલા-
ગાથી દેશના દેશ કબજે કરી, વિખ્યાતિ મેળવી હતી તથા સિદીઓને
નું માન મરોડી, જર્જરિત કરી નાંખી, પોર્ટુગીઝ, ડચ પરદ્વીપસ્થ
વીર પરાક્રમ બતાવી, નમિત કર્યાં હતા, એટલુંજ નહિ, પરંતુ
લોકોને અદ્‌ભુત વીરત્વથી સેહ આપી કંપિત કર્યાં હતા.

કૈલાસ પર્વત જેવો
આ ગગન તલને સ્પર્શ કરતાં શિખરોવાળો, નદી તથા અનેક
દેદિપ્ય થતો, સહ્યાદ્રિ પર્વત, કૃષ્ણા, વેણ્યા, કોયના રમણીયતાનો અધિદેવ
નાના મોટા અમૃત જેવા ઝરાઓના વહેવાથી પાસેના પ્રદેશને સુખી
બની, દેશની ખેતીને તથા વનસ્પતિઓને ખીલાવી, મહારાષ્ટ્ર રાજ્યકર્તાઓએ
સમૃદ્ધવંત બનાવી રહ્યો છે. તેના ઉપર પ્રતાપગઢ, રાયગઢ
સંપાદન કરેલાં રાજ્યનો બચાવ કરવા માટે બાંધેલા ભભક મારી રહ્યા છે.
તથા વસંતગઢ વગેરે જેવા અદ્‌ભુત કિલ્લા ભવ્ય

સહ્યાદ્રિ પર્વતથી તે સમુદ્ર સુધીનો સાંકડો પ્રદેશ કોંકણ પટ્ટી છે. જ્યાં શિવાજી મહારાજે પર્વતોમાં વસતી જાતોને એકઠી કરી, અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં નિપુણ બનાવી, પક્કા સીપાઇ બચ્ચા બનાવ્યા હતા. સમુદ્ર પાસેની જમીન રેતાળ છે અને ઘાટનો પ્રદેશ ખડબચડો છે. એક બાજુએ અસીમ જલ દર્શાવતો મહાસમુદ્ર, અને બીજી બાજુએ નભમંડળ તરફ ધસતા સહ્યાદ્રિ પર્વત ઉપર અનંત આકાશ, આવા અવનવા અનુભવને અનુભવાવતા કોંકણ પ્રદેશમાં ઉત્પન્ન થયેલી પ્રજા સાહસિક, ઉદ્યોગી અને ધૈર્યવાન્ નીવડી છે. ઉદ્યોગબળથી શરીર-સંપત્તિ, સમૃદ્ધિ, વિદ્યા તથા કળામાંથી શું પ્રાપ્ત થઇ શકતું નથી? ઉદ્યોગના પ્રતાપથી કોંકણ પટ્ટીમાં વસતા આ કાળના ભાનૂ, મોરે, કાળે, શિંદે, ગોખલે, સાળવી, રાસ્તે, ફડકે, પાલકર, આઠવલે, પટવર્ધન, વાડીકર, દેશમુખ, ભટ, ઇચલ, કરંજીકર, ઘોરપડે ઇત્યાદિ મહા પ્રસિદ્ધિને પામ્યા હતા.

કોંકણના બે ભાગ છે. એક દક્ષિણ કોંકણ અને બીજો ઉત્તર કોંકણ. ઉત્તર કોંકણમાં કોલાબા જીલ્લો છે. કોલાબા જીલ્લાનું મુખ્ય શેહેર અલ્લીબાગ છે. શિવાજી મહારાજના સમય રંગમાં સમુદ્ર કાંઠા ઉપર જે લડાયક બે સરદારો હતા, તે પૈકી આંગ્રીયાના તાબામાં કોલાબાનો કિલ્લો હતો, જે હજુ જોવા લાયક છે.

આ જીલ્લાના તાબામાં સમુદ્ર કાંઠાના પ્રદેશ ઉપર હપસાણના સિદીઓનું જંજિરા નામે સ્વસ્થાન છે, જે મોગલ બાદશાહોના સમય-કાળમાં મહાન્ પ્રબળ ગણાઇ, પ્રસિદ્ધિને પામ્યું હતું. એટલું જ નહીં, પરંતુ શિવાજી મહારાજે નવ ફેરી સવારી કર્યા છતાં, તે, સંપૂર્ણ હસ્તગત થયું નહોતું. આ સિદી રાજ્યકર્તાઓના તાબામાં "શ્રીવર્ધન" નામે ગામ છે. "શ્રીવર્ધન"ની ખ્યાતિ મરાઠા ઇતિહાસમાં એટલી બધી મહત્તા પામી છે કે, તે અયોધ્યા, મથુરા, સતારા, મૈસુર, ઇંદોર, ગ્વાલીઅર તથા વડોદરાના નામોની પેઠે મરાઠી તવારીખમાં સાચવી રાખવી જરૂરની જણાઇ છે. આ "શ્રીવર્ધન"ની પ્રતાપી ભૂમિ ઉપર ઇસ્વીસન ૧૬૯૬ માં એક પ્રૌઢ પ્રતાપી વીર જન્મ્યો હતો, જે આ ગ્રંથનો મુખ્ય નાયક છે.

શ્રીવર્ધનની વસ્તી સુમારે ૬૦૦ ઘરોની છે. તેમાં બસે ઘરોમાં બ્રાહ્મણો વસે છે તથા ચારસે ઘરોમાં પરભુ, ભંડારી તથા મુસલમાન વગેરે જાતના લોકો વસે છે, એકંદર જન સંખ્યા આશરે છ હજારની છે. કોંકણના સંપ્રદાય પ્રમાણે આ ગામ, કેળા, નાળીએરી, સોપારી, ફનસ તથા આંબાનાં ઝાડોથી આબાદ છે. તેમાં મુખ્યત્વે કરીને સોપારી માટે

તે વધારે પ્રસિદ્ધ છે. કે જે 'શ્રીવર્ધન'ના નામ ઉપરથી સેવરધની સોપારી કહેવાય છે, તે ઘણા ઉંચા પ્રકારની છે, અને તેનો વ્યાપાર બહાર ગામ સાથે ઉત્તમ પ્રતિનો ચાલે છે.

આશરે ઇસ્વી સન ૧૬૭૬ ની સાલમાં પ્રાંત દંડા રાજાપુરી તાબાના ગામ શ્રીવર્ધનમાં ગાર્ગ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા જનાર્દનપંતના * પુત્ર વિસાજીપંત ભટ નામે કુલશીલ સંપન્ન, ચિત્તપાવન ગૃહસ્થ વસતો હતો. તે ત્યાંનો દેશમુખ હતો અને ત્યાંના કુલકરણીનું કામ પણ તે જ કરતો હતો.

વિશાજીપંતને બાલાજીપંત નામે પુત્ર હતો. તે રૂપ સંપન્ન, મિલસાર, સહાણો, તીવ્ર બુદ્ધિવાળો, કલમબાજ, ધૈર્યવાન, ઉદ્યોગી, સાહસિક, સ્વધર્મ પરાયણ, નીતિમાન્ અને દૃઢ નિશ્ચયવાળો હતો. તેમ ભટ નામની અટક પ્રમાણે વીરત્વથી અવિછિન્ન હતો. તેને મહાભારત, ભાગવત, રામાયણ તથા હિન્દુધર્મ શાસ્ત્રના બીજા ગ્રંથો વાંચવાનો, તેમ સંગ્રહ કરવાનો શોખ હતો. આ સિવાય શિવાજી મહારાજ, મોગલ, સિદી, આંગ્રે તથા વિજાપોર વગેરેના તે કાળના બાદશાહોની ખબરો સંપાદન કરી રાખી હતી, જેનો ઉપયોગ ફુરસદે પ્રસંગ પરત્વે તે કરતો હતો. તેનો સ્વભાવ જન્મથી જ આર્ય પ્રજાનાં સ્વતંત્ર ગૌરવને દીપાવવા, સ્વધર્મ અને સ્વદેશને ઉન્નતિમાં લાવવા તથા હિન્દુ પાદશાહતને સ્થાપી, મહા વીર તરીકે દીપવાને તથા સાથીઓને વીર ગૌરવથી ઉન્નત કરવા ખંતી હતો, પરાયા પરધર્મીની પરતંત્રતામાં આર્ય પ્રજાને પડેલી જોઇ, મહા ગ્લાનિવાળો



રહેતો હતો અને તેના ઉદ્ધાર માટે યત્નશીલ રહેતો હતો. દેશસુખને ત્યાં અન્નનો તોટો નહોતો. દેશ દેશાવરથી ઘણા અભ્યાગતો આવતા અને તેમને બાલાજીપંતના ઘરમાં આતિથ્ય સત્કાર થતો. બાલાજીપંત તે દેશ કાળની પદ્ધતિ પ્રમાણે દેશ દેશાંતરની તથા રાજ્ય દરબારોના કારોબારની હકીકત મેળવતો. સંભાજીને કેમ પકડી ગયા? તેનો તખ્ત-નશીન થયેલો પુત્ર રાજારામ આનંદમાં છે? ઔરંગજેબનું લશ્કર કેટલું છે? ધનાજી જાદવ, સંતાજી ઘોરપડે તથા મરાઠા સરદારો પાસે માલવા સૈનિક કેટલા છે? પુરંદરનો કિલ્લો હાલ કોને સ્વાધીન છે? આવી આવી હકીકતો મેળવી માહીતિ સારુ તેની નોંધ કરતો હતો.

બાલાજીપંતનાં લગ્ન, મહ્લાર દાદાજી બર્વેની પુત્રી રાધાબાઇ સાથે થયાં હતાં. રાધાબાઇ રૂપ, ગુણ લાવણ્યની અધિદેવી હતી. સ્વભાવે ઉદાર પણ જરા અભિમાની અને રાગદ્વેશવાળી હઠીલી હતી; તોપણ સુશીળ, સ્વધર્મશીળ, પતિવ્રતધર્મપરાયણ, અતિ નમ્ર, પતિ સેવામાં તત્પર, પતિની વૃત્તિને અનુસરનાર, પતિપરાયણ હતી. પતિની વૃત્તિને અનુસરવું એમાં જ મોક્ષ છે. એ પરંપરાના ધર્મમાં એનો સંપૂર્ણ નિશ્ચય હતો. પતિ પત્નીનો પ્રેમ અનિર્વચનીય હતો. અનિર્વચનીય પ્રેમમાં રાધા કૃષ્ણનાં જોડાંની પેઠે મહા આનંદ અનુભવતા બાલાજીપંત તથા પ્રિયા રાધાબાઇ "શ્રીવર્ધનમાં" દિવસ નિર્ગમન કરતાં હતાં.

## પ્રકરણ ૨ જું.

### જીવનપ્રભાત.

#### उपेन्द्रवज्रावृत्तम्.

इदं जनानां शुचिकीर्तितानां महाधनानां शुभवासनानाम् ॥
गुणप्रजानां च शुभांगनानां स्वदेशसेवैव महाव्रतं स्यात् ॥ १ ॥

અર્થ—"જેની નામનાઓ નિર્મળ છે, જે મહા શ્રીમંત છે, જેના અંતઃકરણની વાસના ઉત્તમ છે. એવા પુરુષોનું તથા મૂર્તિમાન્, ગુણજ્ઞ જેની સંનતિ છે, એવી ઉત્તમ સ્ત્રીઓનું સ્વદેશ સેવા એ જ મહા વ્રત છે."

---

બાલાજીપંત, પ્રેમની અધિદેવી રાધાબાઇ સાથે એક દિવસ પ્રેમ કુતૂહલ કરી રહ્યો છે. પ્રિયાને પ્રફુલ્લ ગર્ભ સહિત જોઇ, હર્ષના ભારવડે મદમગ્ન થયેલા મનવડે પરિહાસ કરતો બાલાજીપંત બોલ્યો—"હે દેવી! હવે તો તને સાતમો માસ બેઠો, કેમ, એમ જ છે કેની?" પતિના

મુખમાંથી પ્રશ્ન નિકળતાં જ, પ્રિયાના ગાલ ઉપર, અધર ઉપર અને લોચન ઉપર, મંદ મંદ હાસ્ય પ્રગટ થયું અને લજ્જા આવવાથી નીચું જોયું. પતિએ ફરી પ્રશ્ન કર્યો, "તું ઉદાસીન કેમ લાગે છે? તારી જે કંઇ ઇચ્છા હોય, તે કહે. મનમાં જે કંઇ ઇચ્છા થતી હોય તેને છૂપાવવાનું કારણ નથી."

દૃષ્ટિ નીચી રાખી, સવિનયથી મર્યાદશીલ બની, સંકોચાઇ, તેને " પ્રતિ ઉત્તર દીધો. "મારા મનમાં અવનવા તુરંગો ઉઠે છે અને એવી " ઇચ્છા થાય છે કે, આપણે ત્યાં મનોહર ઘોડી લાવવી. વસંત પૂજા કરી, બ્રાહ્મણોને દાન દક્ષિણા આપવી. વેદશાળા આપણે ત્યાં સ્થાપી, વેદ ' તથા શાસ્ત્રોનો આપણે ત્યાં ઘોષ નિરંતર થયા કરે એમ કરવું. આપણા " ચાકર રાવબા તથા ભિવબાને એક એક પાઘડી તથા સુવર્ણની કડી " બક્ષીસ આપવી અને આપણા ગામમાં વસતા યવનોને ગામ બહાર મારી " કહાડવા."

ઘણી વાર સૂધી આવો વાણી વિનોદ થવાથી, બાલાજીપંતને પ્રિયાના ગર્ભમાં ઉત્તમતા લાગી અને તેના મનમાં નિશ્ચય થયો કે, ઇશ્વરેચ્છા હશે તો, કુળ વૃદ્ધિ સાથે કુળનો ઉદય આ ગર્ભ કરે એમ છે.

આવા ને આવા વિચારમાં કેટલાક માસ ગત થતાં જ પ્રસવ કાળ પરીપૂર્ણ થયેથી, રાધા બાઇને પ્રસૂતિની વેદના થવા લાગી. પ્રિયાને પ્રસૂતિની વેદના થવાના સમાચાર જાણી, પતિ ચિંતાગ્રસ્ત થયો. તેના જીવને જરા પણ ચેન હમણાં પડતું નહોતું. પ્રસૂતિ કાળ એવો કડાકડીનો વખત છે કે, જ્યાંસૂધી છૂટા છેડા થતા નથી, ત્યાંસૂધી, કુટુંબનાં સર્વે માણસોના જીવને ચેન રહેતું નથી. તે જ પ્રમાણે બાલાજીપંતના કુટુંબનો જીવ રાધાબાઇમાં પરોવાયો હતો. બાલાજીપંતે આ ફીકરમાંથી ચિત્ત વૃતિને દૂર કહાડવા, તવારીખનાં દફ્તરનું પોટલું છોડયું અને બખરો વાંચવા બેઠો. વાંચતાં વાંચતાં રાજનીતિ નિપુણ શિવાજી મહારાજે પોતાના સાવકા ભાઇ વ્યંકોજી રાજા કે જેઓ કર્ણાટક તાબાના તંજાવરમાં રાજ્ય કરતા હતા, તેઓને સુમારે ઇસ્વીસન ૧૬૭૭ માં ઉપદેશાર્થે લખેલો પત્ર હાથ આવ્યો. વ્યંકોજી વિરક્ત જેવા બની જઇ, રાજ્યકારોબારમાંથી ચિત્ત કહાડી નાંખી, અવધૂત વૃત્તિ સ્વીકારી બેઠા હતા, તેને શિવાજી મહારાજે નીચે મુજબ પત્ર લખ્યો હતો.

"श्री"

"चिरंजीव राजश्री व्यंकोजीराजे भोंसले यांस—

अनेक आशीर्वाद, विशेष. तुह्माकडून फार दिवस पत्र नाहीं येणेंकरून चित्तास सुख वाटत नाहीं, तुह्मां विषयीं राघोपंतांनीं लिहिलें आहे कीं, तुह्मी

निरिच्छ होऊन पहिल्या प्रमाणें आपल्या शरीरास जपत नाहीं; तुह्मास मनोत्साह नाहीं; तुमचें लष्कर उगीच बसलें, आणि तुह्मीं राज्यकारभार टाकून विरक्त झालां; येणेंकरून मला मोठी चिंता वाटते. चमत्कार वाटतो कीं, आपले वडील कितीं सावध होते आणि तुमचा असा स्वभाव कसा झाला! हें योग्य नव्हे. आतां हा विरक्तपणा टाकून दक्षतेनें प्रजेचें पालन करावें, आणि आपलें सैन्य तयार ठेवून उत्तम कामामध्यें मन असावें. कारभारी यांजपासून काम घेऊन आपली प्रतिष्ठा संभाळावी. तुह्मीं माझे कनिष्ठ बंधु. तुमची स्तुति मी कानानें ऐकेन तर मला बहुत आनंद होईल. रघुनाथपंत माझ्या प्रमाणें तुमच्या उपयोगीं पडतील. जें कारणें तें त्यांस विचारून करावें. सारांश, आळस टाकावा. तारुण्य बहुत उपयोगाचें आहे. यांत वैराग्य कामाचें नाहीं. आतां सावधगिरीनें राहिल्याचा प्रत्यय दाखवा. हे आशीर्वाद.

श्री.

"ચિરંજીવ રાજેશ્રી વ્યંકોજી ભોંસલે:—

અનેક આશીર્વાદ, વિશેષ તમો તરફથી ઘણા દિવસ થયા પત્ર નથી, તેથી ચિત્તવૃત્તિને આનંદ રહેતો નથી. તમારા સંબંધમાં રઘોપંત લખે છે કે, તમો નિરુત્સાહી થઇ, તમારા શરીરની પ્રથમ પ્રમાણે માવજત રાખતા નથી.

તમારો મનોત્સાહ નષ્ટ થયો છે. તમારું સૈન્ય સુસ્ત બન્યું છે અને તમો રાજ્યકારોબાર મૂકી વિરક્ત બન્યા છો. આથી મને બહુ ચિન્તા થાય છે. ચમત્કાર, એ લાગે છે કે, આપણા વડીલો કેટલા બધા સાવધ હતા? અને તમે આવો સ્વભાવ કર્યો છે એ યોગ્ય નથી. હવે આ વિરક્તપણાને દૂર કરી, દક્ષપણે પ્રજાનું પાલન કરો અને તમારાં સૈન્યને તૈયાર કરી ઉત્તમ કાર્યો કરવા મનને યોજો. કારભારીઓએ આજ સૂધી કામ નીભાવી, તમારી પ્રતિષ્ઠાને સંભાળી છે. તમો મારા કનિષ્ઠ બંધુ છો, તમારી કીર્તિ મારા કર્ણદ્વારપર પડવાથી મને અત્યંત આનંદ થશે. રઘુનાથપંત મારા પ્રમાણે તમને ઉપયોગી થઇ પડશે, માટે આપ જે કરો, તે તેની મસલતથી કરશો. સારાંશ એ છે કે, આળસ કહાડી નાંખો. તરુણાવસ્થા બહુ ઉપયોગી છે. (રાજ્ય દ્વારીઓને) એ વયમાં વૈરાગ્ય વૃત્તિ રાખવી કામની નથી અને હવેથી તમો સાવધગીરીથી રહ્યા છો એવો દાખલો બેસાડશો." "આશીર્વાદ."

"અહાહા! શિવાજી મહારાજનો કેવો બુદ્ધિ ચમત્કાર છે, આ ઉપદેશ રંકથી તે રાય સૂધી, બાલકથી તે વૃદ્ધ સૂધી તથા જ્ઞાનશૂન્યથી તે બૃહસ્પતિ જેવા મહા સમર્થ બુદ્ધિશીલ સૂધી સર્વને ગ્રહણ કરવા યોગ્ય છે. આવા ધર્મશીલ સ્વામી જેનું મહદ્ભાગ્ય હોય, તેને જ મળે. આ મહા પુરુષના જવાથી દેશની દુર્દશા થઇ છે અને અમે દુર્ભાગ્ય થયા છીએ. આ મહા પુરુષનો પુત્ર શાહુ, મોગલોને તાબે પડ્યો છે. પ્રભુ કૃપાથી શાહુ મોગલોના બંધનમાંથી મુક્ત થઇ, તેના વડીલોના સિંહાસન ઉપર

આરૂઢ થાય તો, તેનાં દર્શને જઇ, આ દેહ, દેશ સેવા માટે તેને અર્પણ કરીશ. અને વિશ્વંભર મારી ઇચ્છાન સફલ કરી, મને આ સમયે પુત્ર રત્ન અર્પે તો, મારા પુત્રને સદુપદેશથી ઉપદેશિત કરી, દેશ સેવા માટે રાજ્યકારોબારમાં ઉપયોગી થઇ પડે એવો કરીશ."

આવી રીતે તર્ક વિતર્કથી કુતૂહલ કરી રહેલો બાલાજીપંત બખર વાંચવામાં રોકાયો. વાંચતાં, વાંચતાં, શિવાજી મહારાજના સમય રંગમાં વીર તરીકે પ્રસિદ્ધિને પામેલા બાજી નામના પુરુષોની કારકીર્દિનો એક ફાલાયદો સંગ્રહ લખી મૂકેલો હતો, તે વાંચવા માંડયો.

પ્રથમ જાવલીના દેશપાંડે બાજી પરભૂનું વૃત્તાંત વાંચ્યું. પછી બાજી મોહિતાનું, પછી બાજી ઘોરપડા મુધોળકરનું તથા મહાડના દેશમુખ બાજીનું તથા બાજી સામ્રાજ્યનું વીરત્વ વાંચતાં વાંચતાં શિવાજી મહારાજના પરમ મિત્ર મહાવીર બાજીરાવ ફસલકર સરનોબત અને વાડીકર સાવંત વચ્ચે કોંકણમાં મહાયુદ્ધ થયું હતું, તેનું વીરત્વ ભરેલું વૃત્તાંત વાંચવામાં તલ્લીન થયો હતો, એ સમયે પુત્ર પ્રસવ્યાની વધામણી કર્ણદ્વાર પર આવી. પુત્ર પ્રાપ્તિના સમાચારથી બાલાજીપંત મહા આનંદિત થયો. પુત્રપ્રાપ્તિનો આનંદ અવર્ણનીય છે. તેની ખુબી પુત્રવંત પિતાનેજ માલમ પડે છે. એ અવર્ણનીય આનંદની ખુબી અનુભવ વિના કળી શકાય એવી નથી.

શૂરવીર બાજીઓનાં વૃતાંત વાંચતાં વાંચતાં પુત્રલાભ થવાથી, તેને ઉત્તમ શકુન ગણી તથા બારસને દિવસે જન્મ તિથિ હોવાથી, બાલાજી પંતે પુત્રનું નામ બાજીરાવ પાડ્યું. બાજીરાવનો જન્મ ઇ. સ. ૧૬૯૫માં થયો. જે આ ગ્રંથનું પ્રધાનપાત્ર છે.

તે શ્રીમંત બાજીરાવ બલ્લાળ પેશવા પંત પ્રધાનના નામથી પ્રસિદ્ધિ પામ્યો છે. જેની કારકીર્દિ હિન્દુસ્થાનમાં છત્રપતિ પદ ધરનાર સતારાના રાજાના મુખ્ય દીવાન્ તરીકે વીસ વર્ષ સૂધી પ્રકાશી રહી હતી. ઇસ્વીસન ૧૭૦૦ ની સાલમાં ઔરંગજેબે તારાબાઇના સતારાનો પ્રખ્યાત કિલ્લો સર કરી, તેનું નામ "અજિમ સતારા" પાડયું હતું. પણ આ મહાન્ તેજોરાશી અજબ તારો, તે દેશ કાળમાં દેશોન્નતિનો રસ્તો બતાવતો, સ્વદેશ બંધુત્વમાં ઐક્યતા મેળવી, હિન્દુપદ પાદશાહત સ્થાપવા યત્ન કરતો; આખા હિન્દુસ્થાનમાં એક સરખી રીતે તેજ પ્રસારી, સૂર્ય પેઠે પ્રકાશી રહ્યો હતો.

બાજીરાવની પછી બે ત્રણ વર્ષે રાધાબાઇને એક પુત્ર થયો. જેનું લાડનું નામ "ચિમણો" કહેતા હતા, જે પાછળથી ચિમણાજી આપ્પા નામથી મહા પ્રસિદ્ધિને પામ્યો છે. તે પછી થોડે થોડે અંતરે બે પુત્રીઓ થઇ હતી. એકનું નામ ભિઉતાઇ તથા બીજીનું નામ આનુતાઇ હતું.

આ પ્રમાણે આ દંપતીને પેટ બે પુત્ર અને બે પુત્રી રત્ન થયાં હતાં. સમુદ્રમાં તથા પર્વતોના પ્રદેશમાં અનેક રત્નો પાકી જે કિમ્મત ઉપજાવે છે, તે કરતાં સ્ત્રીના ઉદરમાં પાકતાં માનવ રત્નની કિમ્મત અપૂર્વ છે. જે માનવ રત્નની કિમ્મત ભૂમંડળમાં થાય છે, તેનું જીવતર સાફલ્ય છે, તેનો કીર્તિધ્વજ વર્તમાન અને ભવિષ્યમાં વિજયવંત ફરકે છે. અધમ પુરુષનું જીવતર વૃથા છે, તેને કેવળ અન્નદાતા ભૂમિ તથા જન્મદાતા માતાને વૃથા ભારે મારી છે. જેણે સ્વદેશનું હિત કીધું છે; જેણે સ્વધર્મ માટે પ્રાણાર્પણ કીધો છે, જેણે ભસ્માસુર જેવા નિષ્ઠૂર રાજાઓના બંધનથી સ્વદેશને તાર્યો છે અને જેણે તન, મન અને ધનની આહૂતિ આપી, સ્વદેશનું કલ્યાણ કર્યું છે, તે જ ખરો નરરત્ન છે, તેનું જ જીવન સાફલ્ય છે અને તે જ ધન્યવાદને પાત્ર છે એટલું જ નહીં પરંતુ તે જ માનવ સૃષ્ટિનો ખરો અલંકાર છે. શ્રીમંત બાજીરાવ, આમાંનો એક હતો. બાલાજીપંતના મરણ પછી શાહુ રાજાનો પેશવા થઇ, તેણે મહારાષ્ટ્રીય પ્રજાનો ઉત્કર્ષ કર્યો, અને મોગલોને નમિત કરી, મહત્વતા સ્થાપી, આર્ય પ્રજાના ગૌરવને ગૌરવાન્વિત કીધો, એ અભિવંદનીય છે.

જનની જણજે જન ભલા, કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, ગૂમાવતી મત નૂર.

## પ્રકરણ ૩ જું.

### બાલ્યજીવન.

विद्यागमार्थं पुत्रस्य वृत्त्यर्थं यतते च यः ।
पुत्रं सदा साधु शास्ति प्रीतिकृत् स पितानृणी ॥

જે પ્રીતિ રાખનાર પિતા પુત્રને વિદ્યાભ્યાસ કરાવવામાં તથા ધંધો શીખવવામાં યત્ન કરે, અને સદા રુડી શિખામણ આપે, તે જ પુત્ર ઋણથી મુક્ત થાય છે.

---

બાલાજીપંતની કુટુંબજાળ દિવસે દિવસે વૃદ્ધિંગત થવા લાગી અને કુટુંબવૃક્ષ જેમ જેમ વધતું ગયું, તેમ તેમ તેના સાધનની ચિંતા વધારે થવા લાગી. કુલકર્ણિના ધંધાથી હવે ઘરસંસાર ઉત્તમ પ્રકારે ચાલે એવું રહ્યું નહોતું અને કોકણના પહાડી પ્રદેશમાં બીજો ધંધો હાથ લાગે એવી આશા નહોતી. જ્યાં જ્યાં નજર કરતા, ત્યાં ત્યાં નિષ્ફળતા સિવાય બીજું નજર આવતું નહોતું. ઘરના જીવન નિર્વાહ સારુ ખેતી કરી જમીનમાંથી

મહા શ્રમ કરીને જે નાગલી તથા કોદરી જેવું નિર્માલ્ય ધાન્ય પકવના તે કુટુંબને ચાર પાંચ માસ પણ પહોંચતું નહિ અને ચટણી જેવું થઇ જતું. બીજી તરફ દેશસ્થિતિ ઘણીજ અવ્યવસ્થિત થઇ ગઇ હતી. મોગલોના સ્વારો ચોગરદમ ત્રાહે ત્રાહે વર્તાવી રહ્યા હતા અને ઘાટના પ્રદેશ ઉપર સત્તા ચલાવનાર સિદી તથા આંગ્રેના વચ્ચે દ્વેષનો અગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો હતો. તેઓ એક બીજા ઉપર સ્વારી કરવાની તૈયારીમાં હતા, અને તેથી તેઓ અવનવા ફંદ રચી, દેશમાં ત્રાહે ત્રાહે પોકરાવતા હતા. જેથી દેશમાં બળીઆના બે ભાગ જેવું થયું હતું. જાનમાલની યત્કિંચિત્ સલામતિ નહોતી; માટે એવા પ્રદેશમાંથી દૂર જઇ, કુટુંબવત્સલનું રક્ષણ થાય એવા દેશમાં જઇ વસવું. ને દેશ તેવો વેશ કરી, ત્યાં નિર્વાહ ચલાવવો, એવા તર્ક વિતર્કમાં બાલાજીપંત ચિંતાગ્રસ્ત રહેતો હતો.

તે દેશકાળની રીતિ પ્રમાણે બાજીરાવ તથા ચિમનાજી આપ્પાને વિદ્યાભ્યાસ ગામડી નિશાળના મહેતાજીથી શરુ થયો. તે ગામમાં એક ભાંગું તૂટું ભણેલો વૃદ્ધ બ્રાહ્મણ મહેતાજીનું કામ કરતો હતો. તેની પાસે જ્ઞાનભંડોલ ઘણું જ થોડું હતું, તેની પાસે જે ભણવાનું હતું, તે ઘણા ટૂંકા વખતમાં બન્ને ભાઇઓ શીખી ગયા. "કૂવામાં પાણી હોય તો હવાડામાં આવે" એ કહેવતનો વિચાર કરી, ગુરુનું બુદ્ધિબળ માપી લઈ, બાલાજીપંતે ગૃહશિક્ષણનો ક્રમ શરુ કીધો. બાળકુમારો મનોહર હતા, તેમનું શરીર ધીંટ અને મજબૂત હતું. તેમનાં પ્રશસ્ત લલાટો તેજોમયપણાંથી સર્વને ચકિત કરતાં હતાં. મુખમંડળ ઉપર સાહસ અને આત્મોન્નતિની અભિલાષા દર્શાવતું, અસીમ પરાક્રમ પ્રકાશી રહ્યું હતું. તેમની અસાધારણ બુદ્ધિના યોગે તેઓને જે કાંઇ શીખવવામાં આવતું, તે સેહેલાઇથી ગ્રહણ કરતા હતા. પુત્રોમાં વીરત્વ લાવવા તથા ધૈર્ય આણવા સારુ બાલાજીપંતે વાઘ, વરુ તથા રીંછ જેવાં ક્રૂર પ્રાણીઓનાં ચિત્રો બતાવી, તેમના ગુણ દોષોનું જ્ઞાન આપવા માંડયું. તેમનાં શરીરને દૃઢ કરવા માટે દૂધની રાતબ બાંધી કસરતે ચઢાવ્યા તથા દંડપટ્ટા, જોડી અને બન્નેટી કેમ ફેરવવી ? તેની કસોટી આપી અને દશ બાર વર્ષના થતાં જ, બંને બાળકુંવરોને પર્વતની ખીણોના પ્રદેશમાં ચકેડીએ ચઢાવી, પર્વતોના માર્ગથી નિપુણ બનાવ્યા. આથી સહનશીલ થઇ, ચંચળ બન્યા. પ્રસંગોપાત રામાયણ તથા મહાભારતમાંનાં નાનાં નાનાં દૃષ્ટાંતો, જેવાં કે રામ લક્ષ્મણનું બંધુત્વ, રામ રાવણનું યુદ્ધ, પાંડવોનો વનવાસ, તેમાં તેમનું ગુપ્ત રહેવું, ભીષ્મ તથા અર્જુનનુ વીરત્વ, દ્રોણાચાર્યનું કૌશલ્ય, કર્ણની રાજ્યનિષ્ઠા, ભીમ દુર્યોધનનું મલ્લયુદ્ધ અને દ્રૌપદીનં ચાપલ્ય વગેરે કહી, સદુપદેશથી ઉપદેશિત

કરતો અને તે કહ્યા પછી પાછો તેમની પાસે કહેવડાવી, પુનરાવર્તન કરાવતો, બખરોના દફતરોમાંથી એક પછી એક કાગળો વંચાવી, તેમને **સતારા**, **પુના**, **દિલ્લી**, **માળવા** **ખાનદેશ**, **નર્મદા**, **કોલ્હાપુર**, **સુરત**, **મોગલાઇનો** પ્રદેશ, **શિવાજી** તથા **સંભાજી** મહારાજના રાજ્યની સીમા તથા **વિજાપુરની** સંપૂર્ણ માહીતિ આપી, એટલું જ નહિં, પરંતુ **સંભાજી** મહારાજનો યવનોએ કેવી ક્રૂરતાથી વધ કર્યો? **ઔરંગજેબની** પાદશાહી સ્વારી અને અમીરી ઠાઠ કેવો હતો? **શિવાજી** મહારાજનો સ્વધર્મગૌરવ, સ્વદેશગૌરવ, તથા વીરત્વ કેવું હતું? તથા ઉન્નતિક્રમનો માર્ગ કેવી રીતે પકડયો હતો? તે સર્વનું ચિત્ર તેમના હૃદયપટ ઉપર ચમત્કારિક રીતે ઉત્તેજિત કરી, ચિતરતો હતો. આવાં વીર વૃત્તાંતોથી, તેમની જિજ્ઞાસા, નગર, પર્વતો, નદીઓ તથા રાજ્યો જોવાને ઉત્તેજિત થઇ. જિજ્ઞાસા એ બુદ્ધિની કન્યા અને જ્ઞાનની માતા છે. એનાથી સર્વ પ્રકારનાં બીજો ઉન્નત થાય છે. પ્રબળ જિજ્ઞાસા એ સર્વ કાર્યને અનુકૂલ કરવાને પ્રબલ છે. યુવકોની ઇચ્છા દેશ પ્રદેશ નિહાળવાની થઇ, પણ તે મનોરથ પૂર્ણ થયો નહિ. તેમ કોઇ ઉત્તમ ગુરુથી વિદ્યાવૃદ્ધિ કરવાનું પણ સાધન મળ્યું નહિ. આથી નવરો મુત્સદ્દી નખોદ વાળે, એ મીસાલે તે બન્ને યુવકો દિન પ્રતિદિન મસ્ત થતા ચાલ્યા અને આઠે પોહોર સુધી રમત ગમતો કરવામાં પડયા. નાળીએરી અને સોપારીનાં ઝાડો ઉપર કાચીંડાની પેઠે સરર ચઢતા અને ઝાડ ઉપરથી ધમોધમ નીચે પડતું નાંખતા. આવી રીતે પડવાથી ઘણી ફેરી ઘૂંટણ છોલાતા તથા શરીર ઉપર જખમો પડતા, જે રુઝાવતાં માતા પિતાને ઘણો શ્રમ પડતો. તેઓ એમને બહુ ઠપકો દેતાં અને ધાક બતાવતાં, પણ તે સર્વ વ્યર્થ જતું. બાળયુવકોની ટોળીઓ લઇ, તેઓ સમુદ્ર તીરે જતા, ત્યાં બબ્બે ત્રણ ત્રણ કલાક સુધી પાણીમાં પડી રહી, ડૂબકીઓ ખાતા, વળી બહાર નીકળી કીનારાના રેતીના પ્રદેશમાં ગેંડીદડો, ગીલીડંડો, કુદીઓ, ચકભીલું વગેરે રમતો રમતા અને **બાજીરાવના** હાથમાં આવેલો દાવ, પરાકાષ્ટાએ પણ બીજા પાસે જતો નહિ. સર્વે રમનારાઓને ત્રાહે ત્રાહે પોકરાવી નાંખતો અને જ્યારે રમનાર ગોઠીઆ રડવા જેવા થઇ જતા, ત્યારે જાણી જોઇને દાવ ચૂકતો, **મુસલમાનના** છોકરાઓને પકડી લાવી, તેમને ઘોડાની પેઠે ઘુંટણીએ પાડી, તે ઉપર બેસતો અને પછી કુલ્લાપર, થાપડો મારી દોડાવતો, તેઓ સાથે કુસ્તી કરી, ચીત કરતો અને જેવો **બાજીરાવ** ચીત કરતો કે; **ચિમનાજી** આપ્પા તેની તંગડી પકડી, ઘસડી દૂર ફેંકી દેતો. **બ્રાહ્મણ**, કણબી, **માલી** તથા **હેટકરીના** છોકરાઓ ઉપર તેનો સંપૂર્ણ પ્યાર હતો.

તેથી જો કોઇ મુસલમાનના છોકરા તેને મારતા હોય તો પોતે છૂટી પડી, તેના ઉપર મુષ્ટિ પ્રહાર કરતો અને જેવો બાજીરાવ મુષ્ટિ પ્રહાર કરતો તેવો જ ચિમનાજી તેની મદદે જઇ પહોંચી સેહ આપતો. મુસલમાનના છોકરાઓનાં કપડાં છીનવી લઇ; હિન્દુના છોકરાઓને આપતો. આવી આવી રીતે મુસલમાનના છોકરાઓને ત્રાસ આપતો, ને આવી રીતે કરતાં કોઇને સખ્ત વાગતું અને લોહી લોહાણ થતું તો, બાજીરાવ ડાહ્યો ડમરો થઇ, પોતાનાં અંગરખાંની ચાળથી તેનાં આંસુ લૂછી, તેના જખમમાં ધૂળ ભરી કે જાળું દાબી, શુશ્રૂષા કરી, તેને ઘેર મૂકી આવતો.

ગામમાં હિન્દુના અને મુસલમાનના છોકરાઓની બે ટોળીઓ બંધાઇ, અને તેઓએ મહા ઉત્પાત માંડ્યો, તેથી દેશમુખને ત્યાં બાજીરાવના જુલમની ફરિયાદ વિનાનો એક પણ દિવસ ખાલી જતો નહીં.

ચિમનાજી આપ્પા તથા બાજીરાવમાં અપૂર્વ બંધુભાવ હતો. ચિમનાજી વડીલ બંધુનો આજ્ઞાંકિત અને સર્વ કાર્યમાં સહાનુભૂતિ પૂરનાર સાહસિક હતો અને બાજીરાવને કનિષ્ઠ બંધુ ચિમનાજી સિવાય જરા પણ ચેન પડતું નહીં. અપૂર્વ બંધુત્વ ભાવથી બંને ભાઇઓ પ્રેમ મસ્ત રહેતા. માતા પિતા જે કાંઇ ખાવાનું આપતા તે સપ્રેમે વેહેંચી ખાતા.

અસીમ બંધુત્વભાવ ઉન્નતિ માર્ગને ઉન્નત કરનારો મહા માર્ગ છે. સાંપ્રત કાળના બંધુઓ એક બીજાનો ઉદય જોઇ શકતા નથી, એક બીજાની ચક્ષુ પ્રેમથી મળતી નથી, એક બીજાના કાર્યમાં સહાનુભૂતિ પૂરતા નથી, એક બીજાની પાછળ, તેનાં કાર્યની અવગણના કરે છે, તેના ઉન્નતિના માર્ગનો રોધ કરવા મથે છે, એકની ઉત્તમ સ્થિતિ જોઇ, બીજાના મનમાં તેલ રેડાય છે એવા પાજી બંધુઓ કે જેઓ ઘરની ઉન્નતિ નથી કરી શકતા, તો તેઓ દેશની ઉન્નતિ શું કરી શકશે? કૌવચ વાવવાથી આંબાનાં ફળની આશા કેમ રાખી શકાશે? બંધુત્વની સાંકળ ઘર, ગ્રામથી તે દેશ સૂધી સંકલાવવી જરૂરની છે. જે સકળ સંપને સબળ કરી, સુખસત્તાનું મહા સાધન થાય છે.

જન્મ ભૂમિનો પરિત્યાગ કોઇને પણ આનંદરૂપ નથી. પોતાનું ઘર છોડતાં કોની આંખમાંથી આંસુની નીક વહેતી નથી? પ્રાણાંત કષ્ટ થાય છે, અસીમ વેદના વેઠવી પડે છે, પણ જ્યારે માણસ લાચાર થાય છે, બધી તરેહથી હાથ હેઠા પડે છે, કોઇ પણ આરો રહેતો નથી, ત્યારે તે પોતાના રહેઠાણને ત્યાગે છે. **બાલાજીપંત**ને આવો કડવો અનુભવ થયો.

**આંગ્રે** અને **જંજીરા**ના **સિદ્દી** રાજ્યકર્ત્તા વચ્ચે વૈર્યનો અગ્નિ પ્રજ્વલિત થઇ રહ્યો હતો. તેમાં **સિદ્દી**ના કાનપર કોઇએ એવી વાત ભેરવી કે, "**બાલાજીપંત** આપના તાબાનો માણસ છતાં, **આંગ્રે** સાથે મસલત ચલાવે છે અને તેની સલાહથી જ **આંગ્રે** તમારી ઉપર સ્વારી લાવવાની તૈયારીમાં છે." **સિદ્દી** કાચા કાનનો હોવાથી, આ વર્તમાનને સત્ય માની, ક્રોધાક્રાન્ત થઇ ગયો અને હાથ પગ અફાળી ક્રોધાવેશમાં નિશ્ચય દર્શાવ્યો કે, આ શમશેરથી એક દેશમુખના બે દેશમુખ કરીશ." આ વર્તમાનની ખબર **બાલાજીપંત**ને થતાં જ તે, થરથર કાંપવા લાગ્યો અને પ્રાણાન્તની સીમાને અનુભવવા લાગ્યો. હબસી રાજ્યકર્તાની સત્તા અપૂર્વ હતી અને તે કહે તે જ કારણ અને તે બાંધે તે જ ધોરણ હતું. તેના મોનો હુકમ તે જ કાયદો હતો.

**સિદ્દી**ની શિક્ષા પદ્ધતિ ઘણી જ ક્રૂર હતી. હાથ પગ બાંધી, થેલામાં ઘાલી, સમુદ્રમાં બૂડાડવાની તથા પર્વતના શિખર ઉપરથી હાથ પગ બાંધી, ખાણમાં ગબડાવી દેવાની તથા ગૌમાંસ મોમાં ઘાલી, વટલાવવાની તથા ચીભડાંની પેઠે ચીરી નાંખવાની તથા દરેક અવયવના ટૂકડા કરી રીબાવી રીબાવી મારવાની, હાથ પગ બાંધી, કાનમાં કાંકરા ખોસી, ગબડાવવાની, તપેલા સાણસાથી સુંવાળી જગો તોડાવવાની, શીશાનો ઉકળતો રસ ગળામાં નાંખવાની, શિરચ્છેદ કરવાની, કાનમાં તથા અપાન દ્વારમાં મેખો મારવાની, જીવતા શરીર ઉપરથી ખાલ ઉખેડી નાંખવાની તથા શરીરની ધોરી નસો કાપી નાંખવા વગેરેની શિક્ષા કરતા. આ ક્રૂર શિક્ષાઓ કોનાં હૃદયને કંપાવ્યા સિવાય રહે તેમ છે? તેમાં **બાલાજી**-પંતને તો અનુભવ થયો હતો, જે તેની સન્મુખ તરી આવ્યો. આથી તેની છાતી ધડકવા લાગી અને મૃત્યુની પરિસીમા અનુભવવા લાગ્યો. **બાલાજીપંત**નો ભાઇ જનાર્દનપંત ઉર્ફે **જાનોજી**ને **સિદ્દી** રાજ્યકર્ત્તાએ કોથળામાં ઘાલી, સમુદ્રમાં બૂડાડી દીધો હતો અને તેની પેઠે તેનો અને તેના કુટુંબનો હાલ થશે, એ વિચારે તેને કંપાવી નાંખ્યો અને તેથી તેણે નિશ્ચય કીધો કે, "આ અંધેરી નગરીના ગંડુ રાજાના રાજ્યમાં રહેવું યોગ્ય નથી, માટે જેમ બને તેમ ત્વરાથી ઘરને છોડી,

આ દેશને છેલ્લી સલામ કરી, નહાસી છૂટવું જરૂરનું છે" પતિના વિચારને રાધાબાઇએ સંમતિ આપી.

ઉષાની લાલ છટા પૂર્વમાં જણાતાં જ, દંપતીએ કુટુંબ સાથે ઘર છોડ્યું. ઘરનો ઉંમરો કોઇને છોડવો ગમતો નથી. જન્મભૂમિ સર્વને પ્યારી છે. દરેક પ્રજાનો પોતાની જન્મભૂમિ માટે અપૂર્વ પ્રેમ છે. અને તે પર સર્વનો સરખો હક છે. પણ સત્તાને આધીન સર્વને થવું પડે છે. શમશેર જેની બલિષ્ટ છે, તેનો હક સર્વથી બલિષ્ટ છે. **બાલાજીપંત** **સિદીથી** પરાજિત હતો. તેનો હક પણ પરાજય પામ્યો હતો. **બાલાજીના** દેહે, તે સ્વીકાર્યો, પણ અંતઃકરણે તેનો સ્વીકાર કર્યો નહોતો, તેનાં અંતઃકરણની અમાન્યતા નેત્રદ્વારમાંથી નીકળતાં ખળખળ આંસુની ધારા દર્શાવી આપતી હતી અને પિતાના ચક્ષુમાંથી વહેતાં આંસુની ધારાએ બાળ યુવક **બાજીરાવ** તથા **ચિમનાજીના** હૃદયમાં યવનો માટે અગ્નિજ્વાલા પ્રજ્જ્વલિત કરી હતી. જેણે ભવિષ્યમાં **મોગલ** પાદશાહતને નમિત કરી, અવનવા રંગ દર્શાવ્યા છે, તેનું આ સૂક્ષ્મ બીજ હતું. માર્ગ ક્રમણ કરતાં કરતાં, **બાલાજીપંત** **સાસવડ** ગામે આવ્યો. જ્યાં તેમને **અંબાજીપંત** **પુરંદર** નામના ગૃહસ્થે આશ્રય આપ્યો. પાછળથી **અંબાજીપંત** અને **બાલાજીપંત** **સતારે** ગયા. આ સમયે **બાજીરાવની** ઉમ્મર અગીઆર, બાર વર્ષની હતી અને **ચિમનાજી** આપ્પાની ઉમ્મર નવદશ વર્ષની હતી.

---

## પ્રકરણ ૪ થું.

### શિક્ષણક્રમ.

यद्यदेव विद्यया क्रियते तत्तदेव वीर्यवत्तरं भवति ।

જે જે ક્રિયા વિદ્યાવડે એટલે જ્ઞાનપૂર્વક શિક્ષણ લઇ કરવામાં આવે છે, તે ક્રિયા અધિક બળવતી થાય છે એટલે તે ક્રિયાથી ઇપ્સિત ફળ પ્રાપ્ત થાય છે.

---

ઇસ્વીસન ૧૭૦૭ માં **બાલાજીપંતે** **સતારામાં** નિવાસ કર્યો. ત્યાં દિન પ્રતિદિન તેમનાં ભાગ્યનો ઉદય થવા લાગ્યો. જે **અંબાજીપંત** **પુરંદરે** તથા **પરશુરામ** **ત્ર્યંબક** પ્રતિનિધિના આશ્રય પ્રતાપથી સેનાપતિ **ધનાજીરાવ** **જાદવના** સંબંધમાં જોડાયો. આ સમયે ધર્મ કર્મ સંયોગથી **શાહુ** રાજા **ઔરંગઝેબના** કેદખાનાંમાંથી મુક્ત થઇ, **સતારાના** સિંહાસન ઉપર

આરૂઢ થયો. તેણે સેનાપતિ ધનાજીરાવ જાદવને જમાબંધી તથા વસુલાતનું કામ સોંપ્યું. આ કામ તેણે બાજીરાવના પિતા બાલાજી વિશ્વનાથ તથા અંબાજીપંત પુરંદરેને કામદાર નીમી કરાવવા માંડયું. બાલાજીરાવે ખંતથી ઉત્સાહપૂર્વક જમાબંદીનું કામ સારું કર્યું ને ઉત્તમ રીતિ દાખલ કરવાથી ધનાજીરાવ પ્રસન્ન થયો. આથી તેના ઉપર સંપૂર્ણ કૃપા થવાથી, શાહૂરાજા પાસે તેની અત્યંત તારીફ કરી. ધીમે ધીમે રાજ્ય દરબારમાં તેમની એટલી બધી મહત્તા પડી કે, ધનાજીરાવની ગેરહાજરીમાં દફતરદારનું સઘળું કામ તેની પાસે સ્વતંત્રપણે લેવામાં આવતું.

સતારામાં વસ્યા પછી બાજીરાવ તથા ચિમનાજી આપ્પાનું ઉદ્ધતપણું નષ્ટ થયું અને રાજ્યનીતિ રીતિથી એવા કાબેલ બન્યા કે, બાજીરાવની બોલવાની મધુર શૈલીથી ધનાજીરાવ જાદવ તથા શાહૂ રાજા સંતોષ પ્રદર્શિત કરતા અને તેનું શ્રીમુખ જોઇ આનંદિત થતા. ધનાજીરાવને ચંદ્રસેન નામે પુત્ર હતો. બાજીરાવને તેના સહવાસમાં રાખી, પકકો ઘોડેસ્વાર બનાવ્યો. તથા તે સાથે ભાલાં, બરછી, બોથાટી, તરવાર, જમૈયો, ખંજર, કટારી તથા બંદુકની નિશાન મારવાનું શીખવી, પ્રવીણ સૈનિક બનાવ્યો. મહા વીર ધનાજી જેવો રણશૂર ગુરુ શીખવનાર અને બાજીરાવ જેવો બુદ્ધિમાન્ શિષ્ય શિખનાર, એમાં શું ખામી હોય? બાજીરાવનું સવિનય ભરેલું વીરત્વ, શૈલીથી બેસવું, ઉઠવું તથા સમયોચિત મધુરત્વ ભરેલી વાણી ચાંચલ્યથી રાજા હર્ષિત થતો. તેથી બબ્બે ઘટિકા તેને પોતાની પાસે બોલાવી, વાણીવિનોદ કરતો. બાજીરાવ તથા ચિમનાજી આપ્પાનો હવે લગ્ન સંબંધ થયો. બાજીરાવનું લગ્ન કાશીબાઇ સાથે થયું હતું. કાશીબાઇના પિતા શ્રીમાન્ ગૃહસ્થ હતા, તેમનું નામ ચાસકર જોશી હતું. કાશીબાઇ પ્રેમની અધિદેવી હતી. મનોહર, ઉદાર, ગંભીર, સહનશીલ સાથે સ્વાભિમાની પણ લાવણ્યની ખાણ હતી. પ્રિયાનો પ્રીતમ ઉપર અપૂર્વ પ્રેમ હતો, તેમ પ્રીતમ પણ પ્રિયાના પ્રેમ બંધનને આધીન હતો. ચિમનાજી આપ્પાનાં લગ્ન વિશ્વનાથ પંત પેઠેની પુત્રી રખમાબાઇ સાથે થયાં હતાં. બાજીરાવને બે બેહેન હતી, તેમને સુખી ગૃહસ્થો સાથે પરણાવી હતી. ભિઉતાઇને બારામતીકર આપુજી નાઇક જોશીના ભાઇ આબાજી નાયક સાથે પરણાવી હતી. જેઓ મહાન્ શ્રીમંત કરોડાધીશ હતા. પુનામાં શુક્રવાર પેંઠ પાસે બારામતીકરનો વાડો છે. તે જોતાં બાજીરાવના સમય રંગમાં તેમના આશ્રયથી શ્રીમાનપણાની શ્રેષ્ટતા ઉચ્ચ ટોંચને પામી હતી, એમ ખાત્રી થાય છે. બીજી બેહેન અનુતાઇનો લગ્નસંબંધ ઇચલ કરંજીકરના જાગીરદાર નારાયણરાવ ઘોરપડે સાથે જોડયો હતો. તેનો

પુત્ર ચંદ્રરાવ બાજીરાવના હાથ નીચે સરદાર હતો. જેનું નામ મહારાષ્ટ્રના ઇતિહાસમાં પ્રસિદ્ધિને પામ્યું છે. આ સ્વસ્થાન કોલ્હાપુરના તાબામાં આવેલું છે. શ્રીવર્ધન છોડવા સાથે જ બાલાજીપંત સિદીઓના ત્રાસથી મુક્ત થયો. પણ તે પછી તેને થોડા વિઘ્નોમાંથી પસાર થવું પડ્યું નથી. માણસની કસોટી સામલો છે. વિશ્વ એ મનુષ્યને ઉત્તમ શિક્ષણ આપનાર મહા પાઠશાળા છે. જેમ જેમ અનુભવ થાય છે, તેમ-તેમ નિપુણતા વધે છે. વિદ્યા કળા શીખવી આવડે છે પણ સાહસ, ધૈર્ય અને સમયોચિત ચાતુર્યના અનુભવની કસોટીએ ચઢ્યા સિવાય જગતને વિસ્મય કરી, મહત્વતા પાડતું નથી. બાલાજીપંત વિશ્વની અનુભવશાળાનો વિદ્યાર્થી થઇ, દેશ કાળને અનુકૂલ થઇ, તેને અનુકૂલ કરવાનો પાઠ પઢતો હતો.

મોગલો તરફથી તહનામા પ્રમાણે ચોથાઇ, સરદેશમુખી તથા ઘાસદાણાનો હક બરોબર વસૂલ થતાં નહોતાં. તે વસૂલ કરવાનું કામ બાલાજીપંત તથા સેનાપતિ ચંદ્રસેન જાદવને સોંપી, સૈન્ય સાથે મોકલ્યા. ચંદ્રસેન, બાલાજીપંતનો દ્વેષી હતો. તેણે આ સમયે વૈર લેવાનો નિશ્ચય કીધો. કપટાચારી ચંદ્રસેને બંનેના સ્વારો મૃગયા રમવા સારુ ગયેલા, તે વખત સાંધી કલેશનું કારણ ઉભું કરી, પોતાના સ્વારોને બાલાજીપંત ઉપર હલ્લો કરવાને મોકલ્યા. સમયોચિત બાલાજીપંત કપટાચારીના કપટથી ચેતી ગયો અને પોતાના વિશ્વાસુ સ્વારો સાથે બાજીરાવ તથા ચિમનાજી આપ્પાને લઇ, રક્ષણ સારુ નાહાશી છૂટ્યો, અને પાંડવગડની પાસેના અરણ્યમાં આશ્રય લીધો. ત્યાં કેટલાક દિવસ વિપત્તિમાં કહાડ્યા. આ સમયે તેની સાથે શીલેદાર પિલાજીરાવ જાદવ તથા નાથાજીરાવ ધુમાળ હતા. સંકટનો કટાકટીનો વખત જોઇ, તેઓએ કહ્યું, “સ્વામિન્! આવા સુકુમાર બાળકો સાથે આ અરણ્યમાં પડી રહેવું યોગ્ય નથી. આ બાળકો અમારા પ્રાણ સમાન છે. એમના રક્ષણમાં અમારું જીવન સમાયલું છે. અમે કદી એમનો વાંકો વાળ થવા દેનાર નથી. જ્યાં આપ પગ મૂકશો, ત્યાં અમારું શીર આપવા તત્પર છીએ. માટે આ અરણ્યમાંથી હરેક રીતે યત્ન કરી, આપને પાંડવ ગડ પ્હોંચાડવા યત્ન કર્યો છે માટે આપ આજ્ઞા કરો. હે સ્વામી! એ નિશ્ચય માનજો કે, જ્યાંસૂધી અમારા જીવમાં જીવ છે, ત્યાંસૂધી સ્વામીના કુટુંબને ધક્કો લાગવા દેનાર નથી.” આ સાંભળતાં જ બાજીરાવનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તે વીર પદ્ધતિથી બોલ્યો; “પિતાજી! જાદવ તથા ધુમાળ કહે છે, તે સત્ય છે. વીર પુરુષોએ વીરત્વ બતાવી, જય મેળવવો કે સ્વાર્પણ કરવું, એ ખરું કર્તવ્ય છે. કાયરની પેઠે વાઘ, વરુ ફાડી ખાય એવા

પ્રદેશમાં પડી રહેવું, એના કરતાં વીરત્વથી અસ્ત્ર શસ્ત્રના બે હાથ બતાવી, પ્રાણ વિસર્જન કરવો એ ઉત્તમ છે. આપણો પક્ષ હાલ નિર્બળ છે, એ સત્ય છે પરંતુ જ્યારે નિર્બળ પક્ષ શૂરત્વ બતાવી, સબળ પક્ષને સમશેરથી સેહ આપશે ત્યારે છત્રપતિ **શાહૂ** મહારાજા આપણી પીઠ થાબડી, ધન્ય-વાદ આપશે અને સિપાઇગીરીમાં નિપુણ થયેલા અમો, રણ રંગ સમયે મહા વીરત્વ ભરેલી શૈલીથી, તરવારથી કેવી કતલ ચલાવીએ છીએ? તથા રણધીર થઇ, શત્રુનો દાવપેચ કેમ ચૂકવી છીએ? તથા બંદુકની નેમ કેવી આબાદ તાકી, શત્રુને ઉડાવીએ છીએ? એની પરીક્ષા જોવાની આપને આ ખરી તક મળશે. પુત્રની વીર વાણીથી **બાલાજીપંત** ઉત્તેજિત થયો. તેને પુત્રની તથા સિલેદારોની સલાહ યોગ્ય લાગી. તેઓ વીરત્વનો ચમત્કાર બતાવતા અને શત્રુઓને સેહ આપતા આપતા, ત્વરાથી **પાંડવગઢ**માં સહિસલામત આવી પહોંચ્યા. **બાજીરાવ**નો આ યુદ્ધશાળાની પરીક્ષાનો પ્રથમ પ્રસંગ હતો અને વીર તરિકેની કસો-ટીમાં તે જગત્ સન્મુખ ઇ. સ. ૧૭૧૩ ની સાલમાં પ્રથમ આવ્યો. માટે એ સાલ અભિવંદનીય છે. સુજ્ઞ પુરુષો નિમકહલાલ નોકરોનો બદલો વાળ્યા સિવાય રહેતા નથી અને વીર પુરુષોને, વીરત્વ ધારણ કરનારાઓ વિસરતા નથી. એ જ કારણથી **પીલાજીરાવ જાદવ**ને વખત આવતાં જ મહત્પદે **બાજીરાવે** ચઢાવ્યો હતો. જે **પેશ્વા**નો વિશ્વાસુ સરદાર નીવડી પ્રસિદ્ધિને પામ્યો છે. બીજી તરફ નિમકહરામીને બેઇમાનીનો બદલો મળ્યા સિવાય રહેતો નથી. એ સૂત્રને અનુસારે, સેનાપતિ **ચંદ્રસેન** ઉપર મહારાજની ઇતરાજી થઇ. આથી તે **શાહૂ** મહારાજાનો પક્ષ છોડી, **મોગ-લો**ને જઇ મળ્યો, જેના પરાક્રમી પિતા **ધનાજીરાવે**, **વિજાપુર**ના યવન લશ્કર ઉપર તરવાર ચલાવી, ખ્યાતિ મેળવી હતી. જેને હિન્દુપદ પાદ-શાહત સ્થાપન કરવા, આર્ય ધર્મનો જીર્ણોદ્ધાર કરવા, હિન્દુ ગૌરવને દીપાવવા તથા ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરવા તથા **મોગલ** રાજ્યનો અંત લાવવા નિશ્ચય કરી, મહા વીરત્વથી **મોગલો**ને ત્રાહે ત્રાહે પોકરાવી હતી. જેને **મોગલો**ના રાજ્યમાં લૂટફાટ કરી, **રાજારામ** રાજાને પ્રસન્ન કરી, જય-સિંહરાવનો કિતાબ મેળવ્યો હતો. તે પ્રાતઃસ્મરણીય પ્રતાપી વીરનો છોકરો **મોગલો**નો સેવક થયો. તે આર્ય ધર્મને અપમાનિત કરનાર, આર્ય પ્રજાની સ્વતંત્રતા તથા સુખ સત્તાને હરનાર તથા સંપત્તિ, સંતતિને ભ્રષ્ટ કરનાર અનાચારી યવનોનો અનુચર થયો છે. જે પિતાના વીર પરાક્રમથી **મોગલો**ના ઘોડા પાણી પીવાનું ભૂલી જતા અને પાણી પીતા

પીતા ત્રાસતા હતા. તેવા સમરરંગી પિતાના કુપુત્રે નિમકહરામ થઇ, સ્વકુટુંબને કલંકિત કરી, યવનની પાદસેવા સ્વીકારી, સ્વરાજ્યને નાશ કરવા, કુહાડીના હાથારૂપે બન્યો છે. એક કુપુત્રનાં કલંકિત કૃત્યો ઉપર પડદો નાંખી વાંચનાર આગળ ચાલો.

નિઝામ ઉલમુલખ મહા સૈન્ય લઇ, **શાહૂ** મહારાજાના પ્રદેશ ઉપર ચઢી આવે છે,' એવા વર્તમાન મળતાં જ, મહારાજે **બાલાજીપંતને** "સેનાકર્તે"નો ઇલકાબ બક્ષી, ફોજ આપી, યુદ્ધ કરવા મોકલ્યો. બન્ને સૈન્યનો મુકાબલો **પુરંદરના** કિલ્લા આગળ થયો. મહા યુદ્ધ થયું, તેમાં મોગલોનો, વીર **બાલાજીએ** વીરત્વ ભરેલી રીતે પરાભવ કર્યો અને તેની સાથે તહ કરી **બાલાજીપંત સતારે** આવ્યો.

આ સમયરંગમાં છત્રપતિના રાજ્યમાં અવ્યવસ્થા થવા લાગી હતી. કેટલાક **શાહૂ** મહારાજનો પક્ષ સ્વીકારી બેઠા હતા, ત્યારે કેટલાક **કોલ્હા-પુરના સંભાજીના** અનુયાયી થયા હતા અને કેટલાક મોગલોને જઇ મળ્યા હતા, ત્યારે કેટલાક પોતે જાતે રાજપદ્રિ ધારણ કરી સ્વતંત્ર થયા હતા.

આ અવ્યવસ્થાને દાબી દઇ, રાજ્ય વ્યવસ્થાને ઉત્તમ સ્થાપવા સારુ **શાહૂ** રાજાએ **બાલાજીપંતની** નિમણુક કરી, તેને સંપૂર્ણ જોઇતી સૈન્ય સામગ્રી આપી, વ્યવસ્થા કરવા મોકલ્યો. **બાલાજીપંતે** પ્રથમ **હિંગણ** ગામની ગઢીના રાજા દમાજી થોરાત ઉપર સ્વારી કરી. દમાજી સ્વભાવે બહુ ક્રૂર તથા પક્કો દાંડ હતો, તે પ્રથમ કોલ્હાપુરનો અનુયાયી હતો, તે પાછળથી **હિંગણ** ગામની ગઢીને કબજે કરી, તેનો રાજા કહેવાવા લાગ્યો. એની સત્તા ગઢીની ફરતા વીશ વીશ માઇલ સુધી હતી. **બાલાજીપંત** સૈન્ય સાથે ચઢી આવ્યો છે, એ વર્તમાન જાણી, કપટાચારીએ કપટ પ્રકરણને હાથમાં લીધું. ગળગળો થઇ જઇ, આજ્ઞાંકિતપણું દર્શાવતો, **બાલાજીપંત** પાસે ગયો અને નમ્રતાયુક્ત વિનંતિ કરી અને બેલ ભંડારીના સોગન ખાઇ, કોઇ પણ પ્રકારનું કપટ પ્રપંચ કરવામાં નહીં આવે એવી તેની પતિજ પાડી. કરાર કરવા સારુ તેને કિલ્લામાં બોલાવ્યો. **બાલાજીપંત** કુટુંબ પરિવાર સાથે કિલ્લામાં ગયો. જતાં જ દગો ફટકો થયો. **બાલાજીપંત, રાધાબાઇ, અંબા-જીપંત પુરંદરે, બાજીરાવ** તથા **ચિમનાજી** આપ્પા, એ સર્વે કેદ પડયા. **બાલાજીપંતે** બેલ ભંડારીની પ્રતિજ્ઞાનું સ્મરણ દેવડાવ્યું, તેના પ્રતિઉત્તરમાં ભંડખોરે કહ્યું કે, બેલભંડારી કેવો ને વાત કેવી? બેલ એટલે બળદીઓ અને ભંડાર એટલે ભંડારીયું, ભંડારનો બળદીઓ મને શું કરનાર છે? હું તો લક્ષ્મીનો ભક્ત છું. એવું કહેતાં જ પોતાના જાસુસોને હુકમ કર્યો કે, તુરત જ પાંચ ઉની ઉની રાખના તોબરા લઇને ધસી આવ્યા અને તે

પાંચે જણનાં મોઢા ઉપર બાંધી દીધા. શાહૂ રાજાએ મોટો દંડ ભરી, તેમને તેમાંથી મુક્ત કરાવ્યા. આ ભયંકર પ્રસંગમાંથી બાજીરાવ અકાળ મૃત્યુએ મરતો બચ્યો. બાલાજીપંત પેશવા થયા પછી તેણે આ વેરનો બદલો સંપૂર્ણ લીધો. હૈબતરાવ સાથે મહા સૈન્ય લઇ, સ્વારી કરી, તોપોના મારાથી તેના કિલ્લાને જમીનદોસ્ત કરી દમાજી થોરાતને ચતુર્ભુજ બનાવી, સતારે લઇ ગયા. દમાજી થોરાતે પંત સચીવને કેદ કરી રાખ્યો હતો, તેને યુક્તિથી બાલાજી પંતે છોડાવ્યો. આ ઉપકારના બદલામાં પંત સચીવની માતોશ્રી ચેસુ બાઇએ બાલાજીપંતને પુણા પરગણાના તેમના સઘલા હકો તથા પુરંદરનો કિલ્લો આદર પૂર્વક સ્વાધીન કીધો.

આ સિવાય કૃષ્ણરાવ ખટાવકર નામનો વીર શંભુ મહાદેવના ડુંગરામાં બંડ ઉઠાવી રહ્યો હતો. કૃષ્ણરાવને મોગલોના દરબારમાં "રાજાનો" કિતાબ આપવામાં આવ્યો હતો. તેને તાબે કરવા માટે પ્રતિનિધિના પુત્ર શ્રીપતરાવ તથા બાલાજીપંત સ્વારી લઇ ગયા. ચીઉંદગામ આગળ બન્ને સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. તેમાં ખટાવકર રાજા નમિત થઇ શરણે આવ્યો. ખટાવકરને શાહૂ રાજા પાસે આણ્યો. શાહૂ મહારાજાએ તેની નમ્રતાને લીધે તેના અપરાધની ક્ષમા કરી અને ખટરાવ ગામ વંશપરંપરા બક્ષીશ આપ્યું, તે અદ્યાપિ તેના વંશજો ભોગવે છે. એ રાજ્યકુળ એટલા બધા વિસ્તારને પામ્યું છે કે, આ ખટાવ ગામમાં જેટલા પુરુષ છે, તે બધા રાજા છે અને સ્ત્રીઓ છે, તે રાણીપદ ધારણ કરે છે અને રાજાને ત્યાં નોકરો પણ રાજા છે અને રાણીઓની દાસીઓ પણ રાણીઓ જ છે. કૃષ્ણરાવ ખટાવકરના વૃદ્ધિંગત પામેલા વંશની આ અવસ્થા છે. આ પછી બાજીરાવે આંગ્રિયા ઉપર સ્વારી કરી, જે વીરત્વ બતાવ્યું છે, તેનું વૃત્તાંત નિહાળીએ.

---

## પ્રકરણ ૫ મું.

### બાલાજીપંતનો અવસાન કાળ.

वासांसि जीर्णानि यथाविहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

જેમ કોઇ માણસ જૂનાં લૂગડાંને કહાડી નાંખીને નવાં લૂગડાં પહેરે છે, તેમ શરીરમાં જે રહેનારો છે, તે ઘસાઇ ગયેલાં જૂનાં શરીરને છોડી દે છે અને નવાં શરીરમાં પેશે છે. ભ. ગીતા અ. ૨ શ્લોક ૨૨.

કોકણમાં **આંગ્રે** પ્રબળ થઇ મહાન્ ઉન્મત્ત થઇ વર્તતો હતો. **સતારા**ની રાજ્યસત્તાને અમાન્ય કરી, તે પોતાને કોલ્હાપુરનો અનુયાયી મનાવતો હતો. તે **સતારા** ઉપર સ્વારી કરનાર છે એવા વર્તમાન જાણી **શાહુ**રાજાએ સૈન્ય સામગ્રી આપી **બહિરોપંત પિંગલે**ને તેની સાથે યુદ્ધ કરવા માટે મોકલ્યો. બન્ને વીરો વચ્ચે મહા યુદ્ધ થયું. **આંગ્રે**નાં વીરત્વ આગળ **બહિરોપંત** મહાત થયો અને કેદ પકડાયો. તેને બંધન મુક્ત કરવા વીર **બાલાજી**પંતને મોકલ્યો. **બાલાજી**પંતે બુદ્ધિ ચાપલ્યતાથી, એક પણ માણસનું લોહી રેડાયા સિવાય, **આંગ્રે**ને મહાત કરી, તહ કર્યો. એ તહથી **મરેઠાઓ**ને બહુ ફાયદો થયો. **સિદી**નો મુલક કેટલોક **સતારા**ની ગાદી નીચે તથા કેટલોક **આંગ્રે**ના તાબામાં દબાયો છે; એમ મહાનું કહાડી, **સિદી** યુદ્ધ કરવા તત્પર થયો. તેને એ બંન્નેએ મળી પરાજિત કર્યો. અને તેમના સંયુક્ત પરાક્રમથી **સિદી** નમિત થઇ શરણે આવ્યો. અસાધારણ વીરત્વ બતાવી, મહત્તા ભરેલાં કામો કરી **બાલાજી વિશ્વનાથ સતારે** આવ્યો. **શાહુ**રાજાએ સદ્‌ભાવથી સત્કાર કર્યો અને અત્યંત પ્રસન્ન થઇ, મુખ્ય પ્રધાન પદ એટલે પેશ્વાની પદવી આપી. **બાલાજી**પંતની વિનતિ ઉપરથી **શાહુ** રાજાએ **અંબાજી**પંત **પુરંદરે**ને પેશવાની દિવાનગિરીનાં વસ્ત્ર આપ્યાં. અને તે જ પ્રમાણે **રામચંદ્ર**પંત **ભાનુ**ને ફડણવિશી આપી. **રામચંદ્ર ભાનુ** એ પ્રસિદ્ધ **નાનાફડણ**વિશનો મૂળ પુરુષ હતો અને **પુરંદરે**ની અટક સાથે **સાસવડના પુરંદર** એ પદ પણ અત્યાર સૂધી જોડાય છે. એ **સાસવડ** ગામની કીર્તિની બલીહારી છે.

અનંત કોટી બ્રહ્માંડાધીશની કળા અકલિત છે. તે રંકનો રાય અને રાયનો રંક ક્ષણભરમાં કરે છે. સાત વર્ષ પહેલાં જે પુરુષ **શ્રીવર્ધ**નમાં કુલકરણીનું કામ કરી **સિદી**થી થરથર કંપતો હતો, તે આજે **સિદી**ને ધ્રુજાવનાર થયો છે. જે આદમી છ વર્ષ ઉપર નાનો કારકુન હતો, તે **સતારા**ના પ્રધાનનું મુખ્ય પદ પામ્યો છે. આ પ્રમાણે નશીબ તથા પુરુષાર્થના મહા યોગે ઇ. સ. ૧૭૧૪ માં **બાલાજી** વિશ્વનાથ, **શાહુ** છત્રપતિનો મુખ્ય પ્રધાન તરીકે દુનિયામાં પ્રસિદ્ધ થયો. **પુણા**માં મોગલ રાજ્યકારીઓ તરફથી **બાજીકદમ** નામે અધિકારી કારોબાર ચલાવતો હતો, તેને આધીન કરી, ત્યાંનો **મોગલો**નો બધો મૂલક તાબે કીધો. આ સમયે આ પ્રાંતમાં લૂટારાઓનો ભય બહુ હતો. તેનો યોગ્ય બંદોબસ્ત કરી, ચોરોની બીતિનો નાશ કરી, પ્રજાનું ઉત્તમ પ્રકારે લાલન પાલન કરવા માંડયું. **શિવાજી** મહારાજના કાયદાનાં ધોરણ પ્રમાણે રાજ્ય

કારોબાર શરૂ કીધો અને સત્ય વર્તનશાળી વીર પુરુષોને તથા કેટલાક રાજ્યદ્વારીઓને તેમનાં ઉત્તમ કાર્યોના બદલા તરીકે **શાહુ** મહારાજા પાસે ઇનામ અકરામો અપાવ્યાં. **બાલાજીપંત**નું મન હવે ધર્મ કાર્ય તરફ વધારે વળ્યું હતું. તેને શાકે ૧૬૪૦ માં કોટી હોમ કીધો. કોટી હોમને અન્તે **બાલાજીપંત**ને દિલ્લી રાજ્ય પ્રપંચને પ્રસંગે જવું પડયું.

દિલ્લીનો રાજ્ય કારોબાર આ સમયે ઘણો અવ્યવસ્થિત થયો હતો. પાદશાહ **ફરૂકશીર** અને તેના રાજ્ય કારોબારીઓ **સૈયદ અબદુલ્લાખાન** તથા **સૈયદ હુસેન અલ્લીખાન** વચ્ચે વિગ્રહ ઉત્પન્ન થયો હતો. **સૈયદ હુસેન અલ્લીખાન** પાસે **સંકરાજી મલ્હાર** નામે એક હુશિયાર વકીલ હતો, તેની મારફતે **શાહુ** રાજાની ફોજની મદદ માંગી. તેમની મદદના બદલામાં **નર્મદા**ની દક્ષિણે આવેલા **મોગલ** બાદશાહના સર્વે મુલક ઉપર ચોથ તથા સરદેશ મુખીનો હક, દાખલ કરી, તેની સનંદ પાદશાહ પાસે અપાવવા કરાર કર્યો. કરાર કરવાને લીધે મદદ આપવાનું ઠરવાથી, **બાલાજીપંત પેશ્વા**ને દશ હજાર લશ્કર લઇ, દિલ્લી જવાનો **શાહુ** રાજાએ હુકમ કર્યો. **પેશ્વા** સાથે **ખંડેરાવ દાભાડે** સેનાપતિ તથા **બાલાજીપંત ભાનુ ફડણવિશ** ગયા હતા. તેમ **બાલાજીપંતે** પોતાના પુત્ર **બાજીરાવ**ને દેશથી તથા યુદ્ધકૌશલ્યથી અનુભવ મેળવી, નિપુણ થવા સાથે રાખ્યો હતો. **મરાઠી** સૈન્યે એક માસ પડાવ નાંખી, રાજ્યદ્વારી ચાપલ્યતાથી **ફરૂકશીર**ને મહાત કરી માર્યો અને દિલ્લીના તખ્ત ઉપર **મહમદશાહ**ની સ્થાપના કરી. **સૈયદો**ના લીધેલા પક્ષને પૂર્ણ જયવંત કરી, ધારેલો હેતુ પાર ઉતાર્યો. કરાર પ્રમાણે ચોથ તથા સરદેશ મુખીની તથા તથા સ્વરાજ્યની એવી ત્રણ સનંદો પાદશાહે આપી, સ્વારીનો ખર્ચ પાદશાહ પાસે **બાલાજીપંતે** ચૂકવી લીધો. તથા **શાહુ** રાજા, રાણી તથા માતુશ્રી યેસુબાઇ તથા સાવકા ભાઇ **મદનસિંહ** જે દિલ્હીના બંધનમાં હતાં, તેમને છોડાવી લાવ્યો. આ સઘળી મસલતમાં **બાલાજીપંત**ને **જયપુર**નો રાજા **જયસિંહ** ઘણો ઉપયોગી થઇ પડયો હતો. **બાજીરાવ**ને તેની સાથે અપૂર્વ સ્નેહ બંધાયો હતો. રાજા **જયસિંહે** અત્યંત ભાવથી તિરંદાજી તથા ભાલો મારવાની યુદ્ધ કળા તેને શિખવી. **બાલાજીપંત** દિલ્હીમાં વિજયવંત થઇ, **સતારે** આવ્યો. ત્યાં આવ્યા પછી તેને જંપીને બેસવાનો વારો આવ્યો નહીં. વસુલાત કરવાના નિયમોનો નિબંધ મુકરર થયેલો નહોતો. તેથી વખતો વખત તકરારો પડતી. આથી મહા શ્રમ કરી, પોતાની ઉચ્ચ બુદ્ધિનો ઉપયોગ કરી, વસુલાત માટે નવા કાયદા ઘડયા. જેથી વસુલાતની વ્યવસ્થા બરોબર ચાલવા લાગી. અતિ શ્રમ પડવાથી

બાલાજીપંતની પ્રકૃતિ બગડી. તેથી તેણે વિશ્રાંતિ લેવા સારુ સાસવડ જવા મહારાજાની રજા મેળવી અને પોતાને વતન સાસવડ ગયો. જ્યાં તે શાકે ૧૬૪૨ શર્વરી નામ સંવત્સરે એટલે ઇસ્વીસન ૧૭૨૦ ના અકટોબર માસમાં અનંત કાળને માટે વિશ્રાંતિ પામ્યા. બાજીરાવની ઉમ્મર એ સમયે પચ્ચીશ વર્ષની હતી. બાલાજીપંતના જીવન વૃત્તાંત ઉપરથી એ સાર ક્હાડી શકાય છે કે, છેક હલકામાં હલકા કારકુનની જગા ઉપરથી તે છેક પ્રધાન પદ ઉપર ચઢ્યો હતો, અને જેવો મુત્સદ્દી પેચમાં એક્કો નીવડ્યો હતો, તેવો જ રણશૂર અને સાહસિક હતો. તે સાથે રાજ્યપ્રપંચની ચાતુર્યતામાં ગાંજ્યો જાય એવો નહોતો. તેમ ધર્માચરણથી ઉત્તમ નૈષ્ટિક રહી, પ્રજામંડળનો વિશ્વાસ તથા પ્રેમ, મહત્વતા ભરેલો ખેંચ્યો હતો. એના જીવન વૃત્તાંત ઉપરથી એની સુબુદ્ધિ, દક્ષતા, તારતમ્યપણું તથા દીર્ઘદર્શીપણું સર્વને ધડો લેવા લાયક છે, કે જે બુદ્ધિના બીજે પેશવાઇની સ્થાપના કરી, આર્ય ભૂમીમાં મરેઠા રાજ્યની જયપતાકા વિજય પામતી ફરકાવી હતી. બાલાજી વિશ્વનાથના મરણના વર્તમાન જાણી, શાહૂ રાજા બહુ ખેદિત થયો અને સજલ નયનથી કંપિત હૃદયે બોલ્યો;—"હાથમાં સમશેર લઇ, મારા ઉન્નત માર્ગને સરલ કરનારો વીર ખોયો છે, મારો ચિર વિશ્વાસી સલાહકાર ગૂમ થયો છે. મારા યશ માર્ગનો હવે રોધ થયો છે. અને મારા ગર્વનો સૂર્ય અસ્ત પામ્યો છે." રાજદ્વારી સંપૂર્ણ કુશળતા રાજામાં હોય, તોપણ ચતુર બુદ્ધિશાળી દિવાનની જરૂર છે. દિવાન એ, રાજા અને પ્રજા વચ્ચે વકીલ યાને મધ્યસ્થ છે. પ્રસંગોપાત રાજા અને પ્રજા વચ્ચે અણસમજથી થતી અનિષ્ટતાને રોકનાર મુખ્ય સાધક છે. ઉત્તમ રાજા અને ઉત્તમ દીવાન સહાયક ન હોય તો મહા કાર્યો નિષ્ફળ નીવડે છે. શાહૂ રાજાને તેમાં ઉત્તમ દીવાનની વધારે જરૂર હતી. કેમ કે તેઓ છેક છ વર્ષની ઉમ્મરથી તે પચ્ચીશ વર્ષની ઉમ્મર સૂધી ઔરંગજેબ પાદશાહના કેદી હતા અને મોગલોના સંબંધમાં રહેવાથી એશ આરામના અધિક્ષેત્ર થયા હતા. તેમાં બાળ કાળમાં પાદશાહી બેગમોના સંબંધમાં જવાથી મોગલાઇ રંગમહેલના એશ આરામ નિહાળવાનો તથા અનુભવવાનો લાભ મળેલો હોવાથી અને રણસંગ્રામ તથા કોંકણના કઠિન પર્વતોમાં ફરવાનો અનુભવ નહીં થવાથી, કેવળ મોગલાઇ ઢબ ઉપર પ્રકૃતિ ઘડાઇ ગઇ હતી. અને પાદશાહી રંગમહેલમાંથી બંધનમુક્ત થઇ આવવા સાથેજ, સતારાના રંગમહેલમાં વૈભવનો અનુભવ અનુભવવા લાગ્યા. તેથી વિપત્તિની કસોટીએ ચઢવાની તક મળેલી નહોતી. આવા રાજાને સ્વાભાવિકપણે ઘડાયલા પ્રધાનની જરૂર હતી. જે

**બાલાજી વિશ્વનાથે** પૂરી પાડી હતી. પિતાનાં મરણ પછી **પેશવાઇનાં** વસ્ત્રો મેળવવા **બાજીરાવ, હોલ્કર, સિંધીયા** તથા **અંબાજી પુરંદરેને** સાથે લઇ **સતારે** ગયો. **શાહૂ** રાજાએ આસ્વાસના કરી, **બાજીરાવનો** સત્કાર કર્યો. **અંબાજી પુરંદરે** એ **પેશવાઇની** પદવી તથા વસ્ત્ર **બાજીરાવને** આપવા વિનતિ કરી. મહારાજે પ્રતિઉત્તરમાં **પેશવાઇ** આપવાને આઠ પ્રધાનને ભેગા કરવાને આજ્ઞા કરી. ચાર પાંચ દિવસે દરબાર ભરી **શાહૂ** મહારાજાએ અષ્ટ પ્રધાનોને ભેગા કર્યા અને **શાહુ** મહારાજાએ આજ્ઞા કરી કે, **બાજીરાવને** આજે **પેશવાઇનાં** વસ્ત્રો આપવાનો મારો ઇરાદો છે." **શ્રીપતરાવ** પ્રતિનિધિએ સવિનય જણાવ્યું,—"મહારાજ ! **બાલાજીપંત** હજી વિસારે પણ પડયા નથી. હજી તેમની પ્રતાપી છબી આંખ આગળ તરી રહેલી છે. હજી અમારું અંતઃકરણ શોકગ્રસ્ત છે, અમને તો કંઇ સૂઝતું નથી. **પેશવાઇની** પદવી આજે ને આજે કંઇ આપવાની ત્વરા નથી. જરા સ્વસ્થ થઇશું ત્યારે મહા આનંદથી સુમુહૂર્તમાં એ કાર્ય કરીશું."

અષ્ટ પ્રધાનોના મનમાં ચોળો હતો. તેમના મનમાં **કોકણસ્થ** બ્રાહ્મણને **પેશવાઇ** પદ આપવાનું નહોતું. તેથી તેમણે સંમતિ પૂરી. આથી **પેશવાઇનાં** વસ્ત્ર આપવાનું કામ મુલતવી રહ્યું. **શ્રીપતરાવ** પ્રતિનિધિનો પેંચ **બાજીરાવ** સમજી ગયો. સમયરંગના ખેલાડી **બાજીરાવે શાહૂરાજાની** સેવામાં પ્રતિદિન રહેવા માંડયું. અને મહારાજનો સ્નેહભાવ સંપાદન કીધો. **શાહૂના** મનમાં **બાજીરાવને પેશવાઇનાં** વસ્ત્રો આપવાનો ઇરાદો હતો. પણ અષ્ટ પ્રધાન પ્રતિકૂલ હતા. તેથી એ વાતમાં ને વાતમાં ચાર પાંચ માસ વહી ગયા. આ સમયરંગમાં વિલક્ષણ પ્રસંગ આવી પડયો. દક્ષિણનો પાદશાહી સુબો **નિજામ ઉલમુલખ પાદશાહથી** સ્વચ્છંદે વર્તી, સ્વતંત્રતાનો ડોળ ઘાલી વસુલાત કરતો ને હિસાબ મોકલતો નહીં. તેથી **પાદશાહે** તેના ઉપર સૈન્ય મોકલ્યું. આ વર્તમાનથી **નિજામ** ગભરાયો. તેણે **શાહૂમહારાજા** પાસે પચ્ચીશ હજાર સૈન્યની મદદ માંગવા વકીલ મોકલ્યો. વકીલ **સતારે** આવી, **શાહૂરાજાને** વિનંતિ કરતાં તેને મદદ આપવાનો સ્વીકાર કર્યો. **શાહૂમહારાજાએ** અષ્ટ પ્રધાનોને ભેગા કરી, **નિજામની** મદદે કોને મોકલવો? એ વિચાર કરવા માંડયો. અષ્ટ પ્રધાનો તરફથી **શ્રીપતરાવ** પ્રતિનિધિએ પ્રતિઉત્તર કર્યો કે, "આપણે ત્યાં મૂળમાં જ પચ્ચીશ હજાર સેના નથી, અને સૈન્ય સિવાય **પાદશાહનું** મહાન્ સૈન્ય મહાત થવું અશક્ય છે. માટે અષ્ટ પ્રધાનમાંથી કોઇની પણ જવાની હિંમત થતી નથી.

આ પ્રતિઉત્તરથી **શાહૂમહારાજા** રાતા પીળા થઇ ગયા. અને બોલ્યા "શું મારું આપેલું વચન વ્યર્થ જશે? અષ્ટ પ્રધાનોએ કંઇ

પ્રતિઉત્તર દીધો નહીં. શાહૂ બોલ્યા—"જ્યારે તમે જઇ શકતા નથી તો રાજ્યની આબરુ કલંકિત થાય છે. મરેઠી રાજ્યની નિર્માલ્યતા પ્રસિદ્ધ થાય છે, એટલું જ નહીં, પરંતુ મેં વચન આપી મદદ કરવાનું નક્કી કર્યા પછી, તમે જે વાંધા કહાડો છો, એ જગત્ આગળ રાજ્યમહત્તા તથા રાજ્ય ...સ્વને કલંકિત કરનાર છે, અને તેથી આપણી નબળાઇ શત્રુમાં પ્રદર્શિત ...ઇ તો, રાજ્યની સલામતી અનિશ્ચિત થાય એમ છે." વિનતિ કરતાં ...ષ્ટ પ્રધાનોએ જણાવ્યું, "મહારાજા ! પચ્ચીશ હજાર સૈન્ય આપણી ...ાસે જ નથી. સૈન્ય વિના જઇને શું કરીએ ? સૈન્યની ભીડ કંઇ સરદારોથી વાળી શકાતી નથી."

શાહૂ મહારાજે, ક્રોધાક્રાન્ત થઇ, ભાલદારને પોકાર માર્યો. સભામંડળ સ્તબ્ધ થઇ ગયું. સર્વ મંડળ કંપી રહ્યું. ચોપદારે આવી નમન કર્યું. મહારાજે આજ્ઞા કરી, "બાજીરાવના કારભારી અંબાજીપંત પુરંદરે છે, તેને બોલાવી લાવ." અંબાજીપંતે ભાલદાર સાથે રજુ થતાં જ, સવિનયથી મુજરો કરી, આજ્ઞા ઇચ્છી. શાહૂમહારાજે વિગત દર્શાવતાં કહ્યું કે, "નિજામ નમિત થઇ, મારી મદદ માંગે છે. તેના વકીલને પચ્ચીશ હજાર સૈન્યની મદદ આપવા વચનદત્ત હું થયેલો છું. અષ્ટ પ્રધાન સૈન્યની ખામી કહાડે છે. તમો પચ્ચીશ હજાર સૈન્ય એકદમ તૈયાર કરી, તેને લઇ મોગલને મહાત કરવા તૈયાર છો ?" અંબાજીપંત—"સ્વામીની આજ્ઞાને આધીન છીએ ને સ્વામીનું નિમક ખાઇએ છીએ તો મોગલોના સામું તો શું, પરંતુ હુકમ હોય તો રૂમશામ સુધી વિદ્યુત જેવી સમશેર ચલાવી, લોહીની નદી વહેવડાવવા તૈયાર છીએ. અમારું બળ સ્વામીના હુકમ ઉપર છે. તેમ અમારું માન સ્વામીએ આપેલી પદવી ઉપર છે. સ્વામીએ બાજીરાવને પેશવાનાં વસ્ત્ર આપ્યાં છે, અમને સૈન્યની ખોટ નથી. પચ્ચીશને બદલે પંચાવન હજાર સૈન્ય એકક્ષણમાં તૈયાર કરવા શક્તિમાન્ છીએ." શાહૂ મહારાજાએ, આશાની અભિલાષાથી ઉન્નત થતા હૃદય ઉપર હાથ ફેરવી, મુંછ ઉપર તાલ દેતા, અંબાજીપંતને હુકમ કીધો કે, "જાવ, બાજીરાવને મારી પાસે લાવો. હું પેશ્વાની પદવી આપવા તૈયાર છું." વિશ્વાસુ મંત્રી અંબાજીપંત બાજીરાવ પાસે આનંદ વર્તમાન કહેવા ધશી આવ્યો અને તે સુવર્તમાનથી આનંદિત કરી, દબદબા સાથે દરબારમાં લાવ્યો. બાજીરાવનાં યૌવન ગૌરવથી દીપતી રહેલી મુખમુદ્રાના તેજસ્વી પ્રતાપની છાંયા સર્વ ઉપર પડવા લાગી. અને તેની વીર શૈલીની લાવણ્યમય છટાથી, સર્વ ચકિત થતા જણાયા. બાજીરાવ, વીર શૈલીથી સવિનય મહારાજાને નમન કરતાં વીર આસનથી મહારાજાની સન્મુખ બેઠો. પ્રસન્ન મુખમુદ્રા કરતા શાહૂ મહારાજ બોલ્યા, "હે તરુણ

યોદ્ધા ! તું તારા પરાક્રમી પિતા જેવો પરાક્રમી પુત્ર જણાય છે. તારા પિતાએ જગતમાં મારી ખ્યાતિને મહત્તાએ ચઢાવી, મારી ઉત્તમ સેવા કરી છે. તારા કારભારીએ તારી ગેરહાજરીમાં મહા સૈન્ય એકઠું કરી, મોગલોને મહાત કરવા જવાનું બીડયું સ્વીકાર્યું છે. બોલ, તારો શું ઉત્તર છે. ? પિતાની કીર્તિશ્રવણથી બાજીરાવનાં રોમાંચ ઉભાં થઇ ગયાં અને શૌર્યની કંપારી શરીરમાં પ્રસરી ગઇ. તે, શૌર્યથી મદમત્ત થયેલો, લાવણ્યમયી વાણીવડે વિનય સહિત બોલ્યો "મહારાજા ! આપના વિજયના કીર્તિ ધ્વજને, ભગીરથ, ભરત, દિલીપ, અલર્ક અને માંધાતા જેવા મહા યશસ્વી રાજાના જેવો જગતમાં ફરકાવવા તૈયાર છું. આપની આજ્ઞા હોય તો દશે દિશા સૈન્યથી ભરી નાંખવા ક્ષણમાત્રમાં તૈયાર છું. મોગલ એટલે શું ? એ યવનની વિશાત શી ? મહારાજાની આજ્ઞા થાય તો, કૃતાંત કાળનાં ડાચાં તોડી નાખવા તૈયાર છું. આપની આજ્ઞાના પ્રતાપથી, શિવાજી મહારાજના પુણ્યથી અને રામદાસ સ્વામીની કૃપાથી યવનોને મહાત કરી, ઇચ્છાનુસાર જય મેળવી, આપની વીર હાકમીથી સહજમાં મોગલોને નમિત કરવા તૈયાર છું. કેવળ સ્વામીની આજ્ઞાની જ રાહ જોઉં છું." શાહૂ મહારાજાએ આનંદથી પ્રફુલ્લિત થઇ, પેશવાના બે હાથ પકડી, તેને હૃદય સાથે ચાંપ્યો. અને બાજીરાવને પેશવાની પદવી આપવાનો સમારંભ કરવા, શ્રીપતરાવ પ્રતિનિધિને આજ્ઞા કરી. બીજી તરફ નિઝામના વકીલને હુકમ કર્યો કે, પચ્ચીશ હજાર સૈન્ય લઇ, બાજીરાવ તમારી મદદે આવી પહોંચે છે. તમો નિઝામને ખબર કરો. વકીલે સતારા છોડયું. બાજીરાવને પેશવાઇ આપવાની તૈયારી થાય છે.

## પ્રકરણ ૬ ઠું.

### બાજીરાવ.

॥ શ્લોક ॥

॥ धीरं धर्मात्मजमिव वीरं वा जनकजाजानिम् ॥
॥ गंभीरमर्णवमिव जनयति जननी सुतं विरलम् ॥

અર્થ—યુધિષ્ઠિર સરખો ધીર, રામચંદ્ર જેવો વીર અને સમુદ્ર સરખો ગંભીર, એવા કોઇક જ પુત્રને માતા જણે છે.

બાજીરાવનું અંતર્બાહ્ય સ્વરૂપ અવલંબવા જોગ છે. જે મહા પુરુષે પેશવાઇની સ્થાપના કરી, મોગલોને મહાત કરી, જગતમાં વિખ્યાતિ સંપાદન કરી હતી; તે પુરુષની વીર મુખમુદ્રા નિહાળવા લાયક હતી. એનું દર્શનિક દિવ્ય શરીર છ ફૂટ ઉંચું હતું. તે શિવાજી મહારાજના જેવો આજાનબાહુ હતો ને પ્રકૃતિએ આનંદી અને ક્રોધરહિત હતો. તેનું શરીર કસરતથી કસાએલું સીનાદાર હતું. બાહુ માંસલ તથા મજબૂત હતા. તેની વાક્ય ચાતુર્યતા વીરત્વ ભરેલી, મધુર તથા લાવણ્યતાવાળી હતી. તેની મુખાકૃતિ મનમોહક તથા દિવ્ય હતી. તેની વિશાળ છાતી, તેનામાં રહેલાં સાહસ તથા ધૈર્યની મહા છાપ પાડતી હતી. તે બ્રાહ્મણ કુળમાં શ્રીમંત પિતાને ઘેર ગર્ભ શ્રીમંતાઇમાં ઉછરેલો હતો તથા ખાધે પીધે સુખી હોવાથી, તેની શરીર સૌન્દર્યતામાં ખામી નહોતી, તેમાં રાજ્યતેજની ઝમક મુખમંડળ ઉપર બિરાજી અધિકતા કરતી હતી. શરીરના સર્વ અવયવો સૌંદર્યતાનાં અધિદેવ હતા. એના શરીરની સૌંદર્યતા એટલી બધી શ્રેષ્ઠ હતી કે, ચિતારાની કલમ તેમનું ચિત્ર કહાડવામાં મહાત થઇ જતી હતી. એક નામાંકિત ચિતારાને નિઝામ સરકારે બાજીરાવનું ચિત્ર કહાડવા મોકલ્યો હતો. ચિત્રકાર તેનું સૌંદર્ય ચિતારવામાં નિષ્ફળ નિવડયો હતો. તેણે ખેદિત સ્વરે જણાવ્યું હતું કે, "મારી કલમ બાજીરાવનું ચિત્ર ચિતરવા અશક્ત છે." બાજીરાવને જરીના પોશાકનો શોખ ન હોતો. તે ઘણે ભાગે સફેદ અને સ્વચ્છ વસ્ત્ર વાપરતો. વસ્ત્રાલંકારથી શરીરને અલંકૃત કરવા કરતાં સદ્ગુણના અલંકારથી અલંકૃત થનારની મહત્તા જગતમાં વિજયી નીવડે છે.

શિવાજી મહારાજની પેઠે બાજીરાવ ઘોડા ઉપર બેસવામાં પક્કો નિપુણ હતો. એ સમયે એના જેવો ઘોડા ઉપર બેસનાર કોઇ ગણાતો ન હોતો. નીલો, ચંપો, સારંગો તથા અબલક, એ ચાર જાતના ઘોડા ઉપર બેસવાનો એને બહુ શોખ હતો. ઘોડા ઉપર બેસી ભાલો ફેરવવાની ચાતુર્યતા, બોથાડી ફેરવવાની નિપુણતા, ઢાલ, તલવાર અને પટા ફેરવવાની કાબેલીઅત, મારતે ઘોડે બંદુકથી નિશાન આબાદ ઉડાવવાની કુશળતા અને સામાવાળાનો માર ચુકવવાની ચાપલ્યતામાં એ મહા પ્રવીણ હતો. યુદ્ધ પ્રસંગે ભાલો એટલા બધા જોરથી મારતો કે સ્વાર તથા ઘોડો બન્ને ભાલાના જોસભર સખ્ત મારથી જમીન દોસ્ત થતા.

બાજીરાવ કસાએલો વીર પુરુષ હોવા સાથે, સાદો અને ખંતી હતો. કેટલીક વખત તો પોતે ઘોડાનું ખોગીર કસી નાંખતો તથા ઘોડાને ચારો, ચંદી નાંખી પાણી પાતો તથા મુસાફરીમાં પણ ચાકરી

પોતે કરી નાંખતો. એની પાચનશક્તિ એટલી બધી ઉત્તમ હતી કે, જે ખાતો તે પચતું. સૈન્ય સાથે બહાર જતો ત્યારે સીપાઇઓની બરાબર સંભાળ રાખતો, એટલું જ નહિ, પરંતુ ખાવા પીવામાં તેમની સંભાળ લેતો અને સમય આવે તો બે ત્રણ દિવસ પોતે ચવેણું ફાકીને પણ રહેતો. ઘોડા ઉપર તે કાળના મરેઠી સૈનિકોની રીત પ્રમાણે અગાડી પછાડીના દોર, મેખો, તોબરો, ત્રણ શેર ચાર શેર ચંદી, શેર બશેર ચવેણું તથા દોરી લોટો, એટલી સામગ્રી ઘોડા ઉપર રાખતો.

બાજીરાવની શરીરસમૃદ્ધિ બલિષ્ઠ હતી તેવી જ મનશક્તિ પણ એની ઉત્તમ હતી. તેથી તેની ખ્યાતિ બહુ પ્રસરી હતી. નિઝામના કર્ણદ્વાર ઉપર એની વીરત્વતાનું વૃત્તાંત જવાથી, તે એને જોવાને બહુ આકાંક્ષિત થયો હતો.

ઇસ્વીસન ૧૭૨૮ સુધી નિઝામ ઉલમુલખ એને મળી શક્યો નહોતો. તેથી તેણે એક ચિતારાને એનું ચિત્ર પાડવા મોકલ્યો હતો. ચિતારો મહા પરાકાષ્ટાએ, બાજીરાવ માળવા ઉપર સ્વારી કરવા નીકળ્યો હતો તેને જોઇ, તેનું ચિત્ર પાડી લાવ્યો. ચિત્રદર્શન ઉત્તમ હતું. સાત આઠ વેંત ઉંચા મનોહર સારંગા ઘોડા ઉપર બાજીરાવ આરૂઢ થયો હતો. હાથમાં વીરત્વની છાપ મારતો, ભાલો બિરાજી રહ્યો છે, માથાં ઉપર મનોહર ફેંટો વીંટેલો છે, શરીરમાં બખ્તર ઉપર રુદાર ડગલો પહેરેલો છે. ઘોડાની પાછળ પાયબંધ, દવાસન તથા મેખો તોબરામાં ભરી દીધેલી છે. કમ્મરમાં એક બાજુએ જમૈયો ખોસ્યો છે તથા બીજી બાજુએ વિદ્યુત્ જેવી ચમકારા મારતી તલવાર લટકી રહેલી છે.

આ તસબીર જોઇ, નિઝામ ચકિત થયો અને બોલ્યો, "અલ્લા પનઃ યેઃ ઇનસાન હૈ, લેકિન માંનિંદ શૈતાન હૈ; લાજિમ હૈ કે, ઇસકે સાથ હોંશિયારી ઔર હીફાજતસેં રહેના ચાહીએં."

બાજીરાવ દરરોજ સૂર્યને બારસેં નમસ્કાર કરતો હતો, તે મુગ્દળની જોડીઓ ફેરવતો, બેઠકો કરતો તથા કુસ્તી વિગેરે મલ્લ યુદ્ધ કરતો, તેથી તેની શરીરસમૃદ્ધિ પુષ્ટ સાથે નિરોગી હતી. એનું બળ એટલું બધું હતું કે, ઘણા આદમી સામા યુદ્ધ કરવાને એ એકલો બસ હતો. તરવાર તથા દાંડપટાના સર્વ પ્રકારના હાથ ફેરવવામાં યુક્તિબાજ હતો. તીર, ભાલાં, બંદુક તથા તરવાર, એ ચારે યુદ્ધમાં એવો નિપૂણ હતો કે, તેની પ્રશંસા સર્વ સ્થળે થતી અને આ યુદ્ધ વિદ્યાની એની નિપુણતાને લીધે, તે વખતના લોકો એને "દેવ યોદ્ધો" કહેતા હતા.

તે કામેલ મુત્સદ્દી હતો, તેની લખવાની ઇબારત તથા અક્ષરોનો મરોડ ઉત્તમ હતો. તેના સ્વહસ્તે લખેલા પત્રો અદ્યાપિ સુધી બ્રહ્મેંદ્ર સ્વામીના શિષ્યોને ત્યાં સંગ્રહ કરી રાખેલા છે. તે જોવાથી તેની ઉચ્ચ લેખન પદ્ધતિ માટે ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતું નથી. તેનો તરવાર ઉપર અસિમ પ્રેમ હતો. ધોળાં ઉપર કાળું કરવામાં તેનું વીરત્વ જણાતું નહીં, તેથી તે તેને વધારે પસંદ કરતો નહીં. શમશેરથી જે સેહ પડે છે, તે કાગળ પાડી શકતો નથી, તેથી તે વીરત્વ ભરેલી શમશેર વાપરી જગતમાં જયધ્વજ ફરકાવવા ઉત્સુક હતો.

સ્વાભાવિકપણે તેની વાક્ચાતુર્યતા ઉત્તમ મધુર હતી. પ્રસંગોપાત દરબારમાં બોલવાથી રસ ભરેલી વાણીથી સર્વનું મન હરી લેતો અને જ્યારે તે સર્વને ઉત્તેજિત વીર રસનો અધિદેવ બની, છટાથી ઉશ્કેરતો ત્યારે વીરાસન વાળી બેઠેલા મરેઠા વીરો, વીર રસમાં લયલીન થઇ જતા અને વીરશ્રીની કંપારી તેમના શરીરમાં પ્રસરી જઇ રુંવે રુંવાં ઉભાં થઇ જતાં, એટલું જ નહીં, પરંતુ જે કાર્યમાં તે પ્રેરે તે કરવાને ઉત્સાહથી અગ્ર પડતા, તેઓ કહેતા કે, "બાજીરાવ અમારો જીવાત્મા છે અને અમે તેના અવયવો છીએ." આ પ્રમાણે સૈનિકો તેના ઉપર કુરબાન હતા. એ એની વાણીચાતુર્યતાનો મહા જય હતો. તેનું બુદ્ધિચાતુર્ય પ્રશંસાપાત્ર હતું, અસાધ્ય કાર્યોને તે સાધ્ય કરતો અને જે મસલત હાથમાં લેતો, તેમાં પોતાની મહત્વતા તથા ગૌરવ રાખી છેવટે તેને પાર ઉતારતો. આવો મુત્સદ્દી તે સમયમાં બીજો કોઇ કહેવાતો નહોતો.

"એક નૂર આદમી, હજાર નૂર કપડાં."
"લાખ નૂર ટાપટીપ, કરોડ નૂર નખરાં;"

આ પ્રમાણે તેના શરીરનો સુરેખ બાંધો, રૂઆબદાર મુખમુદ્રા, મા રહેવાનો રોફ, ચાલવાની ઢબ, બેસવાની પદ્ધતિ, રસાળ વાણી, એ દરેક ગુણો એક એકથી ચઢતા અને જનમોહક હતા, તેથી તેના જેવો લોકપ્રિય વીર એ વખતમાં બીજો કોઇ ગણાતો નહોતો.

બાજીરાવનું સ્વરૂપ સૌન્દર્ય જોઇ, સર્વને આનંદ થતો. કુળવતી માનનીઓ એવા સૌન્દર્યવાન્ વીર પુત્રને પ્રભુ પાસે યાચતી ત્યારે કુમારિકાઓ બાજીરાવ જેવા મનમોહક પતિને મેળવવા, દેવ દેવીઓનાં વ્રતો કરતી. આ તેનો શરીરસૌન્દર્યતાનો મહા પ્રતાપ હતો.



# પ્રકરણ ૭ મું.

## પેશવાઇનાં વસ્ત્રનો દરબાર.

नैवाकृतिः फलति नैव कुलं न शीलं ।
विद्यापि नैव न च यत्नकृतापि सेवा ॥
भाग्यानि पूर्वतपसा किल संचितानि ।
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥ १ ॥

(नीतिशतक.)

અર્થ—આકાર, કુળ, શીળ, વિદ્યા અને પ્રયત્નથી કરેલી સેવા, એ કોઇ પણ ફળતાં નથી, પરંતુ વૃક્ષો જેમ સમય ઉપર ફળે છે, તેમ પૂર્વે કરેલાં તપોવડે સંચી રાખેલાં ભાગ્યો પોતાનો સમય થાય છે, ત્યારે પુરુષને ફળીભૂત થાય છે.

---

શાકે ૧૬૪૨ ના શાર્વરીસંવત્સરના વૈશાખ માસમાં એટલે ઇ૦ સ૦ ૧૭૨૧ ના મે માસમાં સતારામાં મહા આનંદ થઇ રહેલો છે. છત્રપતિ મહારાજની આજ્ઞાથી, બાજીરાવને પેશવાની પદવી આપવા, દરબાર ભરવાનું નિશ્ચિત થયું છે. પેશવાનાં આપ્તમંડળને મહા આનંદ થયો છે. ચિમનાજી આપ્પા, અંબાજીપંત પુરંદરે, રામચંદ્ર ભાનુ વિગેરે, બડી ધમાલમાં પડેલા છે. દરબારને દિવસે ગગનમંડળમાં ઉષાનો રક્તરંગ પ્રસરાતાં પહેલાં, તે સર્વ જાગ્રત થયા હતા. અને તેજસ્વી કીર્ણોથી પ્રકાશ આરતો, તેજપુંજના સમૂહથી જગત ચક્ષુને પૂર્વ દિશા તરફ ખેંચતો, સૂર્યનારાયણ ઉદય થતાંજ, બાજીરાવે નિત્ય નિયમ કરી, દરબારમાં જવાની તૈયારી કરવા માંડી.

વૈશાખ માસ હોવાથી, આકાશ સ્વચ્છ હતું. ઝાડો ઉપર *ચૈત્રપલ્લવી ફૂટેલાં હતાં. તેથી વનો, ઉપવનો તથા ડુંગરો અને ડુંગરો ઉપર આવેલા કીલ્લાઓ સુશોભિત દેખાતા હતા. શ્રીયોતેશ્વરનો ડુંગર સતારાની પશ્ચિમે આવેલો છે. તેના ઉપર થયેલી નવ પલ્લવ વનસ્પતિઓને લપટાઇને પ્રાતઃકાળનો પવન તેની મૃદુ મૃદુ લહેરોથી પુર જનોને આનંદ આપતો હતો. પુર જનો આજે આનંદમાં હતા. બાલિકાઓ ચિત્રવિચિત્ર રંગોળીઓ પૂરી, આંગણાં શણગારી રહી હતી. બાહુલી સ્ત્રી

---

* ચૈત્ર માસમાં ઝાડો ઉપર જે નવીન પાત્રાં ફૂટે છે તે.

પુરુષો વૈશાખ સ્નાન કરી, કૃષ્ણોદકનાં પાત્ર લઇ આનંદથી ઘેર જતાં હતાં. આવી વિવિધ રીતે પુર જનો આનંદ અનુભવી રહ્યા હતા.

બે પહોર દિવસ ચઢી ગયો. જનસમૂહ રાજવાડા પાસે ભેગું મળવા લાગ્યું. હાથી અને ઘોડા સજ થઇને ઉભા રહ્યા છે. સ્વાર, શિરબંદી, પાયદળ તથા બીજા લશ્કરી સિપાઇઓ તૈયાર થઇ ઉભા છે. તેના ઉપર તકેદારી રાખનાર ઉપરીઓ આમ તેમ ફરી રહેલા છે. રણસીંગાં, તુરાઇ, ત્રાંસાં, નોબત, ચોઘડીયાં તથા ડંકાનો મધુર ધ્વનિ થઇ રહ્યો છે. દરબારની બેઠક મનોહર બનાવી, તે ઉપર ઉત્તમ ઇરાની ગલીચા બીછાવી દીધા. ચારેકોર ચંદની જડી દઇ, કીનખાબના પડદા લટકાવી દીધા. હાંડી, ઝુમ્મર તથા જયપુરી તકતાઓ ટાંગી દીધા; મધ્યમાં સુવર્ણનું સિંહાસન મેલી ભભકામાં કાંઇ ખામી રાખી નહોતી, દરબારની બે બાજુએ ફરરર કરતા ફૂવારા ઉડી રહ્યા હતા.

ત્રીજે પહોર થતાં જ, દરબાર શરુ થયો, ધીમે ધીમે સરદારો ઠાઠ-માઠ સાથે આવવા લાગ્યા. અને વિદ્યુત જેવી નગ્ન તલવારો કરી, વીરાસન મારી પોતપોતાની જગ્યા લેવા લાગ્યા. બાજીરાવ સ્વચ્છ સફેદ પોશાક પહેરી, કમરે તલવાર લટકાવી, પોતાના વીર-મંડળ સાથે આવ્યો અને પ્રતિનિધિ પાસે વીરાસન વાળી બેઠો. તેની પાછળ તેનો દિવાન અંબાજીપંત પુરંદરે, ફડકી, રામચંદ્રપંત, ભાનુ તથા ચિમનાજી આપ્પા બેઠા.

થોડો સમય જતાં જ છત્રપતિ શાહુ મહારાજાની સ્વારી અપૂર્વ ઠાઠ સાથે આવી. ભાલદારોના જયયુક્ત ધ્વનિથી ગાજત થતા દરબારમાં શાહુ રાજા સિંહાસન ઉપર બેઠો. તેની મુખમુદ્રા હીરા મોતીના અલં-કારોથી તથા ભભકમારતા ભર જરીના પોશાકથી તથા મયૂરપીંછ આદિ આડંબરના શ્રીતેજથી ભભક મારી રહી હતી. સ્વારીનો ઠાઠ અપૂર્વ અવર્ણનીય હતો.

મહારાજાના આવતાં જ સર્વેએ ઉભા થઇ, વિનયયુક્ત અભિવંદન કર્યું. અને દરેક આદમીઓએ પોતપોતાના મોભા પ્રમાણે જગો લીધી. છત્રપતિના જમણા હાથ ઉપર અષ્ટ પ્રધાન નીચે મુજબના ક્રમે બેઠા.

શ્રીપતરાવપંત પ્રતિનિધિ, ત્રંબકરાવ ડાભાડે સેનાપતિ, અંબારામ હડમંત અમાત્ય, નારોશંકર પંત સચિવ, નારો રામચંદ્ર મંત્રી, આનંદ રાવજી સુમંત, હોનાજી અનંત ન્યાયાધીશ, મુદ્ગલ, શાસ્ત્રી, પંડિત, રાવ, દાવલસી, સોમવંશી, સરલશ્કર, કાહ્નોજીરાવ ભોંસલે, સેનાસાહેબ શુભે, સમશેર બહાદુર પિલાજીરાવ ગાયકવાડ, કાનોજીરાવ આંગ્રે, આરમારાનો સર-દાર, આ સિવાય સિંધીઆ, શિરકે, મોહિતે, ગુજર ઇત્યાદિ.

ડાબી બાજુએ જાદવ, નિંબાળકર, મોરે, કદમ, ભોંસલે, થોરાત, પવાર, કાવરે, ઘોરપડે, મોહાહિક, કાકડે, દળવે, ધારગે, ખટાવકર, રાજે, ચહાણ, માવલા તથા હેટકરીના પ્રતિનિધિઓ. આ સિવાય સાવકાર, ચિટણીસ, વકીલ, સુબેદાર, મોકાસદાર, દેશમુખ, દેશપાંડે, દેસાઇ, પોતનીસ, ફડનવીસ, પાગનિસ, એ લોકો બિરાજ્યા હતા.

આ પ્રમાણે દરબાર ભરાતાં જ શાહુ છત્રપતિની આજ્ઞા થતાં જ પ્રતિનિધિએ ભાષણ કર્યું. સરદારો, *આશ્વિન માસે, બાલાજી વિશ્વનાથ સ્વર્ગવાસી થયા. તેમની પદવી કોને આપવી? તે અત્યાર સુધી નક્કી નહીં થવાથી, તે જગો ખાલી હતી. મહારાજે તે જગો બાલાજી વિશ્વનાથના જ્યેષ્ઠ પુત્ર બાજીરાવને આપવાનો ઠરાવ કર્યો છે. તે સમારંભનો આજે દરબાર ભરવામાં આવ્યો છે. અને મહારાજ આજે બાજીરાવને પેશવાઇનાં વસ્ત્રો તથા સિક્કો કટાર આપે છે, આજથી બાજીરાવ બલ્લાળ છત્રપતિ સરકારની ગાદીનો દિવાન થયો છે. અને તેમની મ્હોર સિક્કો આવી રીતે ચાલશે. "શ્રી શાહુ નરપતિ હર્ષનિધાન બાજીરાવ બલ્લાળ મુખ્ય પ્રધાન."

પ્રતિનિધિનું પૂરું ભાષણ થતાંજ, શાહુ મહારાજે બાજીરાવને પેશવાની પદવીની સનંદ તથા વસ્ત્રો† નીચે મુજબ આપ્યાં.

પદવી મળવાની સાથે બાજીરાવનું મુખશ્રી રાજ્યતેજથી દીપ્ય જેવું શોભવા લાગ્યું અને સર્વને મહા આનંદ થયો. શાહુ રાજા બોલવા ચાલવામાં બહુ નિપુણ હતો અને બાલ્યકાળથી ઔરંગજેબના દરબારી મોગલોના સહવાસમાં રહેલો હોવાથી, બીજાને કેમ હુલાવી ફુસલાવી લેવા? તે સારી પેઠે જાણતો હતો. તેણે બાજીરાવને વીરશ્રીથી ઉત્તેજિત કરતાં રાજ્યકારભાર કેમ ખેડવો? એ સંબંધી જે ઉત્તમ બોધ આપેલો છે, તે આવતા પ્રકરણમાં સમાવવામાં આવશે.



---

* જુની બખરોમાં બાલાજી વિશ્વનાથ શાકે ૧૬૪૨ ના ચૈત્ર સુદ ૭ મે મરણ પામ્યાનું લખે છે.

† ભરગચ્ચીનાં પાંચ વસ્ત્રો. ૧ મંદીલ, ૧ ચાદર, ૧ પટકા, ૧ કિનખાબપાન, તથા મહાસુદીપાન (મહાસુદી એટલે ઘટ તથા બારીક પહોળું કપડું.) એકેક કરેલાં. ૨ દાગીના ૧ સીરપેચ, ૧ મોતીની કંઠી, ૧ ચોકડાં, ૧ મોતીનો તુરો, ૧ જગા, ૩ કડાં, ૧ સિક્કો, કટાર, ૧ ચોઘડીયાં, ૧ હાથી, ૧ સોનાની દાંડીનું ચમ્મર, ૧ ઢાલ તલવાર, ૧ જરીપટકો, ૧ ઘોડો, ૧ ચોપદાર

## પ્રકરણ ૮ મું.

### શાહુનો ઉપદેશ.

सदानुकूलेषु हि कुर्वते रतिं । नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥

અર્થ-"પરસ્પરને સદા અનુકૂલ હોય એવા રાજાઓ અને અમાત્ય ઉપર સર્વ સંપત્તિઓ પ્રીતિ રાખે છે."

---

પેશવાની પદવીનાં વસ્ત્ર આપ્યા પછી, શાહુ મહારાજ આનંદિત સ્વરે, બાજીરાવ પ્રત્યે બોલ્યા.-"બાજીરાવ; આજથી તું મારો દિવાન થયો છે. મારા રાજ્યના ઉદયની લગામ હવે તારા હાથમાં સોંપી છે. તારા ભલા પિતાએ નીમકહલાલીથી જે રાજ્ય સેવા કરી છે, તેથી તેમનું સ્મરણ ઘડીએ ઘડીએ થાય છે. તેનું વિજયવંત, વીરત્વ, મસલત કરવાની ઢબ, દીર્ઘદર્શી વિચાર, રાજ્ય પ્રપંચમાં સમય પરત્વે બતાવેલી ચાતુર્યતા, પોતાના કર્તવ્ય ઉપર પરિપૂર્ણ ધ્યાન, ઉગ્ર ચાંચલ્ય, સ્વાર્પણ કરવાનું સાહસ અને જનપ્રીતિ સંપાદન કરવાની સ્વાભાવિક બુદ્ધિપ્રભાવથી રાજ્યની ઉન્નત્તિ કરી છે અને સ્વતંત્રતા દીપાવી રાજ્યનો પ્રતાપ ખીલાવવા મહા શ્રમ કર્યો છે. તે મહા પુરૂષની જોખમ ભરેલી પદવી મેં તને આ કટાકટીના વખતમાં આપી છે. માટે તમારા વડીલના માર્ગને અનુકરણ કરી, કાર્યોને સાધ્ય કરી, તેમનું વિસ્મરણ અમને થાય એવું ચરિત્ર કરવા સૂચના છે.

સ્વરાજ્યનાં હિતને સંભાળી, યવનોનાં બળને હણી, આપણું રાજ્યનો વિસ્તાર કરજો; અને તેમ કરવા માટે અષ્ટ પ્રધાન, અમીર, ઉમરાવ, માનકરી, એ સર્વ સાથે ઐક્યતા વધારી, ઐક્ય બળથી મુસલમાનોની રાજ્યસત્તાનો નાશ કરવા પ્રયત્ન કરજો. અમારા પિતાને ઔરંગજેબે કેવી ક્રૂરતાથી સ્વર્ગવાસ કરાવ્યો છે, તેનું સ્મરણ હૃદયને ફાડી નાંખે છે. સ્વર્ગમાં રહેલા પિતૃલોકો, તેનું વૈર આપણે લઇશું નહિ ત્યાંસૂધી શાંત થનાર નથી. એ નરાધમોએ પિતાશ્રી પ્રત્યે જે વર્તણુક બતાવી છે, તેના બદલામાં મોગલ રાજ્યને રસાતળમાં ચાંપી દેવાને મહા ભગીરથ પ્રયત્ન કરવો ઉચિત છે. એ યવનોએ આર્ય સ્થાનની પવિત્રભૂમિ ઉપર કલંકિત કૃત્યો સિવાય બીજું કંઇ પણ કર્યું નથી. આર્ય પ્રજાના રાજારૂપી પિતા થયા છતાં પણ પીડી છે, છળી છે, તેની લક્ષ્મી હરી છે, એટલુંજ નહિ પણ આર્ય સંપત્તિ, સંતતિ

અને ધર્મને જેટલી હાનિ પહોંચાડાય તેટલી પહોંચાડી છે. આપણા પવિત્ર વીરોને વિના કારણે માર્યા છે. બાળકોનો નાશ કીધો છે. કુળવધુ અને બાળાઓને પતિત કરી છે. આપણાં પૂજ્ય દેવલોનો નાશ કર્યો છે. અધમ અનાર્યોએ આપણું શું બગાડવાનું બાકી રાખ્યું છે? આપણી કઇ સત્તા છીનવવામાં પાછી પાની કહાડી છે? આર્યપ્રજાનાં કયાં સુખોનો નાશ કરવામાં આળસ કર્યું છે? આર્યપ્રજાની કઇ સ્વતંત્રતા રહેવા દીધી છે? આર્યોના ધર્મનો નાશ કરવાને શું નથી કર્યું?

એ છળ પ્રપંચ કરનાર પ્રજાના રક્ષક નહિ, પણ એક જાતના ભક્ષક તથા પ્રજાને પીડા કરનાર લૂટારા છે. પ્રજાને પીડનાર રાજાનો પ્રજા ઉપર સત્તા ચલાવવાનો હક નથી. જે પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે, તે સર્વ સ્થળેથી ભ્રષ્ટ થવા જ જોઇએ. એ પતિત કર્તવ્ય નહિ સમજનાર યવનોનો આર્યભૂમિ ઉપર કંઇ હક નથી, માટે તે પિશાચ નરોને ભરતખંડની બહાર કાઢવા એ ખરું કર્તવ્ય છે, તે કરવા તું તત્પર થા. માતુશ્રી બાઇસાહેબ દિલ્લીમાં યવનોના બંધનમાં સપડાયાં હતાં, તેમને મુક્ત કરવામાં તમારા વડીલે મહા બુદ્ધિ ચાતુર્ય વાપર્યું હતું. તે બુદ્ધિશીળ પિતાના શીખવેલા દાવ પેંચનો હવે ઉપયોગ કરજે. તમો પરશુરામના વંશ જ છો, તે મહાવીર જેવી હિમ્મત ધરી, વિદ્યુત જેવી શમશેર હાથમાં લઇ, મોગલોને નમિત કરવા તથા સ્વરાજ્યનું કલ્યાણ કરવા અગ્ર પડજે; અને આર્યરાજ્યના યશશ્રીનો જયઝુંડો સર્વ રાજ્ય ઉપર ફરકાવવા યત્ન કરી, તેમાં ફત્તેહ પામી, તારી "પેશવાની પદવી"ને તથા "શ્રીવર્ધનકર ભટ" એ નામને શોભાવજે."

મહારાજનું ઉત્સાહજનક ભાષણ પૂરું થતાં જ, બાજીરાવ સવિનયથી ઉભો થઈ બોલ્યો.

મહારાજશ્રીએ આજે દરબાર ભરી મને પેશવાની પદવી આપી છે; તે ઉપકાર સાથે સ્વીકારું છું. અને તે સાથે મહારાજે જે ઉપદેશ મને કર્યો છે, તે, મારા અંતઃકરણમાંથી જરા પણ ખસનાર નથી. રાજ્યબળ, દ્રવ્યબળ, મનુષ્યબળ, બાહુબળ તથા બુદ્ધિબળથી સહાય કરી આ ગાદીને સતત એકનિષ્ઠ રહીને સેવા કરવા મારો સંકલ્પ છે. "સત્ય સંકલ્પને નભાવનાર પ્રભુ છે." પ્રભુ મારા સંકલ્પને પુષ્ટિદાતા કરે એવી તેને પ્રાર્થના છે. પારકી રાજ્યસત્તાને આ દેશમાંથી હાંકી કહાડવાની હાલ ઉત્તમ તક છે. કેમ કે ઔરંગઝેબની રાજ્યકળા ક્ષીણ થતી જાય છે. મોગલો એશઆરામમાં પડી ગયા છે. પોતપોતામાં તેઓને વૈર્ય છે. સૈન્યની તૈયારી નથી. તેમ યુદ્ધકળાની સામગ્રી અવ્યવસ્થિત છે. પ્રજાની પ્રીતિ રાજા ઉપર નથી અને ખાલી મહોટાઇના

ડાળમાંથી મોગલો હાથ કહાડતા નથી. ખાલી શીસિયારી મહા હાનિનું કારણ છે. રાજ્યમાં જ્યાં ત્યાં અન્યાય ચાલી રહ્યો છે. અને મોગલોનો પાર નથી. ઉદય પછી અસ્ત અને અસ્ત પછી ઉદય થવાનો સૃષ્ટિ-ક્રમ છે. શિવાજી મહારાજની પાછળ આપણે અસ્ત દેખાયો છે. પરંતુ દેવ કૃપાથી જ્યારથી મહારાજશ્રી સિંહાસનપર આરૂઢ થયા છે, ત્યારથી દિલ્હી પર્યંત આપની છાપ સેહ મારી રહી છે. એ આપ નામદા-રનો મહા જય છે. મારે આ પ્રસંગે કહેવું જરૂરનું છે કે, માંહોમાંહેનો વૈર્યભાવ એ મહા અનિષ્ટનું કારણ છે. ચન્દ્રસેન જાદવ, હૈબતરાવ-બાળકર, રાવરંભા, સર્જેરાવ, ઘાટગે, ઇત્યાદિ મરાઠા છતાં મુસલમાનને જઇ મળ્યા છે. રાજ્યકુટુંબમાં પણ સતારા અને કોલ્હાપુર, એવા બે ફાંટા પડયા છે. અને તેથી કેટલાકો સતારાનો પક્ષ પકડે છે; તો કેટ-લાક કોલ્હાપુરનો પક્ષ પકડે છે. તેમાં બ્રાહ્મણ અને મરાઠા એ બન્ને જાતોનો પક્ષ બંધાઇ, ખાલી વૈર્યભાવ અને ફાંટા ફૂટી વધી, ઐકયતા ટૂટી છે. એ અનિષ્ટનું મહાકારણ છે અને તેથી જ હિંદુ રાજ્યકર્તાઓ પાંજરાના પોપટ જેવા બની રહ્યા છે અને મુસલમાન આપે તે ખાય એવી દયાજનક સ્થિતિમાં આવી પડયા છે. અને તેથી જ સ્વ-જન કલ્યાણ કરવામાં વીર પુરુષોના પગ ઢીલા પડેલા છે. નવિન પ્રાંતો કબજે કરી, રાજ્યનો વિસ્તાર કરવાની આવશ્યકતા છે. તેને માટે સૈન્ય સામગ્રી તૈયાર જોઇએ. સૈન્ય બરોબર પાવરધું હોય, તેના સરદારો સહાનુભૂતિ પૂરતા એક દિલના તૈયાર હોય તો, તેવા લશ્કરથી યુદ્ધ કરવા જેવી બીજામાં મઝા નથી. મારો નિશ્ચય છે કે, શત્રુને વીરશ્રીથી સેહ આપી, નાશ કીધા સિવાય, વિશ્રાંતિ મળનાર નથી. હાલ તુરત આપણા બે શત્રુઓ છે. ઉત્તરમાં મોગલ અને કોકણમાં ફીરંગી, અને સર્વે એક દીલથી મદદ કરશો તો, રામદાશ મહારાજની કૃપાથી અને મહારા-જશ્રીના પ્રતાપથી તેમને જેર કરવા મુશ્કેલ નથી."

બાજીરાવનાં ભાપણથી સરદારોની મુખમુદ્રા ઉપર વીરશ્રીનો પ્રકાશ ઝળહળી રહ્યો. તેમની નસે નસમાં વીરત્વનું લોહી દોડવા લાગ્યું અને શાહૂ મહારાજા પ્રસન્ન થયો.

કળાવતિના નૃત્યાલાપ બંધ થતાં જ પાન, સોપારી, હાર, અત્તર, ગુલાબ વેંચાઈ દરબાર બરખાસ્ત થયું.

આ પ્રમાણે બાજીરાવને પેશવાનું પદ આપવાનો સમારંભ થયા પછી, બાજીરાવના પ્રતાપસૂર્યે પોતાના વીરત્વના તેજપ્રવાહથી મોગલોના કેવા હાલ હવાલ કર્યા ? તે વીરત્વનો વિજય નિહાળીએ.

—※※※—

## પ્રકરણ ૯ મું.



### બ્રહ્મેંદ્ર સ્વામી.

अक्रोधवैराग्यजितेन्द्रियत्वं क्षमादयाशांतिजनप्रियत्वम् ।
निर्लोभदाताभयशोकहर्ता ज्ञानिगुणानां दश लक्षणानि ॥

પરમહંશ બ્રહ્મેંદ્ર સ્વામી, અપૂર્વ માહાત્મવાળા મહાપુરુષ હતા. આ કાળમાં આર્યાવર્તમાં તેમનું નામ મહા ખ્યાતિને પામ્યું હતું. રઘુકુળ તિલક દશરથ રાજાને જેવા વસિષ્ઠ હતા, રામચંદ્રજીને વિશ્વામિત્ર હતા. યુદ્ધિષ્ઠિરને ધૌમ્ય હતા, મહાવીર શિવાજી મહારાજને રામદાસ સ્વામી હતા. તેવા બાજીરાવને મહાત્મા બ્રહ્મેંદ્રસ્વામી હતા.

કાળ ક્રમાનુસારે ધર્મનો જીર્ણોદ્ધાર કરવા, સુસંસ્કારનાં બીજને ઉન્નત્ત કરવા અને સમય પરત્વે યોગ્ય પાત્રમાં નાંખી ખીલવવા તથા વિપરીત કાળની સંધિમાંથી જન સમાજને તારવા, અદૃશ્ય રહેનારી શક્તિઓથી જે સુતત્વ આપી, જનમંડળને દોરે છે અને જગતના પૃષ્ઠભાગમાં સમય પરત્વે જનવૃત્તિમાં ચમત્કાર કરે છે તેવી તરેહનાં બીજને ઉન્નત્ત કરવા મહાત્મા બ્રહ્મેંદ્ર સ્વામી આ સમયે માનસિક તથા કાયિક તત્વમાં સત્યપ્રકાશ કરવા સતારાના રાજ્યકર્તાની સત્તામાં વસ્યા હતા.

ઇ૦ સ૦ ૧૭૦૦ ની સાલમાં બ્રહ્મેંદ્ર સ્વામીએ સતારાથી બે ગાઉ દૂર આવેલા, ધાવડસી ગામ પાસે પોતાનો આશ્રમ કીધો હતો. સ્વામીના પૂર્વાશ્રમની ખબર જોઇએ તેવી પડી નથી. પરંતુ તેમનું પૂર્વાશ્રમનું નામ પરશરામ હોય એવી કંઇક છાયા પડે છે. પરમહંસ સ્વામીની જ્યોતિપૂર્ણ ચક્ષુ, શાન્ત રસથી પૂર્ણ તેની મહત્તા, દર્શન કરવા આવનાર ઊપર પાડતી કે, તેમને જોતાંજ તેમની ચિત્તવૃત્તિ શાન્ત થઇ જતી. ને તેમની તપો બળથી તેજપૂર્ણ થયેલી આનંદી મુખમુદ્રા જોતાંજ સર્વ નમિત થતા. મહાત્મા હંમેશાં આત્મતત્વનાં ચિંતનમાં મગ્ન રહેતા અને જ્ઞાનીઓમાં જોઇતા દશ ગુણો તેમનામાં વસી રહ્યા હતા. તેથી તેમની વૃત્તિ શાન્ત અને સહનશીળ હતી. તેણે કામ ક્રોધાદિ ષડ્ રિપુને જિતી વશ કરેલા હતા. તેમની સત્કીર્ત્તિની ખ્યાતિ સાંભળી લોકો ઘણે દૂરથી દર્શન કરવા આવતા. સ્વામી વેદાન્ત ઇત્યાદિ વિષયમાં પક્કા નિપુણ હતા, તેથી જે કોઇ તેમની પાસે ખુલાસા પૂછવા આવતું, તેને પોતાના અપૂર્વ જ્ઞાનબળથી સંતુષ્ટ કરી શાન્ત પાડતા. જેને જેવો અધિકાર જણાતો તેને તેવું જ્ઞાન આપતા. સ્વામી પાસે દેશ પ્રદેશથી વેદાંતી,

સિદ્ધાન્તી, શાસ્ત્રી, વૈદિક, પંડિત તથા રાજ્યદ્વારી પુરુષો ખુલાસા મેળવવા તથા દર્શન કરવા આવતા. પોતાનાં હિતને લાત મારી, જે જગતનું કલ્યાણ કરવા સતત પ્રયાસ કરી, સ્વાર્પણ કરે છે, તેની મહત્તાનું વર્ણન અવર્ણનીય છે.

બાલાજી વિશ્વનાથ સતારામાં આવ્યા, ત્યારથી સ્વામીની એકનિષ્ઠપણે સેવા કરતા. સ્વામી, તેને રાજ્યનીતિ રીતિનો સદ્ઉપદેશ કરતા તથા દુષ્ટ જનના માર્ગો બતાવતા. સ્વામીની આજ્ઞા પ્રમાણે સદ્વર્તન રાખવાથી, બાલાજી વિશ્વનાથનો ઉદય થવા લાગ્યો અને આખરે શાહૂ છત્રપતિનો તે દિવાન થયો. સ્વામીની કૃપાથી બાલાજીનો દીનમાન દિન પ્રતિદિન યશસ્વી થતો ચાલ્યો અને જેમાં તે હાથ ઘાલતો, તેમાંથી લાભ અને યશ મળતો. બાલાજી વિશ્વનાથનો યશસ્વી પુત્ર બાજીરાવ પિતા સાથે દર્શને જતો. સ્વામીની તેના ઉપર અપ્રતીમ પ્રીતિ થઇ હતી, તેથી તેઓ સમય પરત્વે ઉત્તમ બોધ આપતા.

આ સમયે જનમંડળમાં એવી વાતો ચાલતી કે, શિવાજી મહારાજાના મરણ પછી તેના પુત્ર સંભાજીએ દુર્વ્યસન અને અનીતિથી અધર્માચરણ કરવાથી મહારાષ્ટ્રીય રાજ્યને હાનિ પહોંચાડી તથા મ્લેચ્છોએ આર્ય ધર્મનો ઉચ્છેદ કરી, પ્રજાને પીડવા માંડી છે અને અનિષ્ટનો નાશ કરી, આર્ય રાજ્ય તથા આર્ય ધર્મને પૂર્વવત્ ઉન્નતિમાં લાવવા રામદાસ મહારાજ પરમ હંસ સ્વામીનું રૂપ લઇ, ધાવડસી ગામમાં પ્રગટ થયા છે.

ઇ૦ સ૦ ૧૭૨૧ માં બાજીરાવને પેશવાઇ મળી. ત્યારે સ્વામીને આ સ્થળે વસતાં વીસ વર્ષ થવા આવ્યાં હતાં. અને સ્વામીનાં દર્શન જેણે બાળપણામાં કર્યાં હતાં, તે આજે તરુણ થયા હતા, તરુણો વૃદ્ધાવસ્થામાં આવવા લાગ્યા હતા અને માથાં ઉપર સફેદ બાબરી ફરફરવા માંડી હતી. પરંતુ સ્વામીની શરીરસંપત્તિ યોગબળથી તરુણાવસ્થામાં જેવી હતી, તેવી ને તેવી જ દર્શનિક હતી.

નિત્ય નિયમ પ્રમાણે વૈશાખ માસમાં પ્રાતઃકાળે સ્વામી સમાધિ વિસર્જન કરી, મઠમાં પોતાના શિષ્યોને પાઠ આપવા બેઠા હતા. મઠની સૌંદર્યતા આજે મનોહર હતી. તેને બાહ્યાંતરથી સ્વચ્છ કરેલો હતો. તેની આગળ પાછળ તુલસી, દર્ભ, દૂર્વા તથા નાના પ્રકારની પુષ્પલતાઓ ખીલી રહી હતી. તે ઉપર વસંત ઋતુનો ગૌરવ ક્રીડા કરી રહ્યો હતો. મઠની પાસેથી એક નાનો મનોહર ઝરો મંદ મંદ વહેતો હતો. સૂર્યનાં કિરણ મઠના દ્વારમાં સ્વામીના પગ સુધી પ્રસરી રહેલાં હતાં. તેજોમય કપાળ ઉપર ભસ્મ લગાવી, ભસ્મ ચર્ચી, પદ્માસન વાળી, સ્વામી

વ્યાઘ્રાંબર પર બેઠા હતા. ગળામાં, દંડ ઉપર તથા હાથમાં રુદ્રાક્ષની માળા બીરાજી રહી હતી. કટી ઉપર કૌપિન તથા શરીર ઉપર સૂત્ર વસ્ત્ર આવી રહ્યું હતું. સંધ્યાનાં કાષ્ટમય પાત્રો બાજુએ ગોઠવી દીધેલાં છે. પાસે લાક્ષારસથી રંગેલું લાલ કંમડલુ પાણીથી ભરેલું પડેલું છે. સામાં દર્ભનાં આસનો પડેલાં છે. તે ઉપર સ્નાન સંધ્યાદિ બ્રહ્મકર્મથી પરવારી, શિષ્ય વર્ગ પોથી છોડી અભ્યાસ કરવા બેઠેલા છે. બીજા બ્રાહ્મણો, ભક્તજનો, તથા કથા શ્રવણ કરનાર શ્રોતાઓની ઠઠ બેઠેલી છે. અંગો સહિત વેદનાં પુસ્તકો, ષડ્‌શાસ્ત્રો, અઢાર પુરાણો, ભાષ્યો તથા ઉપનિષદોની પોથીઓ, ભગવા લુગડામાં વીંટાળેલી એક ઉપર એક ગોઠવી મૂકેલી છે. આ વખતે સ્વામીની સામે સામ વેદના છાંદોગ્ય ઉપનિષદની પોથી પડી હતી. તેમાંથી "एकमेवाद्वितीयम्" એ વિષય ઉપર વિષય ચર્ચાઇ રહ્યો હતો. સ્વામીના બોલવાની મધુર શૈલીથી શ્રોતાઓ રસમાં તદાકાર ચિત્રવત્ થઇ ગયા હતા. સ્વામીના ઉપદેશકથનથી શ્રવણ કરનારનાં ચિત્ત પવિત્ર થતાં અને વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન થતી.

કથા ભાગ પૂરો થતાં સ્વામીએ ઉપદેશ કરવા માંડયો.–"શ્રોતાઓ! સર્વ કાળ સાવધ રહો. બેસાવધ રહેશો તો કામ, ક્રોધાદિ ષડ્ રિપુ તમારી પાછળ ઉભા છે. તે તમને કુત્સિત માર્ગમાં ઘસડી જશે. નિષ્કલંક નિષ્પ્રપંચે રહી, પ્રભુ પ્રત્યે જેવો ભાવ ધરશો તેવો લાભ થશે. પ્રભુનું ધ્યાન ધરી, એક ચિત્ત કરી, તમારા દેહનું સાર્થક કરો. એ કરવાને હરિકથા એ ઉત્તમ માર્ગ છે. પ્રભુનો ભરોંસો રાખો, તે તમને સંસાર-રૂપી દુઃખ સમુદ્રમાંથી પાર ઉતારશે. નારાયણ સર્વ સિદ્ધિનો આપનાર, અજ્ઞાનનો છેદનાર તથા અનાથનો નાથ છે. તેનું ભક્તિપૂર્વક શ્રવણ, મનન તથા ધ્યાનધારણાથી પૂજન કરતા જાઓ. ધીમે ધીમે તેનું ધ્યાન તમારા હૃદય કમળમાં ઉતારો. અનંત કોટી બ્રહ્માંડાધીશ મહાસમર્થ છે. તેનો કોઇ પાર પામ્યું નથી. વેદ, નેતિ નેતિ કહીને પુકારી રહ્યો છે. તે વિશ્વબીજ, દીનબંધુ અને ભવસાગર પાર ઉતારનાર પ્રભુની અનન્યભાવ ભક્તિ કરતા જાઓ. મોગલોના જુલમથી તે જ તમને મુક્ત કરશે અને પ્રશંસાપાત્ર સ્વતંત્રતાનું દાન આપી સુખસત્તામાં ખીલાવશે. પવિત્ર ને ભલા ધાર્મિક થઇ. નિષ્કામ વૃત્તિથી પ્રાણી માત્ર ઉપર દયા કરીને પર-માર્થ કરતા રહો તેથી જ કલ્યાણ છે.

આ પ્રમાણે સદ્‌બોધ અપાઇ રહ્યો છે અને શિષ્યો તથા શ્રોતાઓ બ્રહ્માનંદમાં લીન થયેલા છે, તેવામાં ઘોડાઓની ખરીઓનો અવાજ સંભળાવા લાગ્યા અને સર્વ મંડળ અવ્યવસ્થિત થયું. બહાર નજર કરતાં પીપળાનાં વૃક્ષ પાસે ભાલદાર ઉભો રહેલો જણાયો.

બાજીરાવ મઠની બહાર જોડા કહાડી અંદર ગયો. પેશવાએ જોડા કાઢયા કે તેના હજુરિયા રાણોજી સિંધિયાએ તેને ઉપાડી, લુછી નાખી, ગાતીયામાં વીંટી, ખાંધે મૂકી, દ્વાર બહાર ઉભો રહ્યો. ચિમનાજી આપ્પા, પુરંદરે, ભાનુ વિગેરે મંડળી મઠમાં ગઇ. સર્વેએ સ્વામીને સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને દરજ્જા પ્રમાણે સવિનયે બેઠા. બાજીરાવની મુખ-મુદ્રા ઉપર નમ્રતા, વિનય અને ગુરુ નિષ્ઠાથી સદ્ભાવ તરી આવેલો જોઇ સ્વામી આનંદિત થયા.

સ્વામીને આનંદિત જોઇ, આનંદોર્મિથી વિજ્ઞાપના કરતો બોલ્યો;— "દયાનિધિ! આપના આશીર્વાદથી છત્રપતિ મહારાજાએ કૃપાવંત થઇ મને પ્રધાનની પદવી આપી. તેમ જ ચિમનાજી આપ્પાને નાયબ સરદારી આપી. તેનો દરજ્જો નિભાવવા સુપા પરગણાંની જહાગીરી ઇનાયત કરી છે ને અંબાજીપંત પુરંદરેને મારો દિવાન બનાવી, રામચંદ્રપંત ભાનુને ફડણિ-સીનાં વસ્ત્ર આપ્યાં છે. તે સમયે જ મહારાજાશ્રીએ મોગલોનું પારિપત્ય કરવા આજ્ઞા કરી છે. મેં મહારાજશ્રીના હુકમને સહાનુભૂતિ પૂરતાં, પણ લીધું છે કે, "આર્યધર્મ તથા આર્ય પ્રજાનો દ્વેષ કરનાર અનાર્યોના રાજ્યનો, કુળનો તથા ગૌરવનો નાશ કર્યા સિવાય વિશ્રાંતિ લેનાર નથી." "સ્વામી! આ પણ મેં મારી યોગ્યતાનો વિચાર કીધા સિવાય ગજા ઉપ-રાંતનું કામ લઇ, કાર્ય કરવાની હામ ભીડી છે.

સ્વામીજી! મહા પુરુષોના આશ્રયથી અલ્પ પદાર્થો પણ મહા કાર્યો કરી શકે છે. ચણોઠી જેવડી સીસાંની ગોળી સાડા ત્રણ હાથના દેહનો નાશ કરે છે. એ પરાક્રમ સીસાનું નથી, પરંતુ નિશાન તાંકનાર નિશાન બાજનું છે. તેમ સ્વામીજી! હું અલ્પ બાળક છું, પરંતુ આપના કૃપા પ્રસાદથી મહત્કાર્ય માથે ઉપાડી આવ્યો છું. આપના કૃપાપ્રસાદ સિવાય આ કાર્ય પાર પડે એવું નથી. શિષ્યોની આબરુનું જોખમ ગુરુને શિર છે. બૃહસ્પતિ જેમ દેવો માટે કરતા અને શુક્રાચાર્ય જેમ દૈત્યો માટે કરતા, તેમ આપના આત્મસંયમથી મારામાં બળની પૂર્તિ કરવા વિનંતિ છે. સેવકનું અભિમાન રહે, શત્રુ નમ્ર થાય અને રાજ્યકારભારમાં યશ મળે એવો આશીર્વાદ આપો."

સ્વામીએ પ્રસન્નવૃત્તિએ શ્રવણ કર્યા કર્યું. બાજીરાવ બોલતો બંધ થયો ત્યારે, નીચે પ્રમાણે ઉપદેશ કર્યો.

## પ્રકરણ ૧૦ મું.

### બાજીરાવને ઉપદેશ.

॥ हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ।
॥ समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥

(પંચતંત્ર.)

"હલકા આદમીના સંગથી બુદ્ધિ અધોગતિને પામે છે. સરખે સરખાની સંગતિથી બુદ્ધિ સરખી રહે છે અને મહા પુરુષના સમાગમથી બુદ્ધિ ઉત્તમ થાય છે."

---

ગંભીર મુખમુદ્રાથી બ્રહ્મચંદ્ર સ્વામી ધીમે ધીમે લલાટ ઉન્નત કરી બોલ્યા;—બાજીરાવ! આજના વર્તમાન જાણી આનંદિત થયો છું. તારી બાજી વિજયવંત નિવડશે. ધૈર્ય ધારીને સર્વ કાર્ય કરજે, કારણ કે, તું વીર છો. આર્ય ધર્મનો રક્ષક છો, સ્વતંત્રતાની અધિદેવીનો પ્રસાદ પામેલી કોકણ ભૂમીમાં તું જન્મ્યો છો. તે સર્વને નમાવનારી અજિત છે. હિન્દુપદ પાદશાહતને સ્થાપન કરવાનું તારા પ્રારબ્ધમાં સર્જેલું છે. તું નામર્દ થઇ ડરતો નહિ. તારી સમશેરને હવે જમામર્દી બતાવવાનો સમય રંગ આવ્યો છે. પાદશાહનું પાણી મપાઇ ગયું છે. જેના બાહુમાં બળ છે, તેનો દેશ છે. જેનામાં વીરત્વ છે, તેને વિજય મળે છે. દૃઢ આત્મવૃત્તિથી જે કાર્ય કરાય છે, તેમાં જરૂર ફત્તેહ મળે છે. માટે દૃઢ વૃત્તિ કરી, સર્વ કાર્યમાં મંડયો રહે. પૂર્વ કાળમાં તમારા પિતાની સાથે તમો આવતા, તે સમયે રાજ્યનીતિનો ઉપદેશ કરેલો છે. તોપણ સાંપ્રત કાળનો વિચાર કરી, જે રાજ્યનીતિનો ઉપદેશ કરું છું, તે લક્ષપૂર્વક ધ્યાનમાં રાખજે. પ્રભુ કૃપાથી શાહુ રાજા જેવા ગંભીર, સાહસિક, દાનશૂર તથા દેવધર્મ પરાયણ રાજા તમોને મળ્યો છે. તેમની પ્રતિષ્ઠાને સંપૂર્ણ સંભાળી, તેની પ્રીતિ સંપાદન કરજે. આજે તને શાહુ મહારાજાએ જે પ્રધાનની પદવી આપી છે, તે, યવનોનાં દુઃખથી પ્રજાને છોડાવવા, યથા ન્યાય પ્રજાને પ્રતિપાલન કરવા અને સ્વરાજ્ય સત્તાને વધારવા, સર્વની સમક્ષ વીરકંકણ બાંધ્યું છે. ફરજ યથાર્થ અદા કરવા યત્નશીલ રહી, તેમાં આપ્પા, પુરંદરે તથા ભાનુ વિગેરે સહાયભૂત થાય એમ કરજે. તારો અનુચર રાણોજી સિંધિઆ, સ્વામી સેવામાં તત્પર રહેનારો, દીર્ઘ બુદ્ધિશીળ, સાહસિક, રણશૂર તથા નિમકહલાલ જણાય છે. એવા ઉત્તમ ગુણવાળા આદમીઓનો સંગ્રહ કરજે. એજ ઉન્નતિ ક્રમનો મહા માર્ગ છે. પ્રજાને

દ્રવ્ય માટે પીડા આપવી નહીં. પ્રજાનું સંરક્ષણ એ જ રાજાનું પરમ તત્વ છે. પ્રજાને પીડવાથી રાજ્યબળ નષ્ટ થાય છે. માટે પ્રજાને ન્યાય અને રક્ષણ મળે એમ સર્વથા કરવું, એથી મહા સૈન્ય કરતાં પણ સબળ બળવંત છાપ સર્વ ઉપર પડે છે. સૈન્ય સામગ્રી ઉત્તમ કરી, સ્વરાજ્યનો વિસ્તાર વધારવો, એ મારો અને રામદાસ સ્વામીનો એક સરખો જ ઉદ્દેશ છે. તેમને શિવાજી મહારાજ સારુ તેમ બીજા લોકો સારુ જે સ્વધર્મ, રાજ્યધર્મ તથા પ્રજાધર્મનો ઉપદેશ કર્યો છે. તેમાંથી સાર કહાડી "બોધા-મૃતસાર" નામનું પુસ્તક તૈયાર કર્યું છે. તે યથાક્રમ વાંચતા જાઓ, તેથી તમારું તથા સ્વરાજ્યનું કલ્યાણ થવા સાથે તમારો કીર્તિધ્વજ મહાયશ પામશે અને સંકટ સમયે પત્ર લખતા જજો. તેના ખુલાસા હું લખીશ. આજ્ઞા પ્રમાણે વર્તન રાખવાથી, પ્રભુ તમારા મનોરથોને પૂર્ણ કરીને તમોને સર્વ કાર્યમાં યશસ્વી કરશે.

બાજીરાવ! રાજ્યાશ્રય કરવાનો હેતુ પેટ ભરવાને માટે કે કેવળ વૈભવોન્નતિ માટે નથી, એ હેતુ માટે રાજ્યાશ્રય કરનાર જનોને નીતિકાર કહે છે કે,

सुहृदामुपकारकारणाद् द्विषतामप्यपकारकारणात् ।
नृपसंश्रय इष्यते बुधैर्जठरं को न बिभर्ति केवलम् ॥

"ડાહ્યા માણસો રાજાઓનો આશ્રય ઇચ્છે છે, તે મિત્રોને ઉપકાર કરવા અને શત્રુઓને અપકાર કરવા, બાકી પોતાનું એકલું જઠર ભરવાનું જ કામ તે તો કોણ નથી કરતું?"

એમ કહી સ્વામીએ બોધામૃતમાંથી થોડો ભાગ વાંચી સંભળાવ્યો. સ્વામીના ઉપદેશથી બાજીરાવનાં રોમાંચ ઉભાં થઇ ગયાં. તેના અંતઃકરણમાં તેનો સંપૂર્ણ આભાસ પડી ગયો. સ્વામીએ પ્રસન્ન થઇ પુસ્તક આપ્યું અને આશીર્વાદ આપી બાજીરાવને મસ્તકે હાથ મૂક્યો. સ્વામીનો આશીર્વાદ છે. બાજીરાવ મંડળી સહવર્તમાન આજ્ઞા લઇ ઉઠ્યો.

બાજીરાવના મન ઉપર મહા પુરુષના ઉપદેશનો રંગ લાગ્યો હતો, તે તેના રંગમાં ને રંગમાં મનોરાજ્યની કૌશીલમાં તુલના કરવા લાગ્યો. "દેશમાં આવા મહાત્માની જરૂર છે. મહાત્મા સિવાય મહાન્ ઉપદેશ કોણ આપે? અને મહાત્માની સમર્થ વાણી સિવાય વીરશ્રીની સ્ફુર્તિ કેમ સ્ફુરે? વીરશ્રી સ્ફુરાયમાન થયા સિવાય વીર હાક વગાડી વિજય મેળવવો અશક્ય છે અને દેશનો જિર્ણોદ્ધાર કરવાને તેની જરૂર છે. માનવ સમુદ્ર અનેક રત્નોની ખાણ છે. સ્વામી જેવા રાજર્ષિનો આ દેશને લાભ મળ્યો, એ પ્રભુની મહા કૃપા છે. મહા પુરુષો જે દેશમાં વસે છે, તે જ

પ્રજાનો ઉદય થાય છે. નિસ્વાર્થી મહા પુરુષનું જીવન સર્વ કાળમાં અભિવંદનીય છે."

બાજીરાવ તથા ચિમનાજી આપ્પાને બ્રહ્મેંદ્રસ્વામી ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. સર્વ કાળમાં તેમની સલાહ પ્રમાણે વર્તવાને તેઓ ઉત્સુક હતા. સ્વારીમાંથી પણ હંમેશાં પત્રો લખતા હતા અને ગુરુ મહારાજની આજ્ઞાનુસારે અમલ કરતા હતા. તે પત્રોમાંના કંઇક દાખલા તરીકે તેમના આચાર વિચારોની તુલના કરવા ઉતારીશું તો તે અયોગ્ય નહિ ગણાય. સ્વામી ઉપર બાજીરાવે લખેલા કાગળોનો મોટો ભાગ ધાવડસી ગામમાં આજે પણ ઘણા લોકો પાસે છે. તેમાંના થોડા પત્રો ઉતારીએ છીએ.

श्री

श्रीमन्महाराज परमहंस *परशुरामबावा स्वामीचें सेवेशीं.

आज्ञाधारक चरणरज बाजीनें कृतानेक विज्ञापना. स्वामीनीं आशीर्वाद पत्र पाठविलें तें पावलें. कार्तिक (१) लिहिला त्यास आमची निष्ठा स्वामींचे पायां शिवाय नाहीं, हें आह्मी काय सांगावें ? जैसी स्वामी बुद्धि चित्तांत धरतील तैसें होईल. असो ते इतका परिहार ल्याहावा असें नाहीं. आह्मी लेंकरें खरीं. आज नव दिवस जाहाले. राजश्री *** स्वामी निरोप देत नाहींत. आतां दोन प्रहरीं राजश्री अंबाजी पंताचें पत्र आलें कीं पुण्यास लवकर येईन. असें त्याचें पत्र आलें आहे तर ठरवितां येईल सेवेसी आज्ञा पहिली (१) विज्ञापना.

નીચેનો પત્ર પ્રકરણ ૨૮ માંના "તાલ ભોપાળના" યુદ્ધ સાથે સંબંધ રાખે છે.

श्री

श्रीमंत परमहंस महाराज श्रीस्वामींचे सेवेशीं—

चरणरज बाजीराव बल्लाळ प्रधान कृतानेक विज्ञापना येथील कुशल महाराजांचें आशीर्वादें पौष वद्य चतुर्दशी पावेतों मुक्काम भूपाळ यथास्थित असों विशेष. या प्रांतीं फौजेसहित आलों. नवाबाचा व आमचा मुकाबला व्हावा तो नवाब भूपाळ टप्पा अशीरी यास गेले. छ. ३ रमजानीं एक युद्ध झालें दुसरें कालही एक युद्ध नवाबाचें व लोकांचें झालें बरासा तमाशा नवाबानीं पाहिला. महाराजाचें प्रतापें मोर्चे नबाबावरील सलावत बरीशी चढली. नवाब भोपाळचे आश्रयास तीस चाळीस हजार फौजेनिशीं बसले.

* એ બ્રહ્મેંદ્ર સ્વામીનું પૂર્વાશ્રમનું નામ છે.

आमचे मोर्चेबाद घोडीवर बसले आहेत. कराळचा मार देत आहेत. मोगलाचा आरगानरगा केला आहे. दाणा, गल्ला, वैरण काडी कुल बाद जाहली आहे. बागसाचीच (१) गत यास झाली आहे. स्वामींच्या आशीर्वादें निजाम उलमुलुख या ठिकाणीं बुडत आहे अगर सुटका झाली तरि उत्तमच होईल नवाब किलेबंद झाले त्यामुळें त्यांची अब्रू राहिली नाहीं. आपला आशीर्वाद समर्थ आहे सर्व आशीर्वाद महाराजांचा आहे, सेवेशीं श्रुत होय हे विज्ञापना.

नीचेनो पत्र બાજીરાવના ચરણુરજથી તુરત લખાયેલો છે, પરંતુ તેમાંથી તેમના આચાર વિચારની તુલના કરવાને ઘણાં સાધન મળે છે, તેથી તે આખો ઉતારીએ છીએ.

**श्री**

**तीर्थरूप वेदशास्त्रसंपन्न राजश्री दीक्षित स्वामी वडिलांचे सेवेशीं.**

अपत्यें चिमणाजी बल्लाल व बाळाजी बाजीराव कृतानेक साष्टांग नमस्कार विनंती येथील क्षेम आश्विन वद्य ५ मुक्काम कसबे पुणे स्वामींच्या कृपेंकरून यथास्थित असों विशेष—स्वामींनीं ज्येष्ठ शुद्ध १० चें पत्र पाठविलें तें पावलें. सविस्तर अर्थ कळला. सारांश स्वामींचे आशीर्वादाचा सर्व " आमचा विचार आहे. स्वामींच्या आशीर्वादा पेक्षां दुसरें दैवत जाणत नाहीं.

" संसर्गदोषाचा परिहार करावा. या विषयीं आज्ञा लिहिली तर अव-" श्यक स्वामींचे आज्ञे प्रमाणे वर्तणूक करूं.

" कोणी मंत्रशास्त्री भेटतील आणि कांहीं अनुष्ठान करा ह्मणतील तर " ते गोष्ट न करणें, कोणाचा मंत्र न घेणें, शिवपूजन व विष्णुपूजन व गाय-" त्रीचा जप व वेदोक्त अनुष्ठानें करीत जाणें, ह्मणून लिहिलें; तर आज्ञे " प्रमाणेंच करीत जाऊं. स्वधर्मे करून आचरण करणें, कोणीं दुराचरण " असतील त्यांस शासन करावें ह्मणून लिहिलें; त्यास अवश्यमेव लिहिल्या "प्रमाणेंच वर्तणूक करूं.

" * रायाचे वैभवाची वृद्धी व्हावी यास्तव आपण बहुत श्रम आज " पावेतों केले, पुढें जों पर्यंत आपण आहों तोंपर्यंत तुमच्या कल्याणास्तव श्रम " करावयास अनुमान न करूं ह्मणून लिहिलें- तर राऊ स्वामींस माता " पित्रांचें ठायीं मानीत होते, त्यांच्या कल्याणास्तव स्वामींनीं श्रम केले तर " ते गोष्टीचें अपूर्व काय आहे ? बालकाचें कल्याण इच्छावें हें मातापितरांस " सांगावें लागतेंसें नाहीं पढें ही आह्मी लेंकरें स्वामींचीं आहों. आमचें

* બાજીરાવનો.

" कल्याण व आमची बुद्धि उत्तम कर्मांच्या ठायीं दिवसें दिवस (लागून)
" यशाची अभिवृद्धि होय, ऐसा आशीर्वाद स्वामी देतीलच, व देवाची
" प्रार्थना करतीलच यांत संशय नाहीं.

" राजश्री लक्ष्मण शंकर, बुंदेलखंडातील, त्यांचे हातून स्वामींकडे
" खर्चास रवाना करवितों. तो ऐवज स्वामींपाशीं पावता होईल, तो घेऊन
" उत्तर त्यांजपाशीं द्यावें. ऐवजाचा अंगीकार करावा. माघारा सर्वथा
" पाठवूं नये.

" अकरा कावडी रामेश्वरास पाठवाव्या ह्मणून आज्ञा लिहिली; ऐशियास
" स्वामींनीं तेथें ब्राह्मण योजून* तेथूनच कावडी अकरा रामेश्वरास रवाना
" कराव्या. त्यास पैका पडेल तो लिहून पाठवावा पाठवून देऊं.

" राज्य प्राप्ती करतां पूर्वीं सत्तावीस लक्ष दूर्वा वाहिल्या आहेत.
" बाकी त्र्याहत्तर लक्ष राहिल्या आहेत त्यांचा विधि राजश्री वासुदेव दीक्षि-
" तांस ठाऊक आहे. ते विषयीं त्यांस सांगितलें असे. ते दूर्वा देवास वाहतील.

" चिरंजीव *नानास आमची आज्ञा मान्य असें असेल तर, त्यांचें
" पत्र आज पावेतों आह्मास आलें नाहीं त्यांचें पत्र आल्यावर त्यांस पत्र
" पाठवीत जाऊं, ह्मणून लिहिलें; तर आज पावेतों रायांनीं स्वामींचे आज्ञेचें
" उल्लंघन न केलें. व आह्मांस आज्ञेहून दुसरें दैवत नाहीं. तोच विचार
" चिरंजीव नानाचा आहे. स्वामींची आज्ञा ह्मणजे केवळ दैवत असेंच
" मानून वर्तणूक करितील. सांप्रत त्यांच्या आमच्या नावाचें एकच विनंति
" पत्र लिहिलें आहे स्वामींनीं त्यास व आह्मांस एकच आशीर्वाद-पत्र पाठविलें
" तरी कार्यास येईल. चिरंजीव नानाचा आमचा कांहीं इतका दुसरा
" विचार आहे असें नाहीं.

" आज पावेतों झालें तें झालें, पत्र दिलें होतें तें फिरोन घेतलें, पुढें
" नवें जें प्राप्त होत जाईल त्याचा दुहोत्रा घेत जावा ह्मणोन लिहिलें. तर
" दुहोत्र्याचा करार करावा असें काय आहे? सारांश मीठ-जोड स्वामींच्या
" आशीर्वादें होईल वरकड स्वामींची सेवा जे प्रकारें करणे ते प्रकारें करण्यास
" अंतर सर्वथा होणार नाहीं.

" सारांश स्वामींचे आज्ञेचें उल्लंघन केल्यास कोण उत्तम फल पावेल?
" आह्मांस तो स्वामी वेगळें दुसरें दैवतच नाहीं. हेंच बुद्धि वडिलांचे
" आशीर्वादें करून स्थिर राहील हा सिद्धांत आहे. तेणें करून सर्व उत्तमच
" होईल. यांत संशय नाहीं. कृपा पाहिजे. हे विज्ञापना."

---

* બાલાજીરાવ બાજીરાવ.

કપ્તાન ગ્રાન્ટ ડફ મરેઠાના ઇતિહાસમાં લખે છે કે, "ધાવડસી ગામનાં લોકો પાસે બાજીરાવના લખતનાં અસલ દસ્તાવેજો મેં ઘણાં જોયાં. તે મનોરંજક અને કીમતી છે. તે અસલ કાગલો ધાવડસીના લોકોએ મને આપ્યા નહિ.

બાજીરાવને ગુરુની સાથે નિહાળ્યો. હવે ઈ૦ સ૦ ૧૭૨૧ ના લની હિન્દુસ્થાનની રાજ્યકીય સ્થિતિ કેવી હતી? તેનું દીગ્દર્શન કરીએ.

---

## પ્રકરણ ૧૧ મું.

### દેશસ્થિતિનું ચિત્રદર્શન.

कांश्चित्तुच्छयति प्रपूरयति वा कांश्चिन्नयत्युन्नतिम् ॥
कांश्चित्पातविधौ करोति च पुनः कांश्चिन्नयत्याकुलान् ॥१॥

અર્થ—કેટલાકને તુચ્છ કરે છે (દરિદ્ર કરે છે), કેટલાકને પૂરે છે (ધનાઢય કરે છે), કેટલાકને ઉંચે ચઢાવે છે (ઉન્નતિ પમાડે છે) કેટલાકને હલકા પાડે છે અને કેટલાકને આકુલ કરે છે.

---

ઇ. સ. ૧૭૨૧ ના સમય કાળની દેશ સ્થિતિ વિલક્ષણ રીતે વહેતી હતી. બાજીરાવ ભારત ભૂમિનો ઉદય કરી, તેને સુવર્ણ કાળનું દીગ્દર્શન કરાવવા મથતો હતો. તે વખતે મરેઠી સત્તાના સર્વોપરિ પદને ધારણ કરનાર શાહૂ તથા સંભાજી વચ્ચેની તાણાતાણમાં કેટલાક સતારાના મહારાજા શાહૂના પક્ષમાં અને કેટલાક કોલ્હાપુરના રાજા સંભાજીના પક્ષમાં મહારાષ્ટ્રીય વીરો વહેંચાઇ ગયા હતા. આ સમયે બાજીરાવના જ અનુયાયીઓ એક ચિત્તથી સ્વામી સેવામાં સહાનુભૂતિ પૂરનાર ભક્તિ પરાયણ હતા અને મહા વીર બાલાજી વિશ્વનાથે દિલ્લી પર્યંત વીર હાક વગાડી, વીરત્વની છાપ પાડી, જે કીર્તિધ્વજ ઉરાડયો હતો, તે આ સમયે બાજીરાવના હાથમાં આવવાથી મહાન્ યશને વધારતો જય જય ધ્વનિ કરતો ફરકી રહ્યો હતો. આ સમયે બધી સત્તાઓ ઉપર બાજીરાવની સેહ વધારે પસરી રહી હતી.

ભારત ભૂમિની ભવ્યતાનાં ભભક ભરેલાં બ્યાનોથી મોહિત થઇ, અફધાનિસ્થાન, તાર્તરી, ઇરાન વગેરેના નિવાસીઓએ, વખતો વખત સ્વારીઓ કરી, હજાર બારસે વર્ષ થયાં દિલ્લીનું તખ્ત રજપૂત સત્તા નષ્ટ કરીને લીધું હતું. અને ધીમે ધીમે ભારત ભૂમિના જૂદા જૂદા ભાગમાં

પ્રસર્યા હતા. તે સર્વે મુસલમાની રાજ્ય કર્તાઓનું સત્તાતંત્ર આ સમયે ઢીલું ઢચ થયેલું ધકેલાતું હતું અને ઈ. સ. ૧૭૨૧ માં દિલ્હીનું દરબાર કેવી અધમ સ્થિતિમાં હતું ? તેનું ચિત્ર દર્શન આગળ વાંચતાં થશે.

યૂરોપ ખંડમાં ભારત ભૂમિ સુવર્ણનો ઝરો છે એવી ખ્યાતિ પ્રસિદ્ધિને પામેલી હોવાથી પ્રથમ આ દેશમાં પોર્તુગીજ લોકો આવ્યા. પ્રથમ વેપાર કરતાં કરતાં રાજ્યદ્વારી સત્તામાં હાથ ઘાલી, ત્રાજવું તોળતા રાજા બની, કેટલોક દેશ કબજે કરી, કુંપનીઓ દ્વારા રાજ્યતંત્ર ચલાવતા અને ભારત નીવાસી રાજાઓ સામે યુદ્ધ કરતા હતા. ઈ. સ. ૧૭૨૧ માં તે મરાઠાના મ્હોટા શત્રુ હતા. પોર્તુગીજ લોકો પછી ધીમે ધીમે ડચ, ફ્રેન્ચ તથા ઇંગ્લીશ લોકો ભારત ભૂમિમાંથી સમૃદ્ધિ મેળવવા આવવા લાગ્યા. તેઓ ધીમે ધીમે દેશી રાજાઓ પાસેથી વેપાર કરવા રહેવાને થોડી થોડી જગો માગતા. દમણ, દીવ, ગોવા, મુંબઈ, ખંભાત, પોંડીચરી, સુરત, રાજાપુર, સાષ્ટી, વેંગુર્લે, ચૌલ, કલીકોટ વિગેરે સ્થળે વેપારની દુકાનો કહાડી, આંગળી આપતાં પોંચાને બાઝે, એ પ્રમાણે ધીમે ધીમે પગ પેસારો કર્યો. ઈ. સ. ૧૭૨૧ સૂધી મૌન ધારણ કરી, ફ્રેન્ચ તથા ઇંગ્રેજો બેસી રહ્યા હતા. તેમણે હવે આ સમયથી દેશી રાજ્ય કર્તાઓનો રંગ તપાસી, રાજ્ય પ્રકરણી વિષયમાં માથું ઉચકવા માંડ્યું હતું. આ સમયે દિલ્હીના તખ્ત ઉપર મોગલાઈ રાજ્ય સત્તા કેવી સ્થિતિ ભોગવતી હતી ? તે જોઇએ. ઔરંગજેબના મરણ પછી મોગલાઇ સત્તાનો સુવર્ણ કાળ વહી ગયો હતો. ઇ. સ. ૧૭૨૧ માં દિલ્હીના તખ્ત ઉપર મહમદશાહ તખ્તાધિપતિ થયો હતો. તેના અનાચારથી રાજ્યસત્તા ક્ષીણતાને પામતી ચાલી હતી અને મરેઠી રાજ્ય સત્તાનું તેજ તેના ઉપર સેહ મારવા લાગ્યું હતું. રાજ્યકર્ત્તાઓ જ્યારે એસ આરામી થાય છે, ત્યારે રાજ્યની અવદશા થાય છે. કદાપિ ઉત્તમ રાજ્ય નીતિજ્ઞો તેમના દરબારમાં હોય, તોપણ તેમનું ચલણ રાજ્યકર્ત્તા આગળ ન ચાલવાથી અને તેમની ઉત્તમ બુદ્ધિ તથા કાર્યોની બૂજ ન કળાતી હોવાથી, રાજ્યનું બળ દિન પ્રતિદિન નિર્માલ્ય થતું જાય છે. આ સમયે દિલ્હીના દરબારમાં ઔરંગજેબ પાસે કસાએલો એક મુત્સદ્દી મુસલમાન સરદાર હતો. જે મરાઠી રાજ્યસત્તાની વૃદ્ધિમાં આડી ખીલી હતો. જો આ મહા સમર્થ બુદ્ધિશીળ પુરુષ પાદશાહી દરબારમાં ન હોત તો ભારતભૂમિમાં મરેઠાઓનું એક છત્ર રાજ્ય કયારનુંએ સ્થાપન થઈ ગયું હોત. તે પુરુષનું વૃત્તાંત બાજુ ઉપર મૂકી, પાદશાહ મહંમદશાહની કારકીર્દિ દિલ્હીમાં કેવી ચાલતી હતી ? તેનું દિગ્દર્શન કરીએ.

પાદશાહ મહમદશાહ, દુરાચાર, વ્યભિચાર અને દુર્વ્યસનનો

આધદેવ બન્યો હતો. એશઆરામ સિવાય તેની દૃષ્ટિને કંઈ સૂઝતું જ નહીં. તેની પાસેના રાજ્યદ્વારીઓ એસઆરામી, કૃતઘ્ની, અનાચારી, અવિશ્વાસી, દુર્વ્યસની, નીચ વિચારના, રાજ્યદ્વારી બુદ્ધિથી નહીં કેળવાયલા અને અપ્રતિષ્ઠિત હતા. પાદશાહની નીચ ખુશામત કરવી, એ જ તેમનું કર્તવ્ય કળાતું હતું અને રાજ્ય દરબારમાં સત્પુરુષોની કુચેષ્ટા કરી તેમને માન ભંગ કરી, પાદશાહને રીઝાવવો, તે જ તેમનું પરાક્રમ હતું. તે સાથે નાચ, રંગ, તમાસા, નાના પ્રકારના અનાચાર અને કામ ક્રીડાની ગુંથણી ગુંથવી, એ જ એમની સલાહ મસલત હતી. તથા હુક્કા, ચલમ અને નેચાને મોતીથી ગુંથી મનોહર કરવાં. ગુડાકુ, માજમ ને યાકુતીને મસાલાદાર બનાવવી, અફીણ, કસુંબાને વખાણી, વખાણીને વાપરવાં, તેમાં જ તેમની મહત્તા સમાયલી હતી અને દરબારમાં ડમાકદાર પોશાક પહેરી, નીચા વળી વળીને સલામ માલેકમનો ઠાઠ મચાવવો, એમાં જ બધો આડંબર સમાયલો હતો. સર્વ વાતે નિસ્તેજ થઈ અધમતામાં આવ્યા હતા. એકાદ મનોહર સ્ત્રીએ પાદશાહને મોહ પાશમાં નાખ્યો કે થઇ રહ્યું. તેના માનીતાને હાથ દરબારનો સિક્કો જતો અને પ્રેમ મોહમાં લુબ્ધ થયેલો પાદશાહ પ્રેમની પુતળી કહેતી તેને ઇનામ, અકરામ અને સનંદો આપતો. સૈન્યની વ્યવસ્થા અવ્યવસ્થિત થઇ ગઇ હતી. એક ફેરી જહાંગીરી અપાતી, તેને જ વિના ગુન્હે ફાંસીની શિક્ષાઓ થતી. લશ્કરને યોગ્ય કામગીરી નહોતી અને ચોગરદમ બંડોનો ધ્વનિ પ્રસરી રહ્યો હતો. ગરીબ ગરબાંની દાદ નહોતી. જેના હાથમાં બંદુક અને ઘોડાનું જોર તે ગરીબોને લુંટવા લગડવાને સ્વતંત્ર હતો. પ્રજા ઉપર કેરથી ત્રાહે ત્રાહે વરસી રહ્યો હતો. આથી પાદશાહી ખજાનામાં વસુલાત આવતી અટકી હતી. અને અવિચારે ખર્ચ વધવાથી કરજનો બોજો વધવા માંડયો. પૈસાની તુટ પૂરી પાડવા નવીન કરો પ્રજા ઉપર લાગુ કરવા પડયા અને પ્રજાને અન્યાયે લુંટવા લગડવાનું શરૂ થયું. પ્રજાને પૂરતો ન્યાય મળતો નહીં અને વર્ષોનાં વર્ષો સુધી અરજદારની અરજ સામે નિધા થતી નહીં. આથી પ્રજામાંથી રાજ્યભક્તિ ઢીલી પડી હતી અને સર્વ વાતે પાદશાહી અવ્યવસ્થિત થઇ જીર્ણાવસ્થાને પામી હતી. આ જીર્ણાવસ્થાને પામેલી યવન સત્તાને જમીન દોસ્ત કરી નાખી, મરાઠી સત્તાને સર્વોપરી સ્થાપવાનો આ સમય હતો. પરંતુ તે અનુકૂલતાને પ્રતિકૂલ થનાર એક મુસલમાન સરદાર આડી ખીલી થઇ પડયો હતો.

આ મુસલમાન ધર્મનું અભિમાન ધરનાર બુદ્ધિશીળ વીર પુરુષનું નામ નિઝામ ઉલ્‌મુલ્ક હતું. તે ઇ. સ. ૧૭૨૧ માં મરેઠી રાજ્ય સત્તાનો

બલવંત પ્રતિસ્પર્ધી થઇ પડયો હતો. આ વીર પુરુષનું બલાબલ તથા પુરુષાર્થનું ચાતુર્ય નિહાળવું જરૂરનું છે.

દક્ષિણ હૈદ્રાબાદની રાજ્યસત્તાને સ્થાપનાર આ મહાપુરુષ તે નિઝામ ઉલ્મુલ્કના નામથી પ્રસિદ્ધિને પામ્યો છે. એનું મૂળ નામ મીર કમરુદ્દીન ઉર્ફે ચિનકુલિખાન હતું. આ વીર પુરુષનો જન્મ ઇ. સ. ૧૬૪૪ માં થયો હતો. એનું બાળ કાળનું ચરિત્ર મહત્તા ભરેલું છે. એની પ્રકૃતિ નાના મોટા ઘણા સંસ્કારોથી ઘડાઇને ઉન્નત થયેલી હતી. તે સમયે તે ધીર વીર પુરુષ હતો. તે સાથે રાજ્યદ્વારી પ્રપંચ ચાંચલ્યમાં પક્કો નિપુણ, મહત્તા રાખવામાં અભિમાની તથા મસલત કરવામાં ગમે તેનું મન પલાળી વશ કરી નાંખે એવો હતો. દાવ પેચ આવે ફેરી જઇ, ખળતા બતાવનારો પૂરો ખલ હતો. તેમ જ મન, સંકલ્પિત કાર્યમાં ધારેલે ઓવારે જાય એવો નિશ્ચયતાવાળો રાજ્ય નીતિજ્ઞ હતો. તે ઔરંગજેબ પાસે લશ્કરમાં નાની નાની નોકરી કરતાં કરતાં ઉંચી યોગ્યતાએ પહોંચ્યો હતો. પાદશાહની મહા કૃપા થવાથી તેને પાંચ હજારનો મનસબદાર નીમી વિજાપુરના સુબાના પદ ઉપર નિમ્યો હતો. પાદશાહ ઔરંગજેબના પછી પાદશાહ ફરુકશીરે તેને પોતાનો વજીર બનાવ્યો અને નિઝામ ઉલ્મુલ્કનો કિતાબ આપ્યો. આ ઇલકાબનો અર્થ ઉત્તમ રાજ્યવ્યવસ્થા કરનાર એવો થાય છે. થોડા વખતમાં તેને માળવાનો સુબો બનાવી "આસિફ્જા" નો ઉત્તમ ઇલકાબ આપ્યો. આ સમયે એની પાસે બાર હજાર સૈનિકનું સમર્થ સૈન્ય હતું અને તેથી તેનો વીર પ્રતાપ મહત્તાથી ઝળકવા લાગ્યો. તેની ઇચ્છા દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની થવાથી તેણે ધીમે ધીમે રાજ્યસીમા વધારવા માંડી. એક ફેરી આસીરગઢ લીધો તો બીજી ફેરી બુરાનપુર લીધું. તો ત્રીજી ફેરી ખાનદેશનો પ્રદેશ હસ્તગત કીધો. એવી રીતે ઉત્તરોત્તર રાજ્યની વૃદ્ધિ કરી. આ સમયે તેમનાં સુભાગ્યે તથા ભારત ભૂમિનાં હતભાગ્યે ચંદ્રસેન જાદવ, નિંબાળકર, રાવરંભા, સર્જેરાવ ઘાટગે, જેવા મહાશૂર મરેઠા સરદારો–સ્વજાતિ અભિમાન, સ્વદેશાભિમાન, તથા ધર્માભિમાન ત્યાગી સ્વરાજ્ય નિષ્ઠાથી નિમકહરામ થઇ પોતાનાં સૈન્ય સહવર્તમાન પરધર્મી પરકીય નિજામને જઇ મળ્યા. આ મહાવીર પુરુષોના આવી મળવાથી નિજામ સાહેબની ખ્યાતિ મહત્તાને પામી અને પરાક્રમ ઉત્તરોઉત્તર વૃદ્ધિને પામ્યું. ધીમે ધીમે નિજામે રણસંગ્રામમાં ઝોકાવવા માંડયું. તેણે બુરાનપુર આગળ દિલાવર અલ્લીખાન સાથે મહાયુદ્ધ કરી પ્રાણ દંડ દીધો. અને તેજ પ્રમાણે ઔરંગાબાદમાં દિલ્લીના પાદશાહ પાસ મહત્તાને પામેલા સૈયદ ભાઇઓનો અધિકારી

આલમ અલીખાન હતો. તેની સાથે પૈનઘાટ પાસે બાળાપુર આગળ મહાતુમુલ યુદ્ધ કરીને તેને માર્યો. આ સમયે બે સૈયદ ભાઇઓનું બળ દિલ્હીના દરબારમાં મહા પ્રબળતાને પામ્યું હતું. તેઓ પાદશાહ અહમદશાહને ગણતા નહીં તેથી પાદશાહની આંખે તે પાટા જેવા લાગતા હતા. પાદશાહની સલાહથી મારા મોકલીને, તે બંને ભાઇઓને એણે મરાવ્યા હતા. આથી પાદશાહની કૃપા તેના ઉપર ઉતરવાથી તેની મહત્તા વધી અને કુલ પાદશાહતનો બધો કાબુ એના હાથમાં આવ્યો. વઝીરીનું કામ કરતાં એક દિવસે એક મશ્કરાએ તેની મજાક કરીને પાદશાહને હસાવ્યો. તેથી અપમાનિત થવાથી નિઝામની વૃત્તિ કામ ઉપર ચોટતી નહીં અને રાજ્યદ્વારી મંડળ છોકરવાદ મતિનું હોવાથી તેમનાથી વિરક્ત થવાની નિઝામે ઇચ્છા કરી. વઝીરના ઓદ્ધાથી અલગ રહી વકીલ મુતલખની પદવી ધારણ કરી પાદશાહના મતિહીણ સાથીઓથી દુર રહીને તે કામ કરવા લાગ્યો. પોતે જાતે પુખ્ત, સભ્ય, પ્રૌઢબુદ્ધિ, સારા સારનો વિચારી અને પોતાની મહત્તાનું રક્ષણ થાય તેમ વર્તનાર હોવાથી તેને રાજનીતિની વિરુદ્ધ વર્તનાર ઢોળીયાઓથી ત્રાસ છુટવા લાગ્યો. તેથી ઇ. સ. ૧૭૨૩ માં બહાનું કહાડીને તે દક્ષિણ તરફ નીકળી ગયો. આ સમયે દક્ષિણ હૈદ્રાબાદમાં મુવારીજખાન નામે સુબેદાર રાજ્યતંત્ર ચલાવતો હતો. પાદશાહની ગુપ્ત આજ્ઞાથી તે નિઝામ સામે યુદ્ધ કરવા આવ્યો. શક્કર ખેડયા આગળ ઇ. સ. ૧૭૨૪ માં તેઓ બંને વચ્ચે મહા ઘનઘોર યુદ્ધ થયું. મવારીજખાન પોતાના બે પુત્રો સાથે રણમાં પડયો અને નિઝામે હૈદ્રાબાદ તાબામાં લીધું. આવી રીતેસહજમાં હૈદ્રાબાદની સુબાગીરી સંપાદન થયાથી તેણે ત્યાંજ રહેવાનું મુકરર કર્યું.

આ સમયે નિઝામ પાસે અદ્દભૂત વીરત્વવાળું સૈન્ય હતું. સૈનિકો ઉત્સાહી અને શૌર્યથી મદોન્મત્ત હતા. તેમાંનો મોટો ભાગ ઉત્તરના પ્રચંડ કાંઠાવાળા ભવ્ય દેખાવના વીરોનો હતો. તેઓ શરીરે લોઢાનાં બખ્તરસજવાથી ભયાનક કાળ જેવા દેખાતા હતા. ત્યારે તેઓના આગળ દક્ષિણ નિવાસીઓ નિર્માલ્ય દેખાતા હતા. ઉંચા અને હષ્ટપુષ્ટ ભવ્ય ઘોડાઓની ચુંટી કહાડેલી ઘોડેસ્વાર પલટણ એક નમુના રૂપ હતી. બંદુક તથા તીર ધારી તીરંદાજોની પલટણ ઉમદા હતી, તેમ નાની મોટી તોપો, જંબુરાવાળા ઉંટો, ગોલંદાજો તથા ઝાઝરીયા ભાલાવાળાની કંઇ ખોટ નહોતી, યુદ્ધના મેદાનમાં કામ લાગે એવા હાથીઓ ઘણી ચતુરાઇથી કેળવેલા હતા; નિઝામના સકલ સૈન્યનું આધિપત્ય હિંમત બહાદર નામે સરદાર ભોગવતો હતો. તે શૌર્યતેજથી મદોન્મત્ત દીસતો હતો, મહાન તેજસ્વી વીર હતો, આ નિઝામને પરણેલી ચાર સ્ત્રીઓ

હતી. તે શિવાય ઉપપ્રયાંગનાઓનો તો પારજ ન હોતો. તેમ દેશ કાળ પ્રમાણે તેના જનાનખાંનાનો ઠાઠ પણ અવર્ણનીય હતો. ગાજીઉદ્દીન, નાસિરજંગ, સલાબતજંગ, નિઝામઅલ્લી, સરીફ તથા મીર મોગલ એવા છ પુત્રો તેને હતા, હાલ નિઝામ સરકારના રાજ્યનું ક્ષેત્રફળ આશરે એક લાખ ચોરસ મૈલનું છે અને ઉપજ લગભગ બે કરોડની છે.

ઇ. સ. ૧૭૨૧ માં બાજીરાવે મરાઠી રાજ્યની લગામ હસ્તગત કીધી ત્યારે ભારતભૂમિની રાજકીય સ્થિતિ ઉપર વર્ણવ્યા પ્રમાણે હતી. નિઝામ ઉલ્મુલ્ક એક મહાન સમર્થ રણયોદ્ધા બાજીરાવનો કટો હરીફ હતો અને દક્ષિણમાં વીરત્વની સઢ ઉડાવી રહેલો વિજયી વીર સેહ દઇ રહ્યો હતો.

આ સમયે નિઝામ સાહેબની ઉમર ૭૬ વર્ષની પુખ્ત હતી. ઉતરતી અવસ્થાને લીધે તેની બુધ્ધ ચાતુર્યતામાં તથા અંગ ચાપલ્યતામાં કશી કમી જણાતી ન હતી. બીજી તરફ બાજીરાવની ઉમર સંપૂર્ણ તરુણાવસ્થાનું દિગદર્શન દેતી પચીશ વર્ષની હતી. એક તરફ તરુણાવસ્થામાં ઉન્નત થતો વીર હતો અને બીજી તરફ અનુભવથી ઘડાયલો પ્રપંચ સૂત્રનો અધિદેવ થએલો વયોવૃધ્ધ વીર હતો. એ બંનેનો યુદ્ધ સંબંધ દ્રોણાચાર્ય અને અર્જુનના યુધ્ધ પ્રસંગને તાજો કરે એવો હતો. નિઝામ સાહેબના મરણ સમયે તેની ઉમર છેક એકસોને ચાર વર્ષની થઇ હતી. આ મહાન વીરો કેવી કળાકૌશલ્યતાથી યુધ્ધ ક્ષેત્રમાં વીરત્વનું દર્શન દે છે, તે હવે નિહાળીશું.

## પ્રકરણ ૧૨ મું.

### પુનાનો ઉત્કર્ષ

વસંત તિલકાવૃત્ત.

"भीमं वनं भवति तस्य पुरः प्रधानं ।
"सर्वे जनाः सुजनतामुपयांति तस्य ॥
"कृत्स्ना च भूर्भवति सन्निधिरत्नपूर्णा ।
"यस्यास्ति पूर्वसुकृतं विपूलं नरस्य ॥ १ ॥

(नीतिशतक:)

અર્થ—જે મનુષ્યનું પૂર્વ જન્મમાં કરેલું પુણ્ય મોટું હોય છે તેની પાસે ભયંકર વન પણ ભયંરહિત થઇ પડે છે, સર્વે મનુષ્યો સારા નરડે છે અને આખી પૃથ્વી રત્નોથી પરિપૂર્ણ ઉત્તમ ભંડારરૂપ થઇ પડે છે.

ઉન્નતિ ક્રમમાં જનારા પુરુષો પોતાની મહાશક્તિથી વિરોધીબળને નમ્ર કરી નાખી અનેક વિઘ્નોને દૂર કરી, દૈવી પ્રસાદથી મહોત્કર્ષતાને ઉત્તરોત્તર પામે છે. બાજીરાવનું ઐશ્વર્યબળ આજે જનમંડળની ભૂમિકા ઉપર ચમત્કાર દર્શાવી રહ્યું હતું. તેની આત્મશક્તિ શત્રુને શોક આપતી મિત્રોને સાનુકૂલ કરતી, જંગલને મંગલમય કરતી, અદ્ભુતતા દર્શાવતી વિદ્યુત પેઠે ચમકારા મારી રહી હતી. દિલ્લીથી સરદેશમુખી તથા ચોથાઇની બાદશાહી સનંદો શાહુ મહારાજ પાસે રજુ કરવાથી, બાજીરાવ ઉપર તે પ્રસન્ન થયા અને કેટલાક રાજ્યદ્વારી વિચારો ઉપર તર્કવિતર્ક પહોંચાડી તકરારો કરતા શાહુ મહારાજાએ પેશવાને મધ્ય પ્રદેશમાં રહેવાની તથા ત્યાં શહેર વસાવી રાજ્યદ્વારી મોભાને છાજતો વાડો બાંધી રહેવાની આજ્ઞા કરી. આ આજ્ઞા સમયને અનુકૂળ જણાઇ. તેને વિસ્તીર્ણ કરવા યોજના થઇ પરંતુ તે સબંધી દંતકથ.ને આપણે એક અલગ મુકવી એ યોગ્ય જણાતું નથી. શનિવાર વાડો જે સ્થળ ઉપર હતો તે જગોએ બાજીરાવની સ્વારી જતી હતી તે પ્રસંગે એક સસલું તેના કુતરા ઉપર ધસ્યું. આ ઉપરથી બાજીરાવે અનુમાન કીધું કે સસલા જેવું નિર્બળ જાનવર આ સ્થળના પ્રતાપથી વીરત્વ બતાવી કુતરા ઉપર ધસે છે, માટે આ સ્થળની ભૂમિ વીરત્વવાળી છે. તેથી આ ભૂમિ ઉપર વસવાથી વિજય થશે; એમ વિચારી શનિવાર વાડો બાંધ્યો. ત્યારે બીજી એક દંતકથા એવી પણ ચાલે છે કે, શ્રીમંત બાજીરાવનો ઘોડો શનિવાર વાડા આગળ ચાલતાં ચાલતાં અટક્યો, અને તે જગો બાંધવા લાયક જણાવાથી બાજીરાવે નિશ્ચય કીધો કે ગણપતિની મરજી આ સ્થળે મને વસાવવાની છે તે ઉપરથી શનિવાર વાડો ત્યાં બાંધવામાં આવ્યો. આ બન્ને દંત કથાની સત્યતા માટે આપણી પાસે માહીતી નથી માટે આગળ ચાલવું ઉચિત છે.

ઇ૦ સ૦ ૧૭૨૧ માં પુણાને રહેવા લાયક બનાવી બાજીરાવે સાસવડમાં વસતા પોતાનાં કુટુંબને ત્યાં આણ્યું. પુરંદર કિલ્લાના અધિકારી બાપુજી શ્રીપતને પુણાની સુબેદારી આપી. આ મહા ચતુર પુરુષના હાથ નીચે રંભાજી જાદવરાવ નામના મરાઠા શાહુકારને નિમ્યો હતો. તેની મદદ પુણાને વિસ્તીર્ણ બનાવવામાં ઉપયોગી થઇ પડી હતી. તેણે નાના મોટા વહેપારી, કારીગરો, તથા ઉદ્યમી લોકોને તેમની સહિસલામતી માટે વચન આપી વસાવવાનો પ્રયત્ન કીધો અને તેની યોજનાથી શહેર ત્વરાથી વિસ્તીર્ણતાને પામ્યું. ઇ૦ સ૦ ૧૭૨૧ માં ભુજંગશાહ સાવનકર, દુર્ગોબા અથળકર તથા બાળોબા નડે વિગેરે એ પ્રથમ દુકાનો ઘાલી, જેમાંના કેટલાકના વંશજોની દુકાનો હજી પણ

પુણામાં જારી છે. તે શીવાય બીજા વેપારીઓ જેમ જેમ દીન પ્રતિદિન વેપારની અનુકુળતા થતી ગઇ તેમ તેમ વસતા ગયા. પુણાને નાના ગામડા ઉપરથી મોટા નગરના આકારમાં બનાવવાનું માન શેઠ રંભાજી જાદવરાવને અપતાં તેને ધન્યવાદ આપવાનું વિસરવું ઉચિત નથી.

ઇ૦ સ૦ ૧૭૨૧ થી પુણામાં પેશવાના કુટુંબે વસવા માંડયું હતું. પરંતુ પુણામાં બાંધવા માંડેલી ઇમારતો ઇ૦ સ૦ ૧૭૩૬ સુધી પણ સંપુર્ણપણાને પામી ન હોતી. દિવાન પુરંદરેનાં તથા ચિટણીસનાં કુટુંબને વસવા માટે સુંદર જગ્યા આપવાની આવસ્યકતા જણાવાથી ઇસ્વીસન ૧૭૨૮ માં મુળા નદીના કાંઠા ઉપર वडया साहब्याचा लिसार નામનો કોટ હતો તે તોડી નાખીને ત્યાં ઇમારતો બાંધવાને તે જગો ચિટણીસને બક્ષીસ આપી. તે જગ્યો ઉપર તેમને ભવ્ય અને મનોહર ઇમારતો બાંધી વસવાટ કીધો.

પુણાને સ્વચ્છ પાણીની જરૂર હતી તેટલા સારુ પુણાની દક્ષિણ બાજુએ લગભગ ત્રણ ગાઉ ઉપર કામજરા ઘાટ છે. ત્યાં એક તલાવ બાંધી તેમાંથી નળ બાંધી લાવી પુણાના રહીશોને સર્વ સ્થળે પાણી પહોંચી વળે એવી રચનાથી હોજો બાંધીને સવડ કરી આપી. જેવી સવડ તે કાળમાં પેશવાની રાજયધાની શીવાય બીજી કોઇપણ રાજ્યધાનીમાં નહોતી. પેશવાના ખાસ વસવાટ માટે શનિવાર વાડો બાંધવાની યોજના ઇ૦ સ૦ ૧૭૨૯ માં ઘડવામાં આવી; જે વાડો ઇ૦ સ૦ ૧૭૩૬ માં બંધાઇ રહ્યો હતો. શનીવાર વાડા માટે વિશાળ જગો આંતરવામાં આવી હતી અને તેની આગળ પાછળ ગઢી બાંધવામાં આવી હતી; જેને પાંચ દરવાજા તથા નવ બુરુજ કરવામાં આવ્યા હતાં. દરવાજાનાં નામ નીચે મુજબ રાખ્યાં હતાં.

(૧) દિલ્લી દરવાજો. (૨) ગણેશ દરવાજો. (૩) મસ્તાની દરવાજો. (૪) જાંબુ દરવાજો. (૫) બીજાપુર દરવાજો.

પુનાની ઉત્તર દિશાએ દિલ્લી આવેલી હોવાથી ઉત્તર બાજુના દરવાજાનું નામ દિલ્લી દરવાજો રાખ્યું હતું અને તે દરવાજા ઉપર ચોઘડીઆં વાગતાં. એ દરવાજા આગળ નકશી કામ પણ ઘણું કરવામાં આવ્યું હતું. તેમ નાના પ્રકારની બેઠકો તથા દીવાનખાનાં પણ ઘણાં હતાં અને તે સર્વેનાં કાર્ય પરત્વે નામો પણ પાડવામાં આવ્યાં હતાં. જાંબુલ દરવાજા આગળ ગણપતિ મહારાજ સારું ગણપતિ રંગમહેલ બનાવ્યો હતો. રંગમહેલમાં સોનેરી કામ એટલું બધું તો ઉત્કૃષ્ટ અને કીંમતી હતું કે, તે સર્વનું લક્ષ ખેંચતું હતું; અને તેમાં કરેલી કારીગીરી ખરેખર એક મહાન ચતુરાઇનો નમુનો હતો. અનેક પ્રકારના રંગબેરંગી ચિત્ર

કામથી તેની મનોહરતામાં મણા રહી નહોતી. હજાર હજાર બત્તિઓ સળગાવાય એવા ઝિલ્લોરનાં ઝુમરો ઝુમઝુમી રહી જોનારને ચક્તિ કરતાં હતાં. આ ગણપતિ મહાલમાં જ મહોટા દરબારો ભરવામાં આવતા હતા. તેમ ભાદ્રમાસમાં ગણપતિનો મહાન ઉત્સવ થતો; બાજીરાવની પ્રિયાંગના સારુ હસ્તીદંત મહાલ કરાવવામાં આવ્યો હતો; જેમાં હાથી દાંતની ઉંચા પ્રકારની કારીગીરી કરવામાં આવી હતી; જે કારીગીરી એક ચમત્કારિક હસ્તકૃતિનો મનોરંજક નમુનો હતો. તેમ બાજીરાવની ધર્મપત્ની કાશીબાઇ સારુ એક આયના મહેલ પણ બાંધ્યો હતો; જેમાં ભવ્ય આયનાઓ જડીને એવો બનાવ્યો તો હતો કે આયના મહેલમ પેઠા પછી બહાર નીકળવાનો માર્ગ સોધવો દુર્ઘટ થતો.

આખા વાડામાં ફુડાનો ચોક વિશાળ હતો અને તે ચોકમાં એક હજાર ફુવારા ઉભા કરવામાં આવ્યા હતા, જે તેના ઉડતા પાણીથી થૈ થૈકાર કરી આનંદમાં વિશેપતા કરતા હતા. વાડામાં એક સાત માળની હવેલી હતી જેના ઉપરથી ઘણે દૂર સુધી દૃષ્ટિ જતી હતી.

આ વાડામાં અનેક પ્રકારની સોઇ સારુ જામદારખાના, જવાહિરખાના, પાઠશાળાઓ, સ્નાનાશ્રમો, કોઠારખાના, વિગેરે હરેક પ્રકારની સગવડ સારુ જુદી જુદી ગોઠવણો વિશાળ રૂપમાં રાખી હતી.

શનિવાર વાડાની પાસે એક "ચમનબાગ" બનાવી હતી. તે કાળમાં એ બાગ પણ એક અપૂર્વતાનો નમુનો ગણાતી હતી.

નદીના કાંઠા ઉપર બાજીરાવે એક વિશાળ ખબૂતરખાનું બંધાવ્યું હતું જ્યાં દક્ષણા આપવાનો વાર્ષિક મેળાવડો પ્રત્યેક વર્ષે થતો.

બાજીરાવના ભાઇ ચીમણાજી આપ્પાએ નદીના કાંઠા ઉપર અપ્ટ પૈલનું સુંદર ઓંકારેશ્વરનું શિવાલય બંધાવ્યું છે. તે અત્યુત્તમ કારીગીરીનો નમુનો છે. તેમાં નાની મહોટી ઘણી કમાનોવાળા ઘુમટ વાળેલા છે. એ દરવાજા ઉપર મલી નવ કલશો મુકેલા છે તેમાંનો વચલો કલશ ગગનમંડળ સાથે વાતો કરતો મહત્તાનો ભાસ પાડે છે. એ દેવલનું કામ ચીમણાજી આપ્પાએ ચિતરાવ નામના કાબેલ કારીગરને હાથે કરાવેલું કહેવાય છે; જેની પાછળ તે કાળમાં લાખ રુપિઆ ખરચ થયેલા અટકલાય છે.

બાજીરાવની બેન ભિઉતાઇએ અમૃતેશ્વરનું સુંદર દેવળ બંધાવ્યું છે. જે નાહાનું છે પરંતુ સુંદરતાનું પરમધામ છે.

આવી રીતે પુનાને સૌંદર્યતાનું પરમ ધામ કરવા બાજીરાવે મણા રાખી નહોતી. આ સમયે પુના સર્વ પ્રકારે આબાદીમાં ખીલતું આનંદ કલ્લોલનું પરમધામ થવા લાગ્યું હતું.

પુનાના આનંદભુવનમાં કલ્લોલ કરી રહેલા બાજીરાવને ખાનદેશથી યુધ્ધની નિમંત્રણપત્રિકા આવવા લાગી, ખાનદેશના દેશાઇઓ તરફથી પત્ર ઉપર પત્ર આવવા લાગ્યા કે "મોગલાઇ અમલદારો સરદારના દેશાઇગીરીના હકો સરળ રીતે વસુલ કરવા દેતા નથી, માટે તે સંબંધી મરજી મુજબ હુકમ થવો જોઇએ" આ ઉપરથી બાજીરાવે પ્રથમ ખાનદેશ ઉપર સ્વારી લઇ જવાનું ઉચિત ધારી તેની યોજના કરી. દારુગોળા હથિઆર વિગેરે યુદ્ધ સામગ્રી તથા અનાજ પૈસા વિગેરે નીભાવવાનું સાધન તૈયાર કરી દશેરાને દિવસે સૈન્યને પુનાની બહાર કહાડ્યું અને ચતુરંગી સેના શૌર્યતેજને બતાવતી મહત્વને ધારણ કરતી ખાનદેશ તરફ જવા નીકળી.

આ સમયે બાજીરાવ તથા ચીમણાજી અપ્પા માતુશ્રી રાધાબાઇની આજ્ઞા લેવા આવ્યા. વિધવા માતા સ્વધર્માચરણમાં જ આખો વખત નિર્ગમન કરતી હતી. તેણે વીરપુત્રો દૃષ્ટિગોચર થતાંજ ઝટ ઉઠી સામા ધસી પુત્રને વધાવી લીધા. વીરપુત્રોએ માતાના ચરણમાં મસ્તક નાંખી આજ્ઞા ઇચ્છી. વીરમાતાનું અંતઃકરણ પુત્ર સ્નેહાકુળતાથી દ્રવિત થઇ તેઓનાં સેંકડો કલ્યાણોનું ચિન્તન કરવામાં તલ્લીન થઇ ગયું. તેને ધીમેધીમે અમી ભરેલે હાથે પુત્રોના લલાટ, છાતી ખભા તથા વાંસાના પ્રદેશ ઉપર સ્પર્શ કર્યો અને વારે વારે પુત્રના પીઠ પ્રદેશ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં રાધાબાઇ બોલી 'બેટા, તારા પિતાએ ઇચ્છેલી રાજ્યસત્તા તને પ્રાપ્ત થઇ છે; ગુરુજનોની આશીષો ફળી છે, અનેક જન્મમાં કરેલા સુકૃતોએ આ સુફળની પ્રાપ્તિ કરી છે. અને તેજ કુળદેવતાઓની સંપૂર્ણ પ્રસન્નતા દર્શાવી આપે છે. તે સર્વનો બદલો વાળવા હવે તમારે અમાનુષિક શક્તિથી તત્પર થવાનું છે. તમે વિજેતા છો, વીર પિતાના વીર પુત્રોને શું કહેવું પડે એમ છે? તમારા પિતાના સર્વ સંકલ્પ સિદ્ધ થયા છે પરંતુ યવન રાજ્યનો નાશ કરીને હિન્દુપત પાદશાહત સ્થાપવાનું એક બાકી રહ્યું છે તે કરજો! પિતાના સંકલ્પને પૂર્ણ કરવો એ સુપુત્રોનું કાર્ય છે. તમારાપર તમારા પિતાનું આ મોટું ઋણ છે, તે અદા કરવાને કુળદેવી તમને મહાશક્તિ આપો એવું ઇચ્છું છું. તમારા યત્નો મહાન છે. પરંતુ તેને મહાન કાર્યો કરી જગતને બતાવી આપવાનું બાકી છે. માટે ઉન્નત માર્ગમાં પ્રવૃત્ત રહી પ્રતિપાદન કરજો. બ્રાહ્મણ, ગાય અને ખેડુતોની રક્ષા કરજો, દેવાલયોને અપવિત્ર કરનાર રાક્ષસી પ્રકૃતિના અનાચારી વિચારશૂન્ય પ્રજાપીડકોને દંડ દેજો, ગુરુદેવે જે ઉન્નત માર્ગો દેખાડેલા છે તેનેજ સર્વદા અનુસરજો. અને રણસંગ્રામમાં વિજય શેડ વગાડતા વ્યાસ ભગવાનનાં આ વાક્યને સા[illegible]

પુનાના આનંદભુવનમાં કલ્લોલ કરી રહેલા બાજીરાવને ખાનદેશથી યુધ્ધની નિમંત્રણપત્રિકા આવવા લાગી, ખાનદેશના દેશાઇઓ તરફથી પત્ર ઉપર પત્ર આવવા લાગ્યા કે " મોગલાઇ અમલદારો સરદારના દેશાઇગીરીના હકો સરળ રીતે વસુલ કરવા દેતા નથી, માટે તે સંબંધી મરજી મુજબ હુકમ થવો જોઇએ " આ ઉપરથી બાજીરાવે પ્રથમ ખાનદેશ ઉપર સ્વારી લઇ જવાનું ઉચિત ધારી તેની યોજના કરી. દારુગોળા હથિઆર વિગેરે યુદ્ધ સામગ્રી તથા અનાજ પૈસા વિગેરે નીભાવવાનું સાધન તૈયાર કરી દશેરાને દિવસે સૈન્યને પુનાની બહાર કહાડયું અને ચતુરંગી સેના શૌર્યતેજને બતાવતી મહત્વને ધારણ કરતી ખાનદેશ તરફ જવા નીકળી.

આ સમયે બાજીરાવ તથા ચીમણાજી અપ્પા માતુશ્રી રાધાબાઇની આજ્ઞા લેવા આવ્યા. વિધવા માતા સ્વધર્માચરણમાં જ આખો વખત નિર્ગમન કરતી હતી. તેણે વીરપુત્રો દૃષ્ટિગોચર થતાંજ ઝટ ઉઠી સામા ધસી પુત્રને વધાવી લીધા. વીરપુત્રોએ માતાના ચરણમાં મસ્તક નાંખી આજ્ઞા ઇચ્છી. વીરમાતાનું અંતઃકરણ પુત્ર સ્નેહાકુળતાથી દ્રવિત થઇ તેઓનાં સેંકડો કલ્યાણોનું ચિન્તન કરવામાં તલ્લીન્ન થઇ ગયું. તેને ધીમેધીમે અમી ભરેલે હાથે પુત્રોના લલાટ, છાતી ખભા તથા વાંસાના પ્રદેશ ઉપર સ્પર્શ કર્યો અને વારે વારે પુત્રના પીઠ પ્રદેશ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં રાધાબાઇ બોલી 'બેટા, તારા પિતાએ ઇચ્છેલી રાજ્યસત્તા તને પ્રાપ્ત થઇ છે; ગુરુજનોની આશીષો ફળી છે, અનેક જન્મમાં કરેલા સુકૃતોએ આ સુફળની પ્રાપ્તિ કરી છે. અને તેજ કુળદેવતાઓની સંપૂર્ણ પ્રસન્નતા દર્શાવી આપે છે. તે સર્વનો બદલો વાળવા હવે તમારે અમાનુષિક શક્તિથી તત્પર થવાનું છે. તમે વિજેતા છો, વીર પિતાના વીર પુત્રોને શું કહેવું પડે એમ છે ? તમારા પિતાના સર્વ સંકલ્પ સિધ્ધ થયા છે પરંતુ યવન રાજ્યનો નાશ કરીને હિન્દુપત પાદશાહત સ્થાપવાનું એક બાકી રહ્યું છે તે કરજો ! પિતાના સંકલ્પને પૂર્ણ કરવો એ સુપુત્રોનું કાર્ય છે. તમારાપર તમારા પિતાનું આ મોટું ઋણ છે, તે અદા કરવાને કુળદેવી તમને મહાશક્તિ આપો એવું ઇચ્છું છું. તમારા યત્નો મહાન છે. પરંતુ તેને મહાન કાર્યો કરી જગતને બતાવી આપવાનું બાકી છે. માટે ઉન્નત માર્ગમાં પ્રવૃત્ત રહી પ્રતિપાદન કરજો. બ્રાહ્મણ, ગાય અને ખેડુતોની રક્ષા કરજો, દેવાલયોને અપવિત્ર કરનાર રાક્ષસી પ્રકૃતિના અનાચારી વિચારશૂન્ય પ્રજાપીડકોને દંડ દેજો, ગુરુદેવે જે ઉન્નત માર્ગો દેખાડેલા છે. તેનેજ સર્વદા અનુસરજો. અને રણસંગ્રામમાં વિજય શંખ વગાડતા વ્યાસ ભગવાનનાં આ વાક્યને યાદી ગોરે [illegible]

સરદાર દાઉદખાન સમર્થ સૈન્ય લઇ યુદ્ધ કરવા ઘણી ફેરી ચઢી આવતો, તેને બુરાનપુર આગળ સખત હાર ખવરાવી ત્રાહે ત્રાહે પોકરાવી હતી. આ યુદ્ધોમાં મહાવીર રાણોજી સિંધિયા તથા મલ્હારાવ હોલકર તથા ઉદાજી પવાર ઘણા ઉપયોગી થઇ પડયા હતા. આ વીરો બાજીરાવના અનુયાયી હતા અને તેમનાં વીરત્વથી શત્રુઓ ખેદ પામીને નમ્ર થતા હતા.

બાજીરાવની રાજ્ય કસોટીમાં કસાએલા વીરો, મહાન વીરત્વધારી મરેઠી રાજ્યોના અગ્રેસરો નિવડયા હતા. તેમનાં વીર પરાક્રમે મોગલ શાહેનશાહને તોડી ભારતભૂમિમાં મોટે ભાગે મરેઠી રાજ્યને સર્વોપરી બનાવવા અપૂર્વ સહાયતા કરી હતી અને તે સહાયતાના કૃપાદાનમાં તેઓનો બાજીરાવ તરફથી પ્રશંસાપાત્ર સત્કાર થયો હતો; જે તેમના વંશજો હજી સુધી ભોગવે છે. તે સ્વામી અને સેવક બંને પ્રશંસાપાત્ર છે એમ ધન્યવાદ આપ્યા શિવાય ચલાવી લેવાય એવું નથી. આ અસાધારણ શક્તિના સાહસિક વીરોનો સંબંધ પેશવા સાથે કેવી રીતે થયો હતો, તેનું દિગ્દર્શન કરાવવું ઉચિત લાગે છે.

અલૌકિકબુદ્ધિના યોગે આત્મોન્નતિના માર્ગને સ્વચ્છ કરનાર મલ્હારાવ ઈ. સ. ૧૬૯૩ માં જન્મ્યો હતો. પુના જીલ્લામાં નીરા નદીને કાંઠે આવેલા હોળ નામે ગામમાં તેનો પિતા વસતો હતો અને એ હોલ ગામના વતની હોવાથી હોલકરની અટકથી ઓળખાય છે. એનો જન્મ ધનગર જાતિમાં થયો હતો. બાળપણથી જ તે દુર્દશામાં આવી પડયો હતો. તેને પાંચ વર્ષ પુરાં થયાં ન હોતાં ત્યાર પહેલાં તો તે પિતાના આશ્રય વિનાનો થવાથી તેના મામાએ ખાનદેશમાં તેને પોતાને ત્યાં લાવીને રાખ્યો હતો. આ અસીમ પરાક્રમી વીરનું બાલ્ય નામ મલ્હારી હતું. તે પોતાના કુળધર્મ પ્રમાણે મામાને ત્યાં રહીને તેનાં મેઢાં ચરાવતો હતો. આ બાળવીર બાલ્યકાળથી જ તેના મનોહર અવયવોને લીધે સર્વનું લક્ષ પોતાના તરફ ખેંચતો હતો. એક દિવસે ઉષ્ણકાળના સખત તડકાથી શ્રમિત થએલો મલ્હારી મેઢાંને ચરતાં મુકીને વિશ્રાંતિ લેવા ઝાડનો આશ્રય લઇ નિદ્રાવશ થયો હતો, તે સમયે એક અલૌકિક નાગ તેના મસ્તક ઉપર ફેણ માંડી તડકાથી તેનું રક્ષણ કરી રહ્યો હતો. તે એક સંતની દ્રષ્ટિગોચર થયું. આર્ય પ્રજા આવી નાગફેણ જેની ઉપર થાય તેને મહા પરાક્રમી બનનારનું ચિહ્ન માને છે. અર્થાત્ ઉન્નતિ ક્રમમાં ચઢવાને તે પાત્ર છે એમ માને છે. મહાત્માએ મલ્હારીની આવી સ્થિતિ દૂર રહીને થોડી વાર સૂધી નિહાળ્યા કરી. મલ્હારી જ્યારે નિદ્રાથી સ્વસ્થ થયો ત્યારે નાગફેણ સમેટીને અદ્રશ્ય થઇ ગયો. મહાત્માએ મલ્હારીની પાસે આવી તેનાં સામુદ્રિક ચિહ્ન જોયાં તો તેનામાં રાજ્યકુળને અલંકૃત કરે એવાં મહાપુરુષનાં લક્ષણ તેને

શ્રીપતરાવ પ્રતિનિધિ મહાન બુદ્ધિશીલ યજુર્વેદી બ્રાહ્મણ હતો. બાજીરાવ સમયાનુશીલ પ્રાપંચિક બુદ્ધિધીર વીરત્વધારી મહાવીર હતો પરંતુ તે કોકણસ્થ બ્રાહ્મણ હતો. કોકણસ્થનું પ્રબળ રાજ્યમાં વધે તો યજુર્વેદીનું જોર નરમ પડે; એવી ભીતિથી શ્રીપતરાવ ઇર્ષ્યાબુદ્ધિથી વૈર રાખી બાજીરાવના દરેક કાર્યમાં વિઘ્નરૂપ થતો હતો. આથી બાજીરાવને બહુ સાવચેત રહેવું પડતું હતું. આ નિંદાપાત્ર વૈરથી મરાઠી રાજ્યને મહાહાનિ પહોંચી છે. શ્રીપતરાવ પ્રતિનિધિ સરખા બાહોશ મુસદ્દીએ આવા નિંદિત દ્વેષને આધિન થઇ દ્વેષને અટકાવવાનું લક્ષમાં ન રાખતાં ઉલટો વધાર્યો એ મહાખેદની વાત છે. આજ પણ આવા પક્ષાપક્ષીના જ્ઞાતિવૈરથી આર્યભૂમિને મહાહાનિ થાય છે. પાત્રાપાત્રનો વિચાર કર્યા શીવાય દ્વેષ બુદ્ધિથી વર્તવું એ મહા અનર્થનું કારણ છે. ઉન્નતિક્રમમાં પાત્ર, શીવાય બીજો ચઢતો નથી અને તેવા કાર્યમાં પોતાની જ્ઞાતિનો કે મંડળનો ધારીને તેની શક્તિ ઉપરાંતના કામમાં કોઇને યોજવો અને મહાન શકિતશીલ પુરુષને તેની યોગ્યતા છતાં દ્વેષથી તેને હાનિ કરવાના ઇરાદાથી પાછળ પાડવો એ સમસ્ત દેશને હાનિકર્ત્તા છે. મહાકાર્ય પાર પાડવાને મહા સમર્થ બુદ્ધિ કુશળતા જ જોવાની જરૂર છે. એમાં પક્ષાપક્ષી કરવી એ મહા અધમતા છે અને તે હાનિકર્ત્તા છે.

બાજીરાવ સમય સૂચક હતો અને કાર્ય સંપાદન કરનારની પરીક્ષા કરનાર નરપરીક્ષક હતો. એણે સમયે સમયે ઉત્તમ સહાયાનુભૂતિઓને ચુંટી કહાડીને પાસે રાખ્યા હતા; જેની માહિતી આપને આગળ મળશે.

## પ્રકરણ ૧૩ મું.

### બાજીરાવ અને તેના અનુયાયીઓ.

વસંતતિલકાવૃત્ત.

નીતિજ્ઞ, ધર્મરત્ત આસ્તિક બુદ્ધિ, સારી:
શૌર્યાદિ સદ્ગુણવડે, વીરધર્મ ધારી.
એવા મળે ચતુર ને ગુણી ભટ્ટ જેને;
કહો શિ રહે જગતમાં પછી ન્યૂન તેને?

બાજીરાવે ઇ. સ. ૧૭૨૪ સુધીમાં એકંદર ત્રણ સ્વારીઓ ખાનદેશ ઉપર કરી વીરત્વથી તે દેશને તાબે કર્યો હતો. તેમ જ માળવા ઉપર સૈન્ય મોકલી તેને હસ્તગત કીધું હતું. અજીમ ઉલ્લાખાનનો

ભાસ્યાં. મહાત્મા અમીભરેલી દૃષ્ટિથી મલ્હારીને નિહાળી તેના ભાગ્યોદયને ઉન્નત્ત કરવાને આપવા લાયક કેટલીક સૂચના આપીને ત્યાંથી વીદાય થયા. મહાત્માના મળ્યા પછી બાળ મલ્હારી ઉલ્લાસમાં મગ્ન રહેવા લાગ્યો. કેટલોક કાળ ગયા પછી આત્મોન્નત્તિની અભિલાષાએ એના હૃદયમાં જે જે બીજ રોપેલાં હતાં તેથી તે બાહુ બળથી વીર-નામ કરવાને ઉત્સુક રહેતો હતો અને આજ કારણથી ધનગરના કાર્યમાં તેનું ચિત્ત લાગતું નહીં અને એના મામાના મનમાં પણ તે ઢોરો ચરાવવાને અયોગ્ય જણાવાથી તેને બીજે ઉદ્યોગે લગાડવાનું યોગ્ય લાગ્યું હતું. થોડાક કાળમાં મામાનું ઘર છોડી પોતાનું મહાપરાક્રમ પ્રકાશ કરવા મલ્હારી નંદદરબાર ગયો. નંદદરબામાં ડાભાડે સેનાપતિનો કંઠાજીરાવ કદમ નામે સરદાર રહેતો. તેની પાસે સિપાઇગીરીમાં રહ્યો. થોડા કાળમાં ડાભાડે સેનાપતિ, કંઠાજીરાવ કદમને સાથે લઇ ગુજરાત ઉપર સ્વારીએ ગયો. તે સમયે મલ્હારીને પણ સ્વામી સાથે જવું થયું હતું. આ સમયે તે પચ્ચીસ સ્વારનો જમાદાર થયો હતો પરંતુ તેના ભવ્ય ચહેરા ઉપર અસીમ પરાક્રમના જણાતા પ્રકાશથી ગંભીરબુદ્ધિ, અપાર કલ્પનાશક્તિ તથા સમયસૂચક ચાપલ્યતાથી સ્વામીને પ્રિય થઇ પડયો હતો. તેણે પ્રયાણમાં ઘણાં સાહસ કરી સર્વની પ્રસન્નતા સંપાદન કરી હતી. કર્મસંયોગે શ્રીમંત બાજીરાવની સેના માળવા ઉપર સ્વારી કરવા જતી હતી, તેનો મેળાપ થયો, બન્ને સેનાના સેનાનીઓ સહસા ભેળા થયા, વીર પુરુષોનું વીરત્વ હાથમાં રહેતું નથી. કંઇક પ્રસંગ આવતાં જ પેશવા અને ડાભાડેના સેનાનીઓની વચ્ચે ઝગડો થયો અને એક બીજાની શમશેરો ઉછળવા લાગી. આમાં મલ્હારીએ ચાંચલ્ય પ્રભાવથી મહા પરાક્રમ કરી સર્વની પ્રશંસા મેળવી. આ વીરશ્રીની ખ્યાતિ બાજીરાવના કર્ણદ્વાર પર ગઇ. બાજીરાવની જીજ્ઞાસા એવા સાહસિક અસાધારણ બુદ્ધિ ચાંચલ્યતાવાળા વીરને પોતાની પાસે રાખવાની થઇ. આથી કંઠાજીરાવ કદમ પાસેથી મલ્હારીને પોતાની ચાકરીમાં માગી લીધો.

મલ્હારીનાં ભાગ્યે હવે ઉન્નતિનો માર્ગ સરલ કરવા માંડયો. પેશવાની ઉન્નતિ દિન પ્રતિદિન વધતી ચાલી અને તેના ઉજ્વલ પરાક્રમના મહાપ્રકાશે સર્વના ઉપર તેની છાપ પાડવા માંડી. પેશવાએ પાંચસો ભાલાવાળા સ્વારોનો એને સરદાર બનાવ્યો. બાજીરાવની વયમાં અને મલ્હારીની વયમાં બહુ તફાવત ન હતો. જ્યારે મલ્હારી પેશવાની ચાકરીમાં રહ્યો ત્યારે તેની ઉમર ત્રીશ બત્રીશ વર્ષની હતી. હવે તે મલ્હારીને બદલે વીર મલ્હારાવ હોલ્કરના નામથી ઓળખાવા લાગ્યો અને એ પોતાના બાહુના પરાક્રમથી અને સ્વામી ભક્તિના

કૃપાપ્રસાદથી મહારાજ્યનો અધિપતિ થયો; જેનો વંશ હાલ પણ માળવા પ્રાંતમાં પચાસ લાખ રુપીઆની ઉપજના પ્રદેશ ઉપર આધિપત્ય ધારણ કરે છે. એના રાજ્યનું ક્ષેત્રફળ ૮૫૦૦ ચોરસ માઇલનું છે અને રાજધાનીનું શેહેર ઇંદોર છે. એ વંશની વંશાવળી અત્યાર સુધી નીચે મુજબ રચેલી છે; જે લખીશું તો તે આપણા પ્રકરણને નિરાશ કરશે નહી.

મલ્હારરાવ હોલકર (મૃત્યુ સને ૧૭૬૬)
સ્ત્રી ગૌતમાબાઇ




તુકોજીરાવ દત્તક (મૃત્યુ તા૦ ૧૭ જુન સને ૧૮૮૬)
શિવાજીરાવ ઉર્ફે બાળા સાહેબ.

સ્વરાજ્યની પરિસીમાને વિસ્તીર્ણ કરવામાં સહાનુભૂતિ પુરનાર પેશવાનો બીજો અનુયાયી રાણોજી સિંધિયા હતો. રાણોજી સિંધિયા સતારાથી ૭ ગાઉ દૂર આવેલા કણ્હેરખેડ નામના ગામનો રહીશ હતો. કણ્હેરખેડ કોરેગામ તાલુકામાં આવેલું નાનું ગામડું છે, અને તે ગામની પટેલાઈ હજી સિંધિયાના વંશજો ધારણ કરે છે. રાણોજી સિંધિઆએ પોતાની ઉન્નતિક્રમનો માર્ગ મોગલોની ચાકરીમાં જઇને ખોલ્યો હતો, અને મોગલોની કૃપા સંપાદન કરી મોટી પદવીએ ચઢયો હતો. પ્રારબ્ધાનુસાર મોગલોની સેવા છૂટી ગઇ અને તે રંક અવસ્થામાં આવી પડયો તેથી ઇશ્વર કૃપાથી બાળાજી વિશ્વનાથની ચાકરીમાં બારગીરીની નોકરીમાં રહ્યો, અને ત્યાંથી બાજીરાવના સમયરંગમાં તે ઉન્નતિમાં પ્રકાશ્યો.



મલ્હારરાવ હોળકર.

સરદેશ મુખીના હક્કો વસુલ કરવામાં મદદનિશ થઇ પડયો હતો. તેની વીરશ્રીથી રાજી થઇ બાજીરાવની અપૂર્વ પ્રીતિ તેના ઉપર ઢળી હતી.

ઇસ્વી સન ૧૭૨૫ માં બાજીરાવે શાહૂ મહારાજની આજ્ઞા લઇ આ ત્રણે સરદારોને ચૌથાઇ તથા સરદેશ મુખીના હક્કો વંશપરંપરા વસુલ કરવાની સનંદો કરી આપી હતી.

મરેઠી સરદારો ઉપર પ્રમાણે ઉન્નત્તિ ક્રમમાં મૂકાયા હતા. તેઓ વીર પરાક્રમથી ઉત્તરોત્તર વિજય સંપાદન કરતા ગયા. ઉદાજીરાવ પવારે માળવામાં વીરહાક વગાડી હતી. ત્યારે ડાભાડે સેનાપતિ કંઠાજીરાવ કદમ તથા પીલાજી ગાયકવાડે ગુજરાતમાં સર્વને નમ્ર કર્યા હતા. અને મોગલસત્તાનું પરાક્રમ સર્વ સ્થળે ઝાંખુ પડતું જતું હતું. આ સમયે દિલ્લીના પાદશાહ મહમદશાહ તથા દક્ષિણના સુબેદાર નિઝામ ઉલમુલ્ક વચ્ચે વિગ્રહ ઉત્પન્ન થયો હતો. આ બેના વિગ્રહથી મરેઠી રાજ્યને વિસ્તિર્ણ કરવાને યોગ્ય સંધિ આવી હતી. આ સંધિનો લાભ લેવા બાજીરાવ ઉત્સુક હતો અને શાહૂ મહારાજને માળવા ઉપર સ્વારી કરી હસ્તગત કરવા સકારણ અરજ કરતો. પરંતુ શ્રીપતરાવ પ્રતિનિધિના પ્રતિકૂળપણાને લીધે માળવા ઉપર સ્વારી કરવાને આજ્ઞા મળતી નહિં, અને તેથી વારંવાર હાથમાં આવેલો દાવ રંજક ખાઇ જતો હતો. આથી શાહૂ મહારાજને આ સંધિકાળની યોગ્ય કીંમત સમજાવવા તેણે નિશ્ચય કરી મહાપરાક્રમ કીધું હતું. જે આપણે આગળ નિહાળીશું.

## પ્રકરણ ૧૪ મું.

### દરબારમાં વાણી ગર્જના.

यदा यदा मुंचति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणम् ॥

"મનુષ્ય જેવાં જેવાં વાક્ય ઉચ્ચારે છે તે ઉપરથી તેની જાતિ અને તેના કુળનું અનુમાન થાય છે."

---

સ્વતંત્રતાની પરિસીમાથી આનંદ કલ્લોલ ઇચ્છતી, સતારાની ભૂમિ આજે વીરત્વના મહાસાગરનાં પ્રબળ મોજાથી મદોન્મત્ત થઇ, વાણીરૂપી ગર્જનાથી સર્વને ગર્જાવી રહી હતી: હિન્દુપદ પાદશાહાતની રાજ્યધાની બની, જગત મંડળની આભૂપણ બનવા તે યત્ન આરંભી રહી હતી. યવન રાજધાની દિલ્લીને નમ્ર કરી રાજ્યનગરની ઉપમાથી વિભૂષિત

થવા ઉત્સાહવાન થઇ હતી. ભારતભૂમિમાં ગૌરવ સ્થાપી ગૌરવાન્વિત થવા કુતૂહલ કરી રહી હતી. અપૂર્વ વીરત્વના ઉદ્દેશનું મહા ચાતુર્ય ચળકાવી મહારાષ્ટ્રીઓમાં વીરવિદ્યુત ઝબકાવી રહી હતી. આજે બાળ તરુણ અને વૃદ્ધ સૌ આનંદમાં હતા. સતારાની ભૂમિમાં આજે એક જ વિષય ચર્ચાઇ રહ્યો હતો. સર્વનું લક્ષ રાજ્યમહેલ તરફ આકર્ષાઇ ગયું હતું. ગગનમંડળ તરફ ધસતો રાજ્યમહેલ ધ્વજા પતાકાથી વિભૂષિત થયેલા કુબેરના આનંદ ભુવનનું ભાન કરાવતો હતો. સભામંડપ આજે વીર પુરુષોને આનંદ આપે એવો અનુકૂળ કર્યો હતો. મધ્ય ભાગમાં મનોહર સિંહાસન રાજ્ય તેજની છાપ પાડતું રાજ્યચિન્હોથી અલંકૃત થયેલું ગોઠવાઇ રહ્યું હતું. સિંહાસનની પાસે અષ્ટ પ્રધાન, સરદાર, માનકરી તથા હુદ્દેદારોને બેસવાની જોગવાઇ રાજ્યનીતિ અનુસારે કરી હતી. તે સાથે નગરજનો માટે પણ ગોઠવણ કરી હતી. રાજ્યના ઉદયના વિચારમાં પ્રજા મંડળનો હક છે. પ્રજા મંડળની સંમતિને લઇ જે રાજ્ય મંડળ વર્તે છે. તે ત્વરાથી ઉચ્ચ સ્થિતિમાં દીપે છે, શત્રુને મહાત કરે છે, વિજયને પ્રસરાવે છે, અને કીર્તિને વધારે છે.

પુષ્ટ કદાવર કાઠાવાળા, ભવ્ય મુખમુદ્રાથી ભભક મારતા વીરત્વની વિભૂતિથી વિભૂષિત થયેલા વીર પુરુષો સીનાબાજ છાતીથી વીરત્વની છાપ પાડતા દરબારમાં દાખલ થવા માંડયા.

રાજ્ય તેજથી ચળકતી મુખમુદ્રાથી ગર્વિષ્ટ દેખાતો, વિશાળ છાતીથી અહંભાવનું ભાન કરતો, ઝીણી પણ આકરી ચક્ષુથી વીરત્વ છતાં દ્વેષિવૃત્તિનું દિગ્દર્શન દેતો, ચમત્કારિક ચાંચલ્યતાથી વિભૂષિત થયેલો શ્રીપતરાવ પંત પ્રતિનિધિ દરબારમાં દાખલ થયો. તેની સાથે જ્યોતિઃ પૂર્ણ ચક્ષુથી ક્ષાત્ર બુદ્ધિના વીરત્વને દર્શાવતો ત્રિંબકરાવ દાભાડે સેનાપતિ, વીરત્વનું દિગ્દર્શન દેતો અંબારામ હુણમંત અમાત્ય, આનંદિત ચક્ષુથી ચાતૂર્યતા દર્શાવતો નારોસંકર પંત સચિવ, મનોહરમુખ મંડળથી સર્વ ઉપર છાપ પાડતો નારો રામચંદ્ર મંત્રી, વીર ગૌરવથી ગર્વિત થયેલાં આનંદરાવ સુમંત, હોનાજી અનંત ન્યાયાધીશ તથા મુદ્ગળ શાસ્ત્રી પંડિતરાવ વિગેરેએ પોતપોતાના દરજ્જા પ્રમાણે બેઠક લીધી કે, આનંદિત મુખમુદ્રાવાળો, જ્યોતિઃ પૂર્ણ વિશાળ કમળ લોચનથી વીરત્વની છાપ પાડતો, વિશાળ છાતી અને વિશાળ કપોળથી વીરત્વનું ભાન કરાવતો, ભોંગલો જેવી ભવ્ય અજાન ભુજાથી ભવ્યતાની છાપ પાડતો બાજીરાવ ઢાલ તરવારથી સજ્જીત થયેલા પોતાના વીર અનુયાયી સાથે સભામંડપમાં દાખલ થયો. સભામાં સામંતો, સરદારો, અષ્ટપ્રધાનો અને પ્રતિષ્ઠિત પુરજનો આવી જતાંજ છત્ર ચામર તથા

મયૂરપીચ્છ આદિ રાજ્યચિન્હોથી આચ્છાદિત થયેલો શાહૂ મહારાજા રાજ્ય તેજની મહત્તાને ચળકાવતો, ભાલદારોના ચીરંજીવ મહારાજના ધ્વનિ વચ્ચે રાજ્ય સભામાં દાખલ થઇ રાજ્ય ગર્વની મહત્તાને ચળકાવતો સિંહાસનારૂઢ થયો. સર્વેએ રાજ્યપદ્ધતિને અનુસરતું નમન કીધું. સભાસ્થાન શાંત થઇ ગયું હતું. સર્વ જણા ઉત્સાહતાથી શાહૂ મહારાજની મુખમુદ્રાને નિહાળી રહ્યા હતા. એટલામાં શાહૂ મહારાજા ગંભીર મુખમુદ્રાથી સર્વના મનનું આકર્ષણ કરતા મધુરત્વ ભરેલી શૈલીથી બોલ્યા—"મ્હારા શાણા રાજ્યદ્વારી પુરુષો, સરદારો, અને વીરજનો તમારી શૂરવીરતા ઉત્તમ છે. તમારી વીરત્વ શક્તિ વિજયતાને પાત્ર કરે એવી છે. તે મહા ત્વરા કરતી વિધુત જેવી ચમકારા મારી રહી છે. એ તમારા વિધુત જેવા વીરત્વના વેગને કઇ દિશામાં ગતિ કરાવવી યોગ્ય છે એનો વિચાર કરવા તથા તે સંબંધી તુલોતવીત તુલના કરી દૃઢ નિશ્ચય ઉપર આવવા આજે તમને નિમંત્રણ કરેલું છે. મ્હારા વિજયની બાજી અને સ્વધર્મના ઉત્કર્ષની બાજી તમારા હાથમાં છે, મ્હારા વહાલા વીરો! તમો જે વિચાર ઉપર આવો તે દીર્ઘદૃષ્ટિથી આવજો, કેમકે ભવિષ્યનું સઘળું જોખમ આજના તમારા નિશ્ચય ઉપર લટકવાનું છે. રાજદ્વારીઓમાં એક બીજાથી પાઠાફેર વિચારો પ્રસંગોપાતે દર્શાવાય છે, પરંતુ એક બીજાની ગેરહાજરીમાં જે દલીલો અપાય છે, તે બધી એક બીજાની સમક્ષમાં મુકવી જરુરની છે કે તે ઉપર વિવેચન કરવાને તક મળે. માટે દીર્ઘદર્શી રાજ્યદ્વારીઓ આજે તમારા પરિપક્વ અનુભવથી જે સિદ્ધાંતો તમોએ દૃઢ કીધા હોય તે મારા આગળ દર્શાવો."

રાજ્યદ્વારી કુશળતાથી શાહૂ મહારાજને નમન કરી, બુદ્ધિ ચાપલ્યતાનો પ્રવાહ દર્શાવતો, શ્રીપતરાવ પ્રતિનિધિ બોલ્યો—"સ્વરાજ્યની "ઉન્નતિ કોને પ્રિય ન હોય? રાજ્યલક્ષ્મીની વૃદ્ધિને કોણ ઇચ્છતો "ન હોય? યશવૃદ્ધિની કીમત કોને ન હોય? બાળક પણ ઉન્નતિના "વિચાર કરી શકે છે, પરંતુ ઉન્નતિક્રમમાં જતા પહેલા અધમતામાં "આવી ન પડીએ એ વિચારવું જરૂરનું છે. અને તેને માટે હાલ "તુરત નીચેનાં બે સૂત્રો ઉપર વિચાર ચલાવીએઃ—

"૧ આ દેશકાળ ઉન્નતિક્રમમાં જવા માટે અનુકૂળ છે કે કેમ?

"૨ અને આપણી સ્થિતિ તેને માટે હાલ લાયક છે કે કેમ?

"આ બન્ને મુદ્દાઓ ઉપર વિચાર કરતાં તે આપણુને અનુકૂળ હોય "તેમ જણાતું નથી અને તેથી કરીને પેશવા જે વારે વારે સ્વારીઓ "કરવાને પોતાના વિચાર જણાવે છે તેની હું વિરુદ્ધ છું."

"સાંપ્રત દેશકાળ જોતાં પેશવાનું યુદ્ધપ્રકરણ સંબંધે કહેવું
"દુરાગ્રહ ભરેલું લાગે છે. પેશવાએ આપણા બળાબળનો યત્કિંચિત્
"પણ વિચાર કરેલો જણાતો નથી. પોતાના પક્ષની નિર્બળતા કોઇ પણ
"સ્વીકાર કરતું નથી પરંતુ ન્યાયને ખાતર મારે માથે જે જોખમદારી
"છે તે પાર પાડવા સારુ દેશસ્થિતિ તથા રાજ્યસ્થિતિનું સંપૂર્ણ ચિત્ર-
"દર્શન કરાવવાની મારી ફરજ છે. તેથી જણાવવું જરુરનું ધારું છું કે,
"આપણા સ્વરાજ્યમાં સ્વસ્થતા નથી. એકાદ નાનું બંડ ઉભું થાય
"તો તેને દાબી દેવાને પણ પુરતી તાકાત નથી. નિઝામ જેવો સબળ
"શત્રુ આપણી પડોશમાં વીરત્વ બતાવી રહ્યો છે કે, આપણા ચોથાઇ
"અને સરદેશમુખીના હકો સરલતાથી વસુલ કરી શકાતા નથી.
"કર્ણાટક પ્રાંતમાંનો દેશાઇગીરીનો હક વસુલ કરવા વીર ફત્તેહસિંગ
"ભોંસલેને ઘણા દિવસ થયા સેના સાથે મોકલ્યો છે પરંતુ કોહોલા-
"પુરની રાજ્યસત્તા તથા તેના હિતચિંતક ચવ્હાણ, ઘોરપડે તથા
"સાવતુરનો નવાબ એવી દુરાગ્રહતા લઇ આડરૂપ થયો છે કે, ફત્તે-
"હસિંગ ભોંસલેનું સૈન્ય અદ્યાપિ સુધી કૃષ્ણા નદીને ઓલંગી શક્યું
"નથી. આ પ્રમાણે આપણું ઘર જ આપણા તાબામાં નથી અને
"મોગલ જેવા સબલ શત્રુ ઉપર સ્વારી લઇ જવાનું ઉદ્ધતાઇ ભરેલું
"પગલું ભરવું એ કેવળ બેઠેલા પોપડાને ઉખેડી, આવ કુવાડા પગ ઉપર
"પડ, એમ કરવા બરોબર છે. મોગલો સાથે યુદ્ધ પ્રસંગ ઉભો કરી ત્યાંની
"સ્વારીમાં આપણું સૈન્ય રોકાયું હોય તે પ્રસંગે, આપણા સ્વરાજ્યમાં
"બંડ ઉભું થાય તો, તથા નિઝામને કંઇક વાંકું પડતાં યુદ્ધપ્રસંગ ઉભો
"થાય તો, આપણે કેવી સાંકડી સ્થિતિમાં આવી પડીએ, તેનો પ્રથમ
"વિચાર કરવો અવશ્યનો છે. દુર અંદેશીપણે આ સઘળાનો
"વિચાર કરી હું એવા નિશ્ચય ઉપર આવું છું કે આ દેશકાળ નવા
"નવા દેશ મેળવવાને માટે યુદ્ધપ્રસંગો ઉભા કરવાને અનુકૂળ
"નથી અને આપણી રાજ્યદ્વારી આંતર બાહ્ય સ્થિતિ તપાસતાં તે
"ઉન્નતિ ક્રમમાં વધવા લાયક નથી. પરંતુ જે પ્રદેશ હાલ આપણી
"સત્તા નિચે છે, તેના કારોબારને ઉત્તમ સ્થિતિમાં લાવી, સુદૃઢ
"સત્તા જમાવી, પ્રથમ ઘર તરફથી નિર્ભય થવું અવશ્યનું છે અને
"શિવાજી મહારાજનો સંપાદન કરેલો કર્ણાટકનો પ્રાંત આપણા હાથ-
"માંથી ગયેલો છે તેના ઉપર સ્વારી કરી આપણા હસ્તકમાં તેને
"પ્રથમ લાવવો જરુરનો છે. પ્રથમ આપણા રાજ્યને થાલે પાડી પછી
"નવો પ્રદેશ મેળવવા યત્ન કરવો ઉચિત છે. જો તેમ ન કરીએ
"તો આ તો ઉપહાસ્ય થાય એવું છે કે, પોતાનું સંભાળાય નહીં અને

પારકાનું લેવા જાય અને તેમ કરવા જતાં ઉભયતામાં હાનિ થવાનો સંભવ છે. કાયરતા કે, ભીરુતાથી હું આ વિચાર દર્શાવું છું એવું યત્કિંચિત તમો ધારતા નહીં. મોગલોના વીરત્વને મરોડવાને મારી સમશેર હરનિશ ઇન્તેજાર છે, પરંતુ તે સમયને અનુસરી મારા માથાનું જોખમ બરોબર સંભાળી કામ કરવા ધારું છું. બાજીરાવનું
" વીરત્ત્વ પ્રસંશા પાત્ર છે, તેમની ઇચ્છા ધન્યવાદને લાયક છે પરંતુ
" તેમના હાલના વિચારો પાયા વગરના અને અકાલિક છે. જ્યારે
" યોગ્ય સમય આવશે ત્યારે તમારો આ પ્રતિનિધિ રણસંગ્રામમાં વીર-
" હાક વગાડવા આ સમસેરથી કુદી પડશે અને તમને સંતોષ આપ-
" વાની એક પણ તક જવા દેશે નહીં."

એમ કહેતાંજ હાથમાંની-વિદ્યુત જેવી સમસેર ચળકાવતા વીર જનોને વીરત્ત્વનું ભાન કરાવતા શાહૂ મહારાજને નમન કરી પ્રતિનિધિએ પોતાનું આસન લીધું.

પ્રતિનિધિએ પોતાનું આસન લીધા પછી નવલ યૌવનમાં દીપતો, શૌર્યોત્તેજક મુખમંડળથી વીરત્વની છાપ પાડતો, બાજીરાવ વીજળીના વેગથી ઉભો થયો અને વીરત્વ ભરેલી વાણીથી સર્વનાં મનને આકર્ષતો બોલ્યો.

" મહારાજા; અષ્ટ પ્રધાનો અને મહાજનો! યવનો ઉપર સ્વારી
" લઇ જવાનો મ્હારો આગ્રહ મ્હારા સ્વાર્થ માટે નથી. રાજ્યનીતિના
" નિયમને અનુસારે, જે સ્વામીનું અન્ન પ્રાશન કરું છું તેના સ્વરાજ્યની
" ઉન્નતિને સારુ છે. તથા શિવાજી મહારાજના દૃઢ સંકલ્પાનુસારે
" મોગલ સત્તાનો અંત લાવવાને, આર્ય ધર્મનો જીર્ણોદ્ધાર કરવાને,
" પરદેશી ને પરધર્મી જનોથી પીડાતી આર્ય સંતતિની સ્વતંત્રતા સ્થાપ-
" વાને, ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરવાને, તથા છત્રપતિ શાહૂ મહારાજના
" વિજયી વાવટાને સર્વે ભૂમિ ઉપર ફરકાવી સર્વને નમ્ર કરવા સારુ
છે. આ મારા નિસ્વાર્થ પ્રયત્ન ઉપર જે વિચારો અપાય છે. તેના દૃઢ નિશ્ચય ઉપર આવતાં પહેલાં આપણે નિચેના મુદ્દા ઉપર વિચાર પહોંચાડવો જરૂરનો છે.

(૧) મોગલોની સત્તાની તેજક્ષીણ થયેલી સ્થિતિ, તેમના માહો માહેના ક્લેશને લીધે આપણે આધિન થાય એમ છે કે કેમ? અને આ દેશકાળ તેને માટે યોગ્ય છે કે કેમ?

(૨) તથા તે કામ કરવાને આપણા રાજ્યદ્વારી, તથા સૈનિકોમાં લાયકાત છે કે કેમ?

પ્રથમ મુદ્દા ઉપર વિચાર કરતાં મોગલોની સાંપ્રત સ્થિતિનું દિગ્-

દર્શન કરવું અવશ્યનું છે. મ્હારી ન્હાની ન્હાની સ્વારીઓના અનુભવે સ્પષ્ટાભાસ પાડયો છે કે, મોગલોની રાજ્યસત્તા કેવળ રાજ્યતંત્રમાં સડો લાગવાથી એક સડી ગયેલા વડના વૃક્ષ જેવી થઇ પડી છે તેના રાજ્યતંત્રમાં જરા પણ ચુસ્તકીપણું નથી. રાજ્યના સમર્થ ગણાતા આત્માર્પણ કરે એવા નથી. દીવાનો, વજીરો, ઉમરાવો, સુબાઓ, સેનાપતિઓ, તથા ન્હાના મ્હોટા લશ્કરી અમલદારોમાં નાના પ્રકારના ક્લેશનાં, ઇર્ષાનાં, દ્વેષનાં બીજો રોપાયલાં છે. એક બીજાનું અનિષ્ટ કરવાને તત્પર છે, અને માંહોમાંહેના દ્વેષભાવને લીધે રાજ્યસત્તાની મહત્તાનું પણ રક્ષણ કરવામાં બેદરકાર છે. મોગલ પાદશાહાતનું આખું રાજ્યદ્વારીમંડળ આત્મલોભમાં લોભાયલું છે, દુર્વ્યસનથી દગ્ધાયલું છે, પરસ્ત્રીના મોહપાશમાં બંધાયલું છે, અધમોધમ દુરાચારમાં ખરડાયલું છે અને રાજ્યદરબારમાં રણસંગ્રામને બદલે સુરતસંગ્રામનાં વ્યાખ્યાનો ચાલે છે. રણધીર કરતાં પરસ્ત્રીગામીઓનાં વર્તનને પ્રશંસા અપાય છે. સદ્વર્તનશાળી કરતાં દુરાચારીને આશ્રય મળે છે. એવાં અનેક કારણોથી અનીતિનાં તત્ત્વોથી યવન રાજ્યદ્વારીઓ ઘેરાઈ ગયેલા છે. તેમનામાં મહત્વતા ભરેલાં કાર્યો કરવાની જરા પણ શક્તિ રહેલી નથી. એવા નીચત્વ પામેલા તેમના રાજ્યતંત્ર પ્રત્યે જે કંઇ આપણે પગલાં લઇશું, તેમાં જરૂર ફતેહ પામીશું અને તેને માટે હાલનોજ વખત અનુકૂળ છે, એમ તમો સર્વે મ્હારા મત સાથે મળતા થશો.

બીજા મુદ્દા ઉપર વિચાર કરતાં, આપણને સ્પષ્ટાભાસ પડે છે કે, નવલ યૌવનમાં દીપી રહેલા તરુણ મહારાષ્ટ્રીઓ ઉચ્ચ અભિલાષાથી દિગ્વિજય કરવા તત્પર છે. મહારાષ્ટ્રને રાજ્ય વિભૂતિથી ગૌરવાન્વિત કરવા ઉત્સુક છે, સ્વધર્મ અને સ્વદેશસારુ વીરહાક વગાડવા તૈયાર છે. તેમનામાં મહત્વતા ભરેલું વીરત્વ સ્ફૂરી રહેલું છે, શૌર્ય વિદ્યુત જેવા ચળકારા મારી રહ્યું છે, યુદ્ધ પ્રસંગે જોઇતી ચાપલ્યતા તેમનામાં આવી ચૂકી છે, સહન શીળતામાં આજે દુનિયામાં તેમનો જોડો નથી, તેમ સ્વામીની આજ્ઞામાં રહી, સમયાનુકૂળ થવામાં મહારાષ્ટ્રી વીરો એક્કા નિવડયા છે. આવા ગુણો મહારાષ્ટ્રી સૈન્યમાં નથી, એમ કોણ કહેવાને ધૈર્ય ધરે એમ છે? તે સાથે શ્રીમંત છત્રપતિ મહારાજના રાજ્યદ્વારીઓને તપાસતાં સ્પષ્ટાભાસ આપે છે કે, પ્રધાનમંડળમાં દીર્ઘવિચારશીલ, ચપળ, ગંભીર, યુક્તિઆજ, અને ધૈર્યવાન્ પુરુષોની ખોટ નથી. એટલે સમયરંગને અનુલક્ષી પોતાનું કર્તવ્ય અદા કરે એવા સમર્થ છે. જ્યારે આ પ્રમાણે સૈન્ય સામ તો આપણે અનુકૂળ છે, ત્યારે આથી બીજો કયો અનુકૂળ વખત કલ્પીશું, તે કલ્પાવું અશક્ય છે. પરિપૂર્ણ પૂર્ણતા પ્રભુ શિવાય બીજામાં નથી.

ભીરુ થઇ ભીતિ રાખવાથી નીચત્વ પમાય છે. અને વીરત્વનું ચિંતન વીરગર્જના કરતાં વિજયતાને અપાવે છે. "હિમ્મત ધરે મદા તો મદદ દેવે ખુદા," આ વાત ધ્યાનમાં લઇ વીરત્વની સેર ઉરાડી વિજેતા થવા યત્નશીળ થવું ઉચિત છે. મ્હારા પરમમિત્ર પ્રતિનિધિએ જે વિચારો દર્શાવ્યા છે, તેથી મને મહાન્ વિસ્મયતા પ્રાપ્ત થઇ છે. તોપણ તેની સાથે સમર્થ સંતોષ એ પ્રાપ્ત થયો છે કે, ઉચ્ચ અભિલાષાથી સમયપરત્વે રણસંગ્રામમાં વીરત્વ દર્શાવવા તે ઉત્સુક છે. પ્રતિનિધિની ઇચ્છા મોગલ શાહેનશાહાતને નમ્ર કરવા તલ્પી રહેલી છે, પરંતુ તે સમયરંગ આવતાં સૂધી મુલતવી રાખવા માંગે છે. મુલતવી શબ્દોનો ધ્વનિ ‍ યારે મારા કર્ણદ્વારપર પછડાય છે ત્યારે મને મહા ક્ષોભ ઉત્પન્ન ‍ ાય છે. મુલતવી રાખવાનાં માઠાં પરિણામ આપણે કેટલાં ભોગવ્યાં ‍ ે, તેનો આ સ્થળે હિસાબ ગણવો ઉચિત ધારું છું. શિવાજી મહારા- જનો ઉન્નતિક્રમ કેવા વર્તનક્રમમાં હતો, તે ધ્યાનમાં લેવું અવશ્યનું છે. પ્રાતઃકાળે કરવાનું કામ તુરત હાથમાં લઇ, પાર પાડવાનો તેનો દ્રઢ નિશ્ચય હતો અને તેથી જ તેમનો સુયશ-દુંદુભિ અદ્યાપિ પર્યંત દિગંતરમાં યશધ્વનિ પ્રસરાવી રહ્યો છે. શિવાજી મહારાજે તેના સત્તરમા વર્ષથી તે અંતકાળ સૂધી છત્રીશ વર્ષમાં જે કારકીર્દિ સૃષ્ટિ સમક્ષ દ્રષ્ટિગોચર કરાવી છે, તેનો એકસોમો હિસ્સો પણ ચાલીસ વર્ષ થયાં આપણે હાથે થયો નથી. ત્યારે હવે મહાવીરો મુલતવી રાખવાની જપ માલાનો જપ આપણે ક્યાં સૂધી કર્યા કરીશું, તે વિચારવું ઉચિત છે. ભીરુતાની ભ્રમણાનો અંત નથી. માટે ભીરુતાની સાંકળને તોડી નાંખી, ઉદ્યમમાર્ગને ‍ ્રાપ્ત કરવા ઉદ્યોગે લાગવું જરૂરનું છે. વખત ચૂકી જતાં જે હાનિ ‍ ભમવી પડે છે, તે કોટી વર્ષોએ પણ પૂરાતી નથી.

આ પ્રસંગે મ્હારી સત્ય ફરજ અદા કરતાં, મ્હારે તમો આગળ સર્વ વાતનો સ્પષ્ટાભાસ આપવો જોઇએ. અને તેમ કરતાં મ્હારા પરમ- મિત્ર શ્રીપતરાવ પ્રતિનિધિને ન્યૂનાધિક લાગે તો તે દરગુજર કરશે. મ્હારે મુખ્ય પ્રધાન તરીકે કહેવું અવશ્યનું છે કે, પ્રતિનિધિને સ્વરા- જ્યની તથા પરરાજ્યની આંતરિક સ્થિતિની સંપૂર્ણ માહિતિ નથી, તેની સાથે આ ખુબ યાદ રાખવાનું છે કે, હિન્દુપદ પાદશાહાતનું મ્હાટું પદ ધારણ કરનારા છત્રપતિ મહારાજના રાજ્યનો વિસ્તાર તેના નામને ‍ ોપાવે એવો કેટલા બધા વિસ્તારમાં જોઇએ? અને આજે આપણા ‍ ાળામાં કેટલો બધો ઓછો છે? આપણા ખરા મિત્રો કેટલા છે? ‍ ેમ શત્રુ કેટલા છે? અને તેમનું બળાબળ કેવું છે? આર્ય શું સ્થિતિને અનુભવે છે? સ્વરાજ્યમાં બંડો શાથી થાય છે? અને તેનો સંભવ અસં-

ભવ અને તેને માટે કેવી યુક્તિ પ્રયુક્તિથી ઉદ્યોગ આરંભવો અવશ્યનો છે, તેનો પુખ્ત વિચાર પ્રતિનિધિએ કીધેલો નથી. આનંદરાવ સુમંત તરફ પરરાજ્યો તરફથી જે પત્ર આવેલા છે તે અવલોકન કરવાથી ખાત્રી થશે કે, મોગલોની રાજ્યસત્તાને જર્જરિત કરી નાંખવાનો આ ઉત્તમ કાળ છે.

કન્યાકુમારીથી તે હિમાલય સૂધીનો પ્રદેશ આર્યોનો છે, તેનો કબજો આર્યોને પ્રભુદત્ત મળ્યો છે. તે હક ઉપર તરાપ મારવાનો કોઇને પણ હક નથી. તે સાર્વભૌમનું આધિપત્ય આજે યવન ધરાવે છે. તે યવન પાદશાહાતને અસ્તવ્યસ્ત કરી, શાહૂ મહારાજાને ચક્રવર્તિપદે દીપાવવા એ આપણું ખરું કર્તવ્ય છે. કોહોલાપૂર તથા કર્ણાટકના તરફ હાલ દૃષ્ટિ નાંખવી ઉચિત નથી. સંભાજી તથા વ્યંકોજી પરકીય નથી. કુટુંબકલેશમાં પડવાથી ઐકય બળમાં ખામી આવે છે અને તેથી અનેક છીદ્રો નિકળી આપ્તમંડળમાં અનિષ્ટતા પ્રસારે છે. એ દેશ પરકીય પાસે નથી. આપ્તમંડળના રાજબીજ પાસે છે માટે હાલ તુરત તેમાં ગુંથાવાથી લાભ કરતાં હાનિ વધારે છે.

નિરુદ્યમી થઈ, વીરપુરુષો દેશના મધ્યભાગમાં પડી રહેશે તો તેનું પરિણામ હાનિકારક આવવાનો સંભવ છે. માટે સિંધિઆ તથા હોલ્કર જેવા એકનિષ્ઠ વીરોના હાથ નિચે મ્હોટું સૈન્ય ઉભું કરી, ઉત્તમ યોજના કરવામાં આવશે તો જરૂર યશપ્રાપ્તિ થશે. પણ તેને માટે આપણે સર્વેએ એકદીલ થઈ ઐક્યતંત્રથી ચાલવું જરૂરનું છે.

નિઝામ સાથે યુદ્ધ થવાની નીતિ આપી જે શાસન પ્રતિનિધિ આપવા નિકળ્યા છે, તે નીતિ કેવા વજનવાળી છે, તેનું માપ તમારા આગળ મપાઈ ગયું છે. મોગલ પાદશાહાતમાં ઘુસી, મરેઠી પદ્ધતિથી તેમના દેશમાં ખળભળાટ ઉત્પન્ન કરીશું એટલે તે પોતાનું સંભાળવા મથશે કે તમારી રાજ્યધાની ઉપર ધસી આવશે? અને મૂળમાંજ આપણી રાજ્યધાનીનો નિશ્ચય નથી. આપણે મત સતારા અને વિજાપુર સરખાં જ છે. હિમ્મતથી વીરત્વ બતાવનાર ટેક આપી વિજય મેળવે છે. જેને ખોવા કરતાં મેળવવાનું વધારે છે, તેને ખોનારના જેટલી સંભાળવાની કાળજી રહેતી નથી. આપણે તો યવન રાજ્યસત્તાના જૂદા જૂદા પ્રદેશોમાં વીરસિંહોને છોડી દઈ સમયકાળને સાંધી કાર્ય પાર પાડવાનું છે. એ કારણથી શત્રુ કરતાં આપણી સ્થિતિ ઘણીજ થોડી કફોડી છે. નિઝામ એક બલિષ્ઠ શત્રુ છે. તે રણનિપુણ મહાપરાક્રમી, રણદર્શીવીર છે, તેનું સૈન્ય કસાયલું ને પરાક્રમી છે, તેનું તોપખાનું ઉત્તમતાને પામેલું વ્યવસ્થિત છે. પરંતુ તેવા મહાન્ વિજેતા વીરને મહાત કીધા શિવાય આપણી વિજયકીર્તિનો ધ્વજ કેમ ઉન્નતિમાં ફરકશે? આપણું નામ સાંભળી કોણ કંપશે? સિંહને સપાટો માર્યાથીજ શિયાળવા કંપી ઉઠે છે. એક મહાવીરનો સંહાર કર્યાથી અનેક વીરો આધીન થાય છે અને જ્યાં સૂધી સમર્થ પરાક્રમીઓને ટેક અપાતી નથી ત્યાં સૂધી જનમંડળમાં મહોત્કર્ષતા પ્રાપ્ત થતી નથી. રાવણ, કંસ, કૌરવ, મંડનમિશ્ર અને ઔરંગજેબ જેવા પ્રતિપક્ષીઓને ટેક આપી ન હોત તો, આજે રામ, કૃષ્ણ, પાંડવ, શંકરાચાર્ય તથા શિવાજી મહારાજની વિશ્વખ્યાતિ ક્યાંથી હોત? આજે તેમનાં પરાક્રમને કોણ સંભારત? તેમના વિજયના યશગાન કોણ ગાત? વિજેતા જે કરે છે તેનાં યશોગાન ગાજી રહે છે. કબીર એક દોહરામાં કહે છે કે;

સુરતસે કીરત બડી બીન પંખ ઉડ જાય;
સૂરત તો જાતી રહી કીરત કભી ન જાય.

આવી કીર્તિ અલૌકિક પરાક્રમ કીધા શિવાય પ્રાપ્ત થતી નથી. યમુના તથા ગંગા વચ્ચેનો દુઆબનો પ્રદેશ જેમ બન્ને નદિઓના જળ પ્રવાહથી ઘેરાયલો છે તેમ નિઝામને આપણા સૈન્યબળથી સર્વ બાજુએથી રોકી

ભવ અને તેને માટે કેવી યુક્તિ પ્રયુક્તિથી ઉદ્યોગ આરંભવો અવશ્યનો છે, તેનો પુખ્ત વિચાર પ્રતિનિધિએ કીધેલો નથી. આનંદરાવ સુમંત તરફ પરરાજ્યો તરફથી જે પત્ર આવેલા છે તે અવલોકન કરવાથી ખાત્રી થશે કે, મોગલોની રાજ્યસત્તાને જર્જરિત કરી નાંખવાનો આ ઉત્તમ કાળ છે.

કન્યાકુમારીથી તે હિમાલય સૂધીનો પ્રદેશ આર્યોનો છે, તેનો કબજો આર્યોને પ્રભુદત્ત મળ્યો છે. તે હક ઉપર તરાપ મારવાનો કોઇને પણ હક નથી. તે સાર્વભૌમનું આધિપત્ય આજે યવન ધરાવે છે. તે યવન પાદશાહાતને અસ્તવ્યસ્ત કરી, શાહૂ મહારાજાને ચક્રવર્તિપદે દીપાવવા એ આપણું ખરું કર્તવ્ય છે. કોહોલાપૂર તથા કર્ણાટકના તરફ હાલ દૃષ્ટિ નાંખવી ઉચિત નથી. સંભાજી તથા વ્યંકોજી પરકીય નથી. કુટુંબક્લેશમાં પડવાથી ઐક્ય બળમાં ખામી આવે છે અને તેથી અનેક છીદ્રો નિકળી આપ્તમંડળમાં અનિષ્ટતા પ્રસારે છે. એ દેશ પરકીય પાસે નથી. આપ્તમંડળના રાજબીજ પાસે છે માટે હાલ તુરત તેમાં ગુંથાવાથી લાભ કરતાં હાનિ વધારે છે.

સાંપ્રત પ્રસંગમાં મોગલ રાજ્યદ્વારીઓ વિષયવાસનામાં લપટાયલા ને વેશ્યાઓના નાચ રંગમાં તલ્લીન થયેલા છે. સૈન્ય સામગ્રીની તૈયારી નથી. લશ્કરને પગાર ન મળવાથી તે બેદીલ થયેલું છે. આ સમયે તેના ઉપર સ્વારી લઇ જવાનો કેવો યોગ્ય કાળ છે, તે પ્રતિનિધિએ ધ્યાનમાં લેવું જરૂરનું છે.

સાંપ્રતકાળનું વીરમંડળ નિર્બળ છે, એવો આરોપ પ્રતિનિધિ તરફથી મૂકાય છે. તે શા આધારે છે? તે સમજી શકાતું નથી. હુ ખાત્રીપૂર્વક કહું છું કે, મહારાષ્ટ્રી વીરત્વ વૃદ્ધિંગત પામતુ ઉન્નતિ ક્રમમાં ચઢતું જાય છે. આજકાલ મહારાષ્ટ્રીઓના વીરત્વ આગળ સર્વે નમ્ર છે. તેના સાહસ પ્રપંચને કોણ પહોંચી શકે એમ છે? તેના રણદર્શીપણાને કોણ ટક્કર મારી શકે એમ છે? યૌવનમત્ત થયેલા સિંહગર્જના કરનાર વીર સામંતોને વીરત્વ વરેલું છે, તે રણસંગ્રામમાં રમણ કરવાને ઉત્સાહી છે. તે આજકાલ રણસંગ્રામ, રણસંગ્રામ જંખી રહેલા છે. તેની વીરશ્રી મદોન્મત્ત થઇ, મત્ત ગજેંદ્રની પેઠે ગર્જી રહી છે, ગુજરાતમાં ત્ર્યંબકરાવ ડાભાડે સેનાપતિ, સેના ખાસ ખેલ પિલાજીરાવ ગાયકવાડ, કંઠાજીરાવ કદંમ વિગેરે મોગલાઇને નમિત કરતા ધસ્યા જાય છે. મેં પોતે જાતે ખાનદેશ તથા માળવા ઉપર ત્રણ સ્વારીઓ કરી ચોથાઇ, સરદેશમુખી વિગેરેનો બંદોબસ્ત કરી રાજ્યસત્તા જમાવી છે. આવા પ્રકરણમાં વીરપુરુષો રોકાયલા રહેવાથી, દેશમાં બંડ થવાનો સંભવ નથી. જો

તે કાળનો વિચાર કરતાં આજે તમે સર્વ સાધનસંપન્ન છો, તે સમયે મુલતવી રાખવાની જપમાળા જપવી યોગ્ય નથી.

આપણે સર્વેએ સ્વામી સેવામાં યત્નવાન્ થવું અવશ્યનું છે. શિવાજી મહારાજના અનુયાયીઓ એસાજી કંક, તાનાજી માલુસરે, બાજીરાવ ફસલકર, આદિ મહાવીરો જેમ મહા અરણ્યમાં ભયાનક ખડક ઉપર, મહાવેગથી વહેતી નદીઓના પ્રવાહ આગળ, દારુણ યુદ્ધ પ્રસંગે તાઢ તડકા અને ભૂખ તરસનો વિચાર કર્યા શિવાય મહાવેદનાનાં દુઃખને નહિ ગણકારતાં વિદ્યુત જેવી નગ્ન તરવારોથી સૈનિકોને ઉશ્કેરી વિજયધ્વજ ઉરાડતા હતા, તેમ યત્ન કીધા શિવાય રાજ્ય ઐશ્વર્ય પ્રાપ્ત થવું અશકય છે અને સાહસ કીધા શિવાય યુદ્ધ ક્ષેત્રની બાજી મંડાતી નથી, માટે એ ધ્યાનમાં લઇ સાંપ્રત કાળમાં વીર્યહીન થઇ બેસવું ઉચિત નથી. જે નિર્માલ્યતાવાળા વિચારોને આધીન થવા પંત પ્રતિનિધિ કહે છે, તેવા વિચારો શિવાજી મહારાજે કર્યાં હોત તો, આજે મહારાષ્ટ્રી રાજ્યની સ્થાપના કયાં હોત? આર્યધર્મની કેવી સ્થિતિ હોત? ચોથાઇ અને સરદેશ મુખીના હકો કયાંથી પ્રાપ્ત થયા હોત? અજિત કિલ્લા કેમ બંધાયા હોત? એ સર્વની સર્વ તુલના તમારા સર્વના ધ્યાનમાં આવશે કે, પુરુષાર્થ કરનાર વીરને જ સર્વ કાળ સાધ્ય થાય છે. જ્યાં સૂધી પુરુષાર્થ તે ગતિમાં મૂક્યો નથી ત્યાં સૂધી સર્વ ખામી દૃષ્ટિ સન્મુખ તરી આવે છે; પરંતુ જ્યારે પુરુષાર્થ ગતિમાં મુકાય છે ત્યારે તે સર્વ વિપત્તિને આધિન કરી પુરુષાર્થના પ્રમાણમાં ફળ આપે છે. માટે મહાપુરુષાર્થની જરૂર છે, તો તેને અનુલક્ષી ગતિમાં મૂકવાથી, સર્વ કાર્યની સિદ્ધિ થશે; અને એ જ સૂત્રને આધારે શિવાજીમહારાજે હિન્દુપદ પાદશાહાતનો પાયો નાંખ્યો છે, ને પોતાના બળ પ્રવાહથી મોગલ પાદશાહાતના ડાળાં પાંખડાં છિન્ન ભિન્ન કરી નાંખી તેને જર્જરિત કરી નાખી છે. એ જર્જરિત થયેલી દિલ્લીની પાદશાહાતમાં નિર્માલ્યતા શિવાય કંઇ દૃષ્ટિગોચર થતું નથી. જો તેને આપણા વીરત્વરૂપી કહોવાડાથી જમીનદોસ્ત નહિ કરીશું તો એ નિર્બળ વૃક્ષમાં ફૂટતા ન્હાના મ્હોટા બીજા ફાંટા આપણા માર્ગમાં રોધ કરનારા થશે. માટે દૃઢ નિશ્ચય ઉપર આવી એ જર્જરિત થયેલા રાજ્યવૃક્ષનો હવે મોક્ષ કરવો જરૂરનો છે.

દૃઢનિશ્ચયતા શું નથી કરી શકતી? સર્વ કાર્યને સાધ્ય કરે છે. માટે મહારાષ્ટ્રીય વીરો, તમારાં ધર્મગૌરવ, રાજ્યગૌરવ, તથા કુળ ગૌરવના ઉત્કર્ષને માટે, રાજ્યતેજની વૃદ્ધિને માટે, સ્વતંત્રતાનાં સુખને માટે, વીરત્વના ટેકને માટે તથા ઇતિહાસના પાના ઉપર અમર કીર્તિ

વીરત્વના પ્રવાહથી જોર કરવાની આવશ્યકતા છે અને તેવી યુક્તિ પ્રયુક્તિથી સેહ આપવાથી આપણી કીર્તિનો વધારો છે.

યવન રાજ્યવેત્તાઓએ કેવાં કુત્સીત કૃત્યોથી આર્ય પ્રજાને ત્રાહે ત્રાહે પોકરાવી છે તેનું સ્મરણ શું તમોને નખથી તે શીખ પર્યંત કંપાયમાન કરતું નથી? શરીરમાં અગ્નિની જ્વાલા પેદા કરતું નથી? હૃદયમાં વૈરાગ્નિ ભભકાવતું નથી? એ દુષ્ટોએ રાજ્યવૈભવ વિભૂતિને ભ્રષ્ટ કરી છે, આર્ય ધર્મવિભૂતિને નષ્ટ કરી છે, સોમનાથ જેવા અનેક દેવાલયોને ભ્રષ્ટ કરી ભૂકા કર્યા છે. રંક આર્યોને જોરજુલમથી પકડી સુનત કરી અનાર્યો કર્યા છે, પવિત્ર ધર્મ પરાયણ સ્ત્રીઓના પતિવ્રતને ભંગ કરી, મહા અધમતા દર્શાવી છે, હજારો ધર્મનિષ્ઠ બાળાઓએ ક્રૂર દુરાચારિઓના જુલમથી પ્રાણાર્પણ કર્યા છે, આબરુના રક્ષણ સારુ અગ્નિમાં પ્રવેશ કરી પ્રાણનો બળી આપ્યો છે, ધર્મ પુસ્તકાલયનો નાશ કરી, સૃષ્ટિ ઉપરની ઉચ્ચ વિદ્યાનો નાશ કર્યો છે. ઇશ્વરી કાનુન તથા મનુષ્ય જાતની નીતિને ધોકકો લગાડનાર કૃત્યો કરી, ત્રાસ, જુલમ અને અનીતિનું સ્થાપન કરી, નરાધમોએ આર્ય ભૂમિપર હાહાકાર વર્ષાવ્યો છે, આ અધમ કૃત્યો યવનોએ હજી છોડયાં નથી. એ શું તમોને આર્ય પ્રજાનાં રક્ષણ સારુ, ધર્મના ગૌરવ સારુ, તથા સામ્રાજ્ય સ્થાપન કરવા સારુ ઉત્તેજિત કરતાં નથી?. આર્ય ગૌરવને દીપાવવાને કયો નરાધમ નિરુત્સાહી હશે? કયો આર્યકુલોત્પન્ન વીર યવનોને પરાજિત કરવા કાયર હશે?

આર્ય પ્રજાની અસહ્ય વેદનાના કરુણાજનક સ્વરથી દયાવંત થઇ પ્રભુએ શિવાજી મહારાજને પ્રેરિત કીધા હતા. તે મહાસમર્થ વીરે આર્ય પ્રજાનું દુ:ખ હૈડે ધરી, અપૂર્વ પરાક્રમથી સ્વાર્પણ કરવા સમશેર પકડી યવનોની પૂઠ પકડી, ગોવળકોન્ડાની તથા વિજાપૂરની રાજ્યસત્તાને આધીન કરી, કર્ણાટક પ્રાંત જિતી લીધો હતો. એ મહાપુરુષની મહાત્વાકાંક્ષી બુદ્ધિપ્રવાહના ઉત્સાહ સમયમાં મહાકાર્ય પાર પાડયાં હતાં. આજે આપણે જે સાધન છે. તેને તૈયાર કરવાને પણ અનુકૂળતા છે. પરંતુ શિવાજી મહારાજે જ્યારે પુરુષાર્થનો આરંભ કર્યો ત્યારે તેમની પાસે બધાં સાધનની ખામી હતી. સૈનિકો પૂરતા નહોતા. તેમને પેટ પૂરતું ખાવા આપવાને અન્ન પણ નહોતું. તાઢ તડકો ખાળવાને વસ્ત્રનું સાધન નહોતું. એટલું જ નહી, પરંતુ મોગલોનાં સમર્થ અસ્ત્ર શસ્ત્રમાં નિપૂણ સૈન્યને પહોંચી વળવાને લાયકનાં શસ્ત્રો પણ નહોતાં. આવી સર્વ પ્રકારની ખામી છતાં આત્મબળની દૃઢ શક્તિના પ્રભાવથી, ગરીબ પણ એકનિષ્ટ માવલાઓને વીરત્વથી રંગી, તેની જવામર્દી ઉપર સ્વરાજ્યનો પાયો ચણ્યો હતો.

પ્રપંચી અને નિર્માલ્ય છે, ભય બતાવી આધિપત્ય સ્થાપે એવા છે, તેમનું વીર તેજ હવે નિર્માલ્યતાને પામ્યું છે; માટે સ્વધર્મના રક્ષણ સારુ, રાજ્યતેજની વૃદ્ધિ સારુ, અરે એટલું જ નહી પરંતુ વીરત્વ હીન કહી, અમોને નિંદે છે તેને સારુ પણ એ દુષ્ટોનો સંહાર કરવા અમને આજ્ઞા આપો."

ઉત્સાહથી વીરગર્જના કરતા વિરોને શ્રવણ કરી, શાહૂમહારાજ સ્તબ્ધ થયો; તેણે પૂર ઉત્સાહથી વેગમય થયેલા મનોરાજ્યની કાઉનસીલમાં ક્ષણભર વિચાર કર્યો—તેનાં મને તેને હર્ષપૂરિત કર્યા; તેણે તેને જણાવ્યું કે—"તું મહાવીર છે, વીરત્વ કરે છે તેથી તને યશદેવી વરે છે. મહારાષ્ટ્રની અજિત ભૂમિમાં તું જન્મ્યો છે, કોકણનો ખડબચડો પ્રદેશ સ્વતંત્રતાની ખાણ છે. એમાં પાકેલા પુરુષો મહાપુરુષાર્થ કરવાને પાત્ર છે સર્વ સંકટથી કસાયલા છો, સર્વ સમયે ધૈર્ય ધરી કાર્ય સિદ્ધિ કરવાને પાત્ર છે, ઉત્સાહથી વીરત્વ ધરનારા સર્પને નમ્ર કરે છે, ધર્મને ઉન્નત કરે છે અને સર્વ સ્થળે પોતાની મહત્તાને સ્થાપે છે. આર્ય પ્રજાને ત્રાસ આપી, યવનોએ સંપૂર્ણ પાપ કરેલાં છે, સર્વ બદીઓથી તરબોળ થઇ નિર્માલ્ય થયા છે, આર્ય ભૂમિ ઉપર એમનો શો હક છે? એમને હવે શાસન આપવાની આવશ્યકતા છે, મ્હારા વીરોમાં વીરત્વ સ્ફૂરી નિકળ્યું છે. ત્યારે તેને રોકવું એ હાનિકર્તા છે. પંતપ્રતિનિધિ ઇર્ષાના પ્રભાવથી દોરાઇ વિક્ષેપ નાંખે છે તેને માન્ય કરવો યોગ્ય નથી. આ સમયે વીરત્વને ચકડોળે ચઢેલા મંડળમાં વીરત્વ પૂરવાથી મહા લાભની પ્રાપ્તિ છે." મનોરાજ્યમાં એવો નિશ્ચય થતાંજ, શાહૂમહારાજા બોલ્યો:—"અષ્ટ પ્રધાનો, સરદારો અને સૈનિકો! બાજીરાવના વિચારે પ્રશંસા કરવા લાયક છે. દેશકાળને અનુકુળ છે, તેથી હું તેને ધન્યવાદ આપું છું. વિજયાકાંક્ષી વીરો તમારા વિચારોને અનુમોદન આપતાં મારે કબુલ કરવું પડે છે કે, બાજીરાવના વિચારો એના પવિત્ર પિતાને અનુસરતા છે. છત્રપતિના રાજ્યને શ્રેયકર્તા છે; અને તમારા મહાબળને પૃથ્વીના પૃષ્ઠ ભાગ ઉપર કીર્તિ લેખથી ચળકાવે એવા છે. હે વીરો! તમારા મતને અનુકુળ થઇ હું આજ્ઞા કરું છું કે—શિવાજી મહારાજનો ભગવો ઝુંડો છત્રપતિરાજ્યની શોભાને ઓપાવે એવા મહાન્ વિસ્તાર વાળા પ્રદેશ ઉપર ફરકાવવા, અને અટકની પેલી તરફ છેક રુમશામ સુધી વિજય કરવાને ધસો અને તેને માટે જે કંઇ મદદ જોઇતી હોય તે સર્વ આપવા તૈયાર છું."

મહારાજનું બોલવું પૂરું થતાં જ હર્ષ ગર્જનાથી સર્વેએ અનુમોદન આપ્યું અને એટલામાં ફુલપાન તથા અત્તર ગુલાબ વગેરે આપ્યાં. પાન ગુલાબ વહેંચાઇ રહેતાં જ દરબાર બરખાસ્ત થયો.

ચળકાવવા માટે," એટલું જ નહીં પરંતુ અમારી તથા તમારી ભવિષ્યની પ્રજાનાં સુખને માટે છત્રપતિમહારાજનું જે રાજ્ય આજે નહાનું સરખું છે તેને વિસ્તારમય કરવા સિંહની પેઠે ગર્જના કરતા મ્હારી સાથે પ્રાણાર્પણ કરવા તત્પર થઇ કુદી પડો, કે જે ઇચ્છા મ્હારા મનમાં સ્વામીની જય પતાકા અટકના પ્રદેશ ઉપર ફરકાવવાની છે, તે સાર્થક કરું.

પ્રતિનિધિની ઇચ્છા હાલ તુરત બહાર નિકળવાની ન હોયતો, તેને હજુરમાં રાજ્યકારોબાર માટે રાખી. સ્વામી મને આજ્ઞા કરશે તો ઉત્તર હિન્દુસ્થાનમાં જઇ, સ્વામીના ભગવા ઝુંડાને અટકના પ્રદેશ ઉપર ફરકાવી, સ્વામીનાં યશગાનને દશે દિશામાં ગર્જાવવા યત્ન કરીશ. "अर्थं साधयामि वा देहं पातयामि" એ દૃઢ નિશ્ચય ઉપર મારું મન આવ્યું છે. હવે સ્વામીની આજ્ઞાને આધીન છું."

બાજીરાવની વીરત્વ ભરેલી વાણીની ગર્જનાથી સભાસ્થાન વીરત્વથી ગર્જી રહ્યું. વીરપુરુષો વીરત્વના રંગથી રંગાઇ ગયા, તેમની ચક્ષુમાંથી વીરત્વની વિદ્યુત ચમકારા મારવા લાગી, હાથમાં સળવળાટ થવા લાગ્યો, મગજ વીરત્વની ધુનમાં ભમવા લાગ્યું, કેટલાકો તો વીરત્વની ધુનમાં વિદ્યુત જેવી નગ્ન તરવારો ચળકાવતા મોગલોને હતપ્રાય કરવા ગર્જવા લાગ્યા, અને પેશવાને અનુમોદન આપતા વીરત્વના ખુંખારા કરી, યુદ્ધ કરવાને પરવાનગી આપવાને મહારાજને વિનવવા લાગ્યા.

એટલામાં રાણોજી સિંધિઆ વીરત્વની ગર્જના કરતો ફલંગ મારી સભામંડપમાં અગ્ર આવીને બોલ્યો:—"મહારાજ વીરત્વની કંપારી શરીરમાં છૂટી રહી છે, યવનોનો સંહાર કરવા આજ્ઞા કરો! પેશવા જેવા સિંહનો સપાટો તો અવર્ણનીય છે. પરંતુ અમારા સરખા ન્હાના ન્હાના વાઘોને છોડો,—સ્વામીના પુણ્યપ્રવાહથી વીરત્વ બતાવી કેવા યવનોને જેર કરીએ છીએ, તે ઘટિકા માત્રમાં બતાવીશું." રાણોજી સિંધિઆનું બોલવું પૂરું થતાં પેહેલાં તો મલ્હારરાવ હોલ્કર વીરાવેશમાં ઉભો થઇને બોલ્યો—"મહારાજ! સ્વામી આજ્ઞા નહિ આપો તો અમારું વીરત્વ કયાં દર્શાવીશું? રણરંગમાં મુકો, પછી ખડ્ગનો ખેલ કરી સ્વામીની સેવા કેવી કરીએ છીએ તે બતાવીએ. સ્વામી સમર્પણ કરનારને કંઇ અસાધ્ય નથી. યવન એ માખી છે. માખીને મસળવી ને મોગલને મહાત કરવા સરખા છે."

એટલામાં સિંહગર્જનાથી સર્વને ચકિત કરતો પીલાજી ગાયકવાડ વિદ્યુત જેવી શમશેર ચળકાવતો બોલ્યો:—"મહારાજ, આ શમશેર હવે યવનોને મહાત કરવા તલ્પી રહી છે, કુત્સિત યવનોએ અપમાનિત કરવાને બાકી રાખ્યું નથી. એ નિર્માલ્યો આપણને વ્યંડળ કહીને નિંદે છે તેમને અમારા વીરત્વના હાથ બતાવી દો. યવનો ભીરુ છે, કપટી,

જરીના ઝળકારાથી પ્રકાશ મારતા અને શ્વેતરક્ત ચટાપટાથી સુશોભિત દેખાતાં નિશાનો તથા તડકડુમ તડકડુમ ડુમડુમના અવાજ કરતા ડુમકાઓના ગડગડાટથી, તથા રાક્ષસી હથીઆરોના વિદ્યુત્ જેવા ચમકારાથી, ભવ્ય દેખાતાં સૈન્યે પ્રયાણ શરુ કર્યું અને માળવાનો માર્ગ પકડ્યો. ઇ. સ. ૧૭૨૫માં બાજીરાવે માળવાપર એ વખત સ્વારી કરી હતી. માળવાની તથા ગુજરાતની સુબેદારી પ્રથમ નિઝામ સરકારની પાસે હતી. પરંતુ દિલ્લીના પાદશાહને નિઝામની વર્તણુક સ્વતંત્ર થતી જણાવાથી, તેમની પાસેથી સુબેદારી ખુંચવી લઇને, ગુજરાતની સુબેદારી સરબુલંદખાનને આપી અને માળવાની સુબેદારી રાજા ગિરિધર બહાદુરને આપી. રાજા ગિરિધર બહાદુર નાગર કુળમાં જન્મેલો મહાવીર પુરુષ હતો, એનું વીરત્વ એ કાળમાં અભેદ્ય ગણાતું હતું; અનેક પરાક્રમોની કસોટીએ માળવાની સુબેદારી તેને મળેલી હતી. રાજા ગિરિધર બહાદુર બાજીરાવની સામે થયો અને તેણે બાજીરાને પૂર્ણ પરિશ્રમ આપીને થકવ્યો; પરંતુ મરેઠી સૈન્યનું યુદ્ધચાંચલ્ય તે કાળમાં પ્રપંચસૂત્રથી ભરપૂર હતું. તેથી આખરે રાજા ગિરિધર યુદ્ધમાં મહાત થયો. બાજીરાવે માળવા લુંટીને ખંડણી બેસાડી. અને *ભીમાશંકરનાં દર્શન કર્યાં. ભીમાશંકર બાર જ્યોતિર્લિંગમાંનું એક છે. તેનાં દર્શન કરી યથાવિધિ પૂજન કરી, થાણા જીલ્લામાં શહાપૂર વિગેરે તાલુકા ગણાય છે, તે કોળી વનમાં ઉતરી તેને સર કરી, અમલ બેસાડી વજ્ર† યોગિણીનાં દર્શન કર્યાં. એ પ્રતાપી દેવીનાં દર્શન તથા કલ્યાણ ભિમડી વિગેરે સ્થળે અમલ બેસાડી, સ્વારી સહવર્તમાન શાહૂ મહારાજને વિદિત કરી પુને આવ્યા. આ સમયે પુનામાં કૂરજો દરવાજા વિગેરે વાડાનું કામ તયાર થઇ ગયું હતું. તેનું વાસ્તુ કરી તેમાં પ્રવેશ કરી, પેશ્વાએ આનંદ કલ્લોલ મનાવ્યો. બાજીરાવની સ્વારીનું કામ કંઇ પૂરું થયું નહોતું. સ્વારીના કામની તો હજી શરુઆત હતી. ઇ. સ. ૧૭૨૬માં ફતેહસિંહ ભોંસલેને સાથે લઇ કર્ણાટક ઉપર સ્વારી લઇ ગયા. કર્ણાટક ઉપરની સ્વારી બહુ લાભકારક નહોતી. જે માટે બાજીરાવનો પૂર્વથી જ નબળો અભિપ્રાય બંધાયલો હતો અને પરિણામ પણ છેવટે તેવું જ આવ્યું. તે જાણવા મહાત્મા બ્રહ્મેંદ્ર સ્વામીને શ્રીરંગપટ્ટણથી

* ભીમાશંકર એ ખેડ તથા કર્જત તાલુકાની હદ ઉપર સહ્યાદ્રિ પર્વત ઉપર આવેલું બાર જ્યોતિર્લિંગમાંનું એક પવિત્ર સ્થાન છે.

† વજ્ર યોગિણીનું મૂળસ્થાન કોઠી હતું. પાછળથી ભક્તની સાથે દેવી ભીમડી ગયેલાં મનાય છે. હાલ વજ્રાબાઈના નામથી પાંચ ઇનામી ગામ પણ છે. અહીંઆં નદીના પ્રવાહમાં ઉના પાણીના કુંડો છે.

વીરત્વથી ઉન્મત્ત થયેલો બાજીરાવ મહારાજનું અનુમોદન મળ-વાથી શું પુરુષાર્થ કરશે તેનું દિગ્દર્શન આગળ કરીશું.—

कामान् दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिंसूते दुष्कृतं या हिनास्ति ॥
तां चाप्येतां मातरं मंगलानां धेनुं धीराः सुनृतां वाचमाहुः ॥

"સત્ય અને પ્રિયવાણીને ડાહ્યા પુરુષો સર્વ શુભ વસ્તુઓની માતા એવી ગાય કહે છે; તે કામના પૂરી પાડે છે, દરિદ્રતાને દૂર રાખે છે, કીર્તિને પ્રસારે છે, અને પાપોનો નાશ કરે છે."

---

## પ્રકરણ ૧૫ મું

### યુદ્ધપ્રયાણ.

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥

भगवद्गीता.

હે પાર્થ! સ્વર્ગનું બારણું ઉઘાડી નાંખ્યું હોય તેના સરખું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયને સહેજમાં મળે છે.

---

શૌર્યતેજથી ઉન્નત થયેલું પેશ્વાનું સૈન્ય વિજયી વાવટો ફરકાવવું તત્પર થયું છે. પૂર્ણ ઉત્સાહથી મદોન્મત થયેલા વીરો જયકીર્તિ સંપાદન કરવાની ઇચ્છાથી વીરધ્વનિ ગર્જાવી રહ્યા છે. શાહુ મહારાજાના અનુમોદનથી સ્વારી ઉપર જવા અનેક વીરો તૈયાર થઇ સામેલ થયા છે.

બાજીરાવે સૈન્યને ઉત્સાહ આપતાં કહ્યું;—"વીરો, તમારા જેવા "ઉત્સાહી શૂરવીરો મારી સાથે છે તે જ વિજયની નિશાની છે. મહા-"રાજાએ કેવા કટોકટીના સમયમાં સ્વારીની પરવાનગી આપી છે. તે "લક્ષમાં રાખી તમારું વીરત્વ ઝાંખું ન પડે એવું વર્તન કરવાનો પ્રય-"ત્ન કરજો! પૃથ્વી ઉપર શૌર્યે મહત્તા ચળકાવી સર્વને જ્યાં સુધી "ચકિત કર્યા નથી, તથા આર્ય હિંદુપદ પાદશાહાતનાં મ્હોટાં નામને "શોભા આપે એટલો રાજ્યનો વિસ્તાર કર્યો નથી, ત્યાં સુધી આપણી "ફરજ પૂર્ણ થઇ નથી. માટે આપણે જે કર્તવ્ય અદા કરવાને આજે "બહાર પડીએ છીએ, તે સંપૂર્ણ થાય ત્યાં સુધી પૂર્ણ પુરુષાર્થ કરવાનો "છે. તે લક્ષમાં રાખી અનુવર્તન કરજો."

વીરોએ પ્રત્યુત્તરમાં મહાગર્જના કરીને નભમંડળને ગજાવી મૂક્યું.

જરીના ઝબકારાથી પ્રકાશ મારતા અને શ્વેતરક્ત ચટાપટાથી સુશોભિત દેખાતાં નિશાનો તથા તડકડુમ તડકડુમ ડુમડુમના અવાજ કરતા ડુમકાઓના ગડગડાટથી, તથા રાક્ષસી હથીઆરોના વિદ્યુત્ જેવા ચમકારાથી, ભવ્ય દેખાતાં સૈન્યે પ્રયાણ શરુ કર્યું અને માળવાનો માર્ગ પકડ્યો. ઇ. સ. ૧૭૨૫માં બાજીરાવે માળવાપર એ વખત સ્વારી કરી હતી. માળવાની તથા ગુજરાતની સુબેદારી પ્રથમ નિજામ સરકારની પાસે હતી. પરંતુ દિલ્લીના પાદશાહને નિજામની વર્તણુક સ્વતંત્ર થતી જણાવાથી, તેમની પાસેથી સુબેદારી ખુંચવી લઇને, ગુજરાતની સુબેહદારી સરબુલંદખાનને આપી અને માળવાની સુબેદારી રાજા ગિરિધર બહાદુરને આપી. રાજા ગિરિધર બહાદુર નાગર કુળમાં જન્મેલો મહાવીર પુરુષ હતો, એનું વીરત્વ એ કાળમાં અભેદ્ય ગણાતું હતું; અનેક પરાક્રમોની કસોટીએ માળવાની સુબેદારી તેને મળેલી હતી. રાજા ગિરિધર બહાદુર બાજીરાવની સામે થયો અને તેણે બાજીરાને પૂર્ણ પરિશ્રમ આપીને થકવ્યો; પરંતુ મરેઠી સૈન્યનું યુદ્ધચાંચલ્ય તે કાળમાં પ્રપંચસૂત્રથી ભરપૂર હતું. તેથી આખરે રાજા ગિરિધર યુદ્ધમાં મહાત થયો. બાજીરાવે માળવા લુંટીને ખંડણી બેસાડી. અને *ભીમાશંકરનાં દર્શન કર્યાં. ભીમાશંકર બાર જ્યોતિર્લિંગમાંનું એક છે તેનાં દર્શન કરી યથાવિધિ પૂજન કરી, થાણા જીલ્લામાં શહાપૂર વિગેરે તાલુકા ગણાય છે, તે કોળી વનમાં ઉતરી તેને સર કરી, અમલ બેસાડી વજ્રાં† યોગિણીનાં દર્શન કર્યાં. એ પ્રતાપી દેવીનાં દર્શન તથા કલ્યાણ ભિમડી વિગેરે સ્થળે અમલ બેસાડી, સ્વારી સહવર્તમાન શાહૂ મહારાજને વિદિત કરી પુને આવ્યા. આ સમયે પુનામાં કૂરજો દરવાજા વિગેરે વાડાનું કામ તૈયાર થઇ ગયું હતું. તેનું વાસ્તુ કરી તેમાં પ્રવેશ કરી, પેશ્વાએ આનંદ કલ્લોલ મનાવ્યો. બાજીરાવની સ્વારીનું કામ કંઇ પૂરું થયું નહોતું. સ્વારીના કામની તો હજી શરુઆત હતી. ઇ. સ. ૧૭૨૬માં ફતેહસિંહ ભોંસલેને સાથે લઇ કર્ણાટક ઉપર સ્વારી લઇ ગયા. કર્ણાટક ઉપરની સ્વારી બહુ લાભકારક નહોતી. જે માટે બાજીરાવનો પૂર્વથી જ નબળો અભિપ્રાય બંધાયલો હતો અને પરિણામ પણ છેવટે તેવું જ આવ્યું. તે જાણવા મહાત્મા બ્રહ્મેંદ્ર સ્વામીને શ્રીરંગપટ્ટણથી

---

* ભીમાશંકર એ ખેડ તથા કર્જત તાલુકાની હદ ઉપર સહ્યાદ્રિ પર્વત ઉપર આવેલું બાર જ્યોતિર્લિંગમાંનું એક પવિત્ર સ્થાન છે.

† વજ્રા યોગિણીનું મૂળસ્થાન કોટી હતું. પાછળથી ભક્તની સાથે દેવી ભીમડી ગયેલાં મનાય છે. હાલ વજાબાઈના નામથી પાંચ ઇનામી ગામ પણ છે. અહીંઆં નદીના પ્રવાહમાં ઉના પાણીના કુંડો છે.

લખેલો પત્ર નીચે ઉતારીએ છીએ. પરંતુ ફતેહસિંહ ભોસલેનાં મૂળ વૃત્તાંતનું દિગ્દર્શન કરવું ઉચિત છે. સોલાપુર તાલુકામાં આશરે દોઢ લાખની ઉપજનું અક્કલકોટ સંસ્થાન છે. એ સંસ્થાનની મૂળ સ્થાપના કરનાર શાહૂ મહારાજાએ માની લીધેલો પુત્ર હતો. તેના સંબંધમાં એવી દંત કથા ચાલે છે કે, ઇ. સ. ૧૭૦૭માં મોગલોના બંધનમાંથી છૂટી શાહૂ મહારાજા સતારામાં સિંહાસનારૂઢ થવા માટે આવતા હતા; તે સમયે તારાબાઇ સાહેબના પક્ષ તરફથી અક્કલકોટ આગળ મહા-યુદ્ધ થયું હતું. આ યુદ્ધ પ્રસંગે લોખંડે, એવા અટકની એક બાઇએ પોતાના નાના બાળકને રાજાના પગ આગળ મૂકયો. તેને મહારાજાના પગનો સ્પર્શ થતાં જ તે પારસને અડકતાં જેમ લોખંડ સુવર્ણ થાય છે તેમ રાજાના પગનો સ્પર્શ થતાં જ તે બાળક રાજા થયો. શાહૂ મહા-રાજે તેને અક્કલકોટની જાગીર બક્ષીસમાં આપી અને તેમની ત્યાં પહેલી ફતેહ થઇ, માટે ફતેહસિંહ રાજે ભોંસલે એવું એ બાળકનું જયસૂચક નામ પાડયું. ફતેહસિંહ રાજાની ઉમર આ સ્વારી સમયે સોળ સત્તર વર્ષની હતી. તેણે કર્ણાટકની સ્વારીમાં મહત્તા સંપાદન કરી ચોથાઇ તથા સરદેશમુખી વસુલ કરી હતી. તથા જ્યાં જ્યાં લુટફાટ તથા યુદ્ધ કરવાની જરૂર પડી, ત્યાં ત્યાં તેમ કરી સામ, દામ દંડ તથા ભેદથી જય મેળવ્યો. તો પણ કર્ણાટકની સ્વારીએ વધારે લાભ ન કરતાં, હાનિ ઓછી કરી નથી. તે નીચેના પત્રથી જણાશે.

श्री

"श्रीमत् ज्ञानवैराग्यतपोनिधि महापुरुष, सुकाम धावडशी, यांचे चरणसेवेशीं,

प्रिय शिष्य बाजीराव बल्लाळ श्रीवर्धनकर यानें त्रिकाळ चरणीं मस्तक ठेवून शिरसाष्टांग नमस्कार विज्ञापना, श्री गुरुमहाराजांचे अनुग्रहें करून स्वारी मुक्काम श्रीरंगपट्टण येथें वर्तमान यथास्थित असों विशेष. कऱ्हाड, करवीर, बेळगांव, धारवाड, हुबळी, चित्रकलदुर्ग या वाटेनें आह्मीं इकडे आलों. बरोबर दाहा हजार फौज आहे. सरदेशमुखी वगैरे बाबींचा वसूल करून चोहींकडे मोकासदार नेमीत आलों; परंतु या स्वारींत ह्मणण्या सारखा फायदा झाला नाहीं. इकडची हवा कठीण व देश कंटक, यामुळें माझे शिपाई फार गत झाले. बेळगांवच्या आलीकडे महाराष्ट्र भाषेचें नांव नाहीं. अनुक्रमें कानडी, द्राविडी आणि तैलंगी या भाषा इकडे बोलतात. त्यांचें बोलणें समजून घेण्यास मला मध्यें एक दुभाषी ठेवावा लागतो. इकडचे कडवे काटक शिपाई मला फार आवडले. त्यांच्या तरवारी आणि बंदुका फार पल्लेदार असतात. शिपा-

માણસને તે લોકો દેવ કહે છે, તે યોગ્ય નથી. દેડકી ગમે તેટલી મોટી થાય પણ તે હાથી જેવી થવાની જ નથી. છેવટે દેડકી તે દેડકી અને હાથી તે હાથીજ. આ પ્રાંતના દેસાઇ, દેશપાંડે, નાઠા, ગૌડો વગેરે મોટાં મોટા જમીનદારો મને મળ્યા છે; તેની મેં આગતાસ્વાગતા કરી છે અને તે લોકો મને ભલા દેખાયા છે. કૃષ્ણા નદી ઓળંગ્યા પછી ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા તથા કાવેરી વિગેરે નદીઓ આવેલી છે. તેમાં તુંગભદ્રાનો પટ મોટો છે. તેને તીરે અમે બે વખત મુકામ કરેલો હતો. આ મોટી નદીથી અમારા મનને અતિ આનંદ ઉપજ્યો છે. લાંબી લાંબી મજલો કાપી તેમાં રસ્તામાં કેટલેક સ્થળે પાણી ન મળવાને લીધે સીપાઇઓ થાકી હેરાન થયા હતા. તે સર્વે આ નદીના તટ ઉપર આવી પહોંચ્યા, જેથી તેઓને પૂર્ણ પાણી મળવા થકી શાંતિ પેદા થઇ છે અને તેનામાં અગાઉનો ગયેલો જુસ્સો પાછો નવીન થયો છે. ફતેહસિંહ એક દિવસે નદીમાં તરતાં તરતાં નદીના વમળોમાં સપડાવાથી ડૂબવાની તૈયારીમાં હતો. પણ મેં જાતે મહેનત લઇ પાણીમાં કૂદી, બૂડકી મારીને તેને બહાર કાઢયો. મહલ્લારરાવ હોલ્કર તથા રાણોજી સિંધિયાએ આ દેખાવ જોયો ન હોતો. તે બન્ને તો તરવાની સ્પર્ધા કરતા કરતા અને તરતા તરતા આગળ નીકળી ગયા હતા.

તુંગભદ્રા જેવાં સ્વચ્છ અને મીઠાં પાણી મારા જોવામાં બીજે કયાંઇ પણ આવ્યાં ન હોતાં. આ મીઠા પાણી વિષે આ તરફ એવી કહેવત ચાલે છે કે, "तुंगापानं आणि कृष्णास्नानं બેલગામ તથા શ્રીરંગપટ્ટણમાં કિલ્લા જોવા લાયક છે. ધારવાડની પેલી તરફ પાણીનો દુર્ભિક્ષ છે. (પથ્થરની અછત છે) જમીન કાળી છે અને કોશ ઘણા લાંબા છે. સવારથી બપોર સુધી પ્રયાણ કરીએ ત્યારે કાનડી ભાષામાં "कुगलती" એટલે હાંકભર આવ્યા એમ કહે છે. આવી રાક્ષસી હાંક કોણ જાણે કયા બ્રહ્મદેવે નિર્માણ કરી હશે. ચાર ચાર પાંચ પાંચ કોશ પર્યંત મુદ્દલ ગામ મળે જ નહીં, લીલોતરી પણ નહીં, પાણીનો ઝરો પણ નહીં અને સોપારી જેવડો પથ્થર પણ હાથ લાગે નહીં, એક મોટું જળાશય અમારા માર્ગમાં આવ્યું હતું, તેનું પાણી કાચ સરખું સ્વચ્છ હતું પરંતુ મારા વહાલા ઘોડા સારંગાએ તેમાંથી એક ઘુંટડો પણ પાણી પીધું નહીં. એ પાણી ખારાં અને કડવાં હોય છે. આવા જળાશયને व्यणिहळ्ळ કહે છે એટલે કે ત્યાં બબ્બે ત્રણ ત્રણ ભાલાપૂર કલન જેવો કીચડ રહે છે અને જેમાં પગ મૂકતાં જ હાથીના હાથીઓ ગરક થઇ જાય એમ કહેવાય છે. આવી તે ભયંકર જગ્યા છે, દેશ રસાળ છે, લોકોને ત્યાં દશ દશ વર્ષ સુધી પહોંચે એટલો ધાન્યસંગ્રહ છે. મ્હૈસૂર તરફ રેતી પુષ્કળ છે. ખાવાના

अशी ती भयंकर दलदलीची जागा आहे. देश सुपीक आहे. लोकांजवळ दाहा वर्षे पुरण्याजोगा धान्यसंग्रह आहे. इकडे ह्मैसूरचे बाजूस रेती फार. खाण्याच्या अन्नांत सुद्धां बारीक रेती सांपडते. माझा गोविंदा शागिर्द वाटेच्या कामांत मोठा हुशार आहे. मी घोड्यावरून उतरून महाराजांच्या आज्ञेप्रमाणें सर्व शिपाई माणसांस जागाजुगा, शिधा सामुग्री, दवादारु, मिळाली आहे किंवा नाहीं हें पाहून परत येईपर्यंत तांदुळांतील रेतीबिती निवडून भाताची तपेली शिजवून गोविंदा तयार असतो. सावनूराकडे शिकारीस गेलों होतों तेथें कांहीं रानडूकर व एक मोठा काळवीट मारला. त्याचे सर्व अवयव साबूद असें सुंदर कृष्णाजिन स्वामींच्या सन्निधीस पाठविलें आहे. रामनमलीच्या पाहाडांत मोठमोठे पटाईत वाघ आहेत असें ऐकतों. तिकडे गेलों ह्मणजे वाघाची स्वतः शिकार करून गुरुमहाराजांचें सेवेशीं एक मोठें व्याघ्रांबर घेऊन येतों. सेवेशीं श्रुत होय हे विज्ञापना.

"श्री"

"શ્રીમંત જ્ઞાન વૈરાગ્ય તપોનિધિ મહાપુરુષની ચરણ સેવામાં.

મુકામ ધાવડસી.

આપના ચરણમાં ત્રણ કાળ મસ્તક રાખી, સાષ્ટાંગ દંડવત્ કરનાર પ્રિય શિષ્ય બાજીરાવ બલ્લાળ શ્રીવર્ધનકરની વિજ્ઞાપના એવી છે કે, શ્રી ગુરુમહારાજના કૃપાપ્રસાદથી હાલ શ્રીરંગપટ્ટણમાં સ્વારી છે. વિગતવાર વૃત્તાંત નીચે પ્રમાણે છે. કહાડ, કરવીર, બેલગામ, ધારવાડ, હુબલી, ચિત્રલદુર્ગ આ રસ્તેથી અમો શ્રીરંગપટ્ટણ આવ્યા છીએ. અમારી સાથે બરોબર દશ હજાર માણસનું સૈન્ય છે. સરદેશમુખી વિગેરે વસુલ કરી ચારે બાજુએ મોકાસદારોને નીમ્યા છે પરંતુ આ સ્વારીથી કહેવા પ્રમાણે ફાયદો થયો નથી. આ પ્રદેશની હવા નબળી છે અને દેશકંટકમય છે, તેથી મારા ઘણા સીપાઇઓ મરણ શરણ થયા છે. બેલગામની પેલી તરફ મહારાષ્ટ્ર ભાષાનું નામ નથી. અનુક્રમે કાનડી, દ્રાવીડી, તથા તૈલંગી ભાષા બોલાય છે. તે સમજવા સારુ મેં એક દુભાષીઓ રાખ્યો છે. અહીંના સીપાઇઓ શમશેર તથા બંદુકોનો પ્રહાર કરવામાં ઘણાજ નિપુણ છે. સિપાઇગીરીના કામમાં તેની વાકેફગારી ઘણી સારી જોઇ, મેં તેમને ચાંદીની કડી તથા ગલે બાંધવાના રુમાલની બક્ષીસ આપી છે. પરંતુ તે લોકો પાણિયારાના મુનશી જેવા છે. એક ઠેકાણેથી બીજે સ્થળે જવા તેઓ રાજી નથી. મેં તેમને મારી નોકરીમાં રહેવા માટે પૂછ્યું; તેના પ્રત્યુત્તરમાં મને એવો જવાબ મળ્યો કે, "इल्लो देवर" એટલે દેવાધિ દેવ નહિ, મારા જેવા યત્કિંચિત્

માણસને તે લોકો દેવ કહે છે, તે યોગ્ય નથી. દેડકી ગમે તેટલી મોટી થાય પણ તે હાથી જેવી થવાની જ નથી. છેવટે દેડકી તે દેડકી અને હાથી તે હાથી જ. આ પ્રાંતના દેસાઇ, દેશપાંડે, નાઇક, ગૌડા વગેરે મોટાં મોટા જમીનદારો મને મળ્યા છે; તેની મેં આગતાસ્વાગતા કરી છે અને તે લોકો મને ભલા દેખાયા છે. કૃષ્ણા નદી ઓળંગ્યા પછી ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા તથા કાવેરી વિગેરે નદીઓ આવેલી છે. તેમાં તુંગભદ્રાનો પટ મોટો છે. તેને તીરે અમે બે વખત મુકામ કરેલો હતો. આ મોટી નદીથી અમારા મનને અતિ આનંદ ઉપજ્યો છે. લાંબી લાંબી મજલો કાપી તેમાં રસ્તામાં કેટલેક સ્થળે પાણી ન મળવાને લીધે સીપાઇઓ થાકી હેરાન થયા હતા. તે સર્વે આ નદીના તટ ઉપર આવી પહોંચ્યા, જેથી તેઓને પૂર્ણ પાણી મળવા થકી શાંતિ પેદા થઇ છે અને તેનામાં અગાઉનો ગયેલો જુસ્સો પાછો નવીન થયો છે. ફતેહસિંહ એક દિવસે નદીમાં તરતાં તરતાં નદીના વમળોમાં સપડાવાથી ડૂબવાની તૈયારીમાં હતો. પણ મેં જાતે મહેનત લઇ પાણીમાં કૂદી, બૂડકી મારીને તેને બહાર કાઢયો. મલ્હારરાવ હોલ્કર તથા રાણોજી સિંધિયાએ આ દેખાવ જોયો ન હોતો. તે બન્ને તો તરવાની સ્પર્ધા કરતા કરતા અને તરતા તરતા આગળ નીકળી ગયા હતા.

તુંગભદ્રા જેવાં સ્વચ્છ અને મીઠાં પાણી મારા જોવામાં બીજે ક્યાંઇ પણ આવ્યાં ન હોતાં. આ મીઠા પાણી વિષે આ તરફ એવી કહેવત ચાલે છે કે, "तुंगापानं जाणि कृष्णास्नानं બેલગામ તથા શ્રીરંગપટ્ટણમાં કિલ્લા જોવા લાયક છે. ધારવાડની પેલી તરફ પાણીનો દુર્ભિક્ષ છે. (પથ્થરની અછત છે) જમીન કાળી છે અને કોશ ઘણા લાંબા છે. સવારથી બપોર સુધી પ્રયાણ કરીએ ત્યારે કાનડી ભાષામાં "कुगलती" એટલે હાંકભર આવ્યા એમ કહે છે. આવી રાક્ષસી હાંક કોણ જાણે કયા બ્રહ્મદેવે નિર્માણ કરી હશે. ચાર ચાર પાંચ પાંચ કોશ પર્યંત મુદ્દલ ગામ મળે જ નહીં, લીલોતરી પણ નહીં, પાણીનો ઝરો પણ નહીં અને સોપારી જેવડો પથ્થર પણ હાથ લાગે નહીં. એક મોટું જળાશય અમારા માર્ગમાં આવ્યું હતું, તેનું પાણી કાચ સરખું સ્વચ્છ હતું પરંતુ મારા વહાલા ઘોડા સારંગાએ તેમાંથી એક ઘુંટડો પણ પાણી પીધું નહીં. એ પાણી ખારાં અને કડવાં હોય છે. આવા જળાશયને व्यणिहळ्ळ કહે છે એટલે કે ત્યાં બબ્બે ત્રણ ત્રણ ભાલાપૂર કલન જેવો કીચડ રહે છે અને જેમાં પગ મૂકતાં જ હાથીના હાથીઓ ગરક થઇ જાય એમ કહેવાય છે. આવી તે ભયંકર જગ્યા છે, દેશ રસાળ છે, લોકોને ત્યાં દશ દશ વર્ષ સુધી પહોંચે એટલો ધાન્યસંગ્રહ છે. મ્હેસૂર તરફ રેતી પુષ્કળ છે.

અન્નમાં પણ બારીક રેતી હોય છે. મારો શાગરીદ ગોવિંદ રાંધવાના કામમાં કુશળ છે. હું ઘોડા ઉપરથી ઉતરી મહારાજાની આજ્ઞા પ્રમાણે સૈનિકોને રહેઠાણ સીધાસામગ્રી તથા દવાદારુ બરાબર મળ્યાં છે કે નહી, તેની તપાસ કરીને પાછો આવું, તે પહેલાં ચોખામાંથી રેતીબેતી વીણી સાફ કરી, ભાત શિજવી, ગોવિંદ તૈયાર બેઠેલો હોય છે. સાવતુર આગળ હું શિકારે ગયો હતો. ત્યાં કેટલાક રાન ડુક્કરો તથા એક સમર્થ જંગલી બીલાડો માર્યો છે. તેના સર્વ અવયવો સાબૂદ છે. તે આપ તરફ રવાના કર્યો છે. શામનવલ્લીના પહાડમાં મોટા મોટા સમર્થ વાઘો રહે છે એમ સાંભળવામાં આવ્યું છે. ત્યાં જઇશ ત્યારે વાઘોનો જાતે શિકાર કરી, ગુરુ મહારાજની સેવા સારુ એક મોટું વ્યાઘ્રાંબર લેતો આવીશ. સેવામાં સ્વીકારશો એજ વિજ્ઞાપના.”

બાજીરાવની સ્વારી દૂર પ્રદેશપર ગયેલી છે. એ વર્તમાન જાણી નિઝામે કપટજાલ પ્રસારી, પંત પ્રતિનિધિને વશ કરી, મરેઠી રાજ્યમાં કૌતક ઉત્પન્ન કર્યું, તેનું દિગ્દર્શન હવે આપણે કરીશું. મરેઠી રાજ્યને મહાત કરવા માટે શી તજવીજ કીધી હતી? પંત પ્રતિનિધિને શાથી વશ કીધો હતો? અને એ સર્વ કપટજાલને બાજીરાવે કેવી જુક્તિથી ભેદીને છિન્ન ભિન્ન કરી નાંખી હતી, તેનો સ્પષ્ટ ભાસ થશે.



## પ્રકરણ ૧૬ મું.



### નિજામની કપટજાળ.

दुर्जनेन समं सख्यं वैरं चापि न कारयेत् ।
उष्णो दहति चागारः शीतः कृष्णायते करम् ॥

અર્થ—દુર્જન સાથે મિત્રતા ન કરવી, તેમ વૈર પણ ન કરવું. અંગારો ઉનો હોય તો હાથને બાળે, ને ઠંડો હોય તો હાથને કાળો કરે છે. તેની પેઠે દુર્જન, ઉભય પ્રસંગીઓને હાનિકર્તા છે.

---

બાજીરાવ સૈન્ય સાથે કર્ણાટકના કટંક પ્રદેશમાં વિલક્ષણ અનુભવ અનુભવતો હતો, તે સમયે નિઝામ ઉલ્‌મુલ્ક હૈદ્રાબાદમાં બેઠો બેઠો નવીન યુક્તિઓ રચતો હતો. સમય રંગની બાજી માંડી, કપટજાળમાં કેવી રીતે ફસાવવા, તેનો પાઠ નિજામ સરકાર સારો ભણેલ હતો. લાંબા અનુભવે પ્રપંચસૂત્રની તાલીમ આપો આપ લેવાઇ ગઇ હતી. નિજામને આ સમયે મરેઠાઓનો ભારી ભય હતો. દીલ્લીની

બાદશાહાતને તેણે ધોળી પીધી હતી, મહમ્મદશાહ પાદશાહને તેણે સેહ આપી મહાત કરી નાંખ્યો હતો. દિલ્લીના અમીર ઉમરાવોનાં પાણી તેણે માપી નાંખ્યાં હતાં. પાદશાહાતનું વીરત્વ અને પ્રભુત્વ એના પ્રપંચ આગળ નામનાં હતાં. આ કાળમાં મરેઠી બળ ઉત્પત્તિક્રમમાં વધતું જઇ, ચોથ તથા સરદેશ મુખીનો હક્ક વસુલ કરવા વારંવારે પ્રત્યેક વર્ષે ચઢી આવી, નિઝામને હચમચાવતું હતું, તે બળને કેવી રીતે નષ્ટ કરવું તેના ભેદની બાજી એ ગુંથતો હતો. તેને બાજીરાવ કર્ણાટકમાં જવાથી પુષ્ટિ મળી. આ સમય રંગનો લાભ લઇ, શ્રીપતરાવ પ્રતિનિધિને ગુપ્તપણે વશ કરી, તેના દ્વારા શાહૂ મહારાજા પાસે થોડાક રોકડા રૂપીયા તથા ઇંદ્રાપુરી પાસેનો થોડોક મુલક ચોથ તથા સરદેશમુખીના હક બદલ લેવાની કબુલત કરાવી. આ કામ બદલ પંત પ્રતિનિધિને નિઝામ સરકારે વરાડ પ્રાંતમાંની એક જાહાંગીર લાંચમાં આપી આ વર્તમાન બાજીરાવને વિદિત થવાથી તેને પ્રતિનિધિનું કાર્ય અયોગ્ય લાગ્યું અને તેથી તેના ઉપર ગુસ્સે થયો.

મરેઠી દરબારમાં ફાટફૂટ હોવાથી અને સ્વાર્થી રાજ્યદ્વારીઓ પોતાના હિતાહિતમાં પરાયણ થઇ જાદવાસ્થળી મચાવી રહ્યા છે, એવી સ્થિતિ થઇ ગઇ છે, એમ જોઇને મરેઠાઓએ પોતાના હક માટે માગણી કરી એટલે નિઝામે પ્રપંચભેદથી ભભક ભરેલી રીતે પ્રત્યુત્તર આપ્યો કે;—

"મરેઠી રાજ્યનો ખરો માલિક કોણ છે? શાહૂ કે સંભાજી? એનો સ્પષ્ટ નિશ્ચય થવો જ જોઇએ. જ્યાં સુધી એ સવાલનો નિર્ણય થાય નહિ, ત્યાં સુધી તમારા હકો હું બેમાંથી એકને પણ આપી શકતો નથી, તમારા હકો આપવાને મારી ના નથી, પરંતુ તમારા માંહોમાંહેની તકરારનો નિવેડો થતાં સુધી તમારા હકની રકમ મારે ત્યાં અનામત રાખી મૂકું છું."

નિઝામે આ પ્રત્યુત્તર આપ્યો હતો; પરંતુ એને કોની સાથે કામ છે તેનો એણે વિચાર કર્યો નહોતો. નિઝામ ઠગ હતો, ત્યારે બાજીરાવ ધૂર્તનો ધૂર્ત હતો. બાજીરાવે શાહૂ મહારાજને પ્રતિનિધિના તથા નિઝામના પ્રપંચની સર્વ હકીકતથી માહિત કર્યા અને રાજ્યના શ્રેષ્ઠત્વને સ્વાર્થપરાયણ થઇ, પ્રતિનિધિએ કેટલી હાનિ પહોંચાડી છે, તેનું સ્પષ્ટ સ્વરૂપ દેખાડી આપ્યું અને સ્વાર્થપરાયણ નિમકહરામ પ્રધાનોથી કેટલી બધી હાનિ થાય છે તે પણ બરાબર સમજાવ્યું; તેથી શાહૂ મહારાજા ગુસ્સે થઇ ગયો અને રુદ્રગર્જના કરીને બોલ્યો.

"શું કપટાચારીએ પ્રપંચજાળમાં મને પણ લપટયો છે। નિમક-

હરામ રાજદ્વારીઓએ જગત્ આગળ મને મંદબુદ્ધિ ઠરાવ્યો છે, કપટાચારીના પ્રપંચનો બદલો વીરત્વથી વાળવા મારું હૃદય ઉત્તેજિત થઇ ગયું છે."

ગંભીરતાથી છંછેડાએલા સિંહની પેઠે વીરભાવથી મહારાજની વૃત્તિને ઉત્તેજન કરતાં બાજીરાવ બોલ્યા—" આપનું વીરત્વ અપૂર્વ છે. આપનાં બુદ્ધિ કૌશલ્યને કોઇ પહોંચી શકે એમ નથી. આપ ધારશો તે કરવાને સમર્થ છો."

પ્રશંસાથી પ્રફૂલ્લ થતી વિશાળ છાતીને બહાર કાઢતો, વજ્રમુઠમાં ધારદાર તરવારને ચળકાવતો શાહૂમહારાજા બોલ્યો;—"એ પાપિષ્ઠ દુરાચારીઓ મારા જ્વલંત ક્રોધથી ભસ્મીભૂત થનાર છે. શાહૂને ઠગી કોઇ નિશ્ચત બેઠું નથી. સ્વામિદ્રોહિઓનો કયાં છૂટકો છે? સત્યધર્મપરાયણને તજનાર આ લોકમાં અને પરલોકમાં સુખ પામતા નથી. કપટાચારી નિઝામને તેનાં કપટનો બદલો આપવા સ્વતઃ સ્વારી કરી તેનું વૈર લેવાનો મારો દૃઢ નિશ્ચય છે અને તેને માટે દસેરા વીતતાં જ સ્વારીની તૈયારી કરવાની હું આજ્ઞા આપું છું.

રાજયદ્વારી કુશળતાથી માથું નમાવી, નમ્રતાથી બાજીરાવે પ્રતિઉત્તર આપ્યો;—" મહારાજની આજ્ઞાને હું આધીન છું. સ્વારીની તૈયારી અવિછિન્ન રીતે થશે. પરંતુ સ્વામીનું અપૂર્વ યુદ્ધ ચાતુર્ય કયાં વાપરશો? કયાં આપ અને કયાં નિઝામ? આપ હિંદુપદ પાદશાહતના માલિક છો અને નિઝામ એક દિલ્લીના પાદશાહાનો સુબેદાર છે. સિંહની ટક્કર સિંહની સાથે જ શોભે! પ્રસંગને લઇને દિલ્લીના પાદશાહ ઉપર સ્વારી કરો તે સ્વામીને શોભે. નિઝામની આપના આગળ શી ગણત્રી? સ્વામિની આજ્ઞા ઉપાડવા નિઝામથી અધિક વીરત્વવાળા હજારો વીરો. સ્વામીની સેવામાં હાજર છે. સ્વામીની આજ્ઞા હોય તો નિઝામને ત્રાહે-ત્રાહે પોકરાવી સ્વામીના ચરણમાં માથું નમાવું. વીરત્વથી વિપત્તિમાં નાંખી કુટુંબ સહવર્તમાન સંહાર કરુ. સ્વામીનું મહત્વ મનાવી, મહાત કરીને આપની ઇચ્છા પૂર્ણ કરવા તત્પર છું.

શાહૂમહારાજા ક્ષણભર વિચાર કરી, ગંભીર, મુખમુદ્રા કરીને બોલ્યો; " તમારું વીરત્વ અસાધારણ છે, અનેક યુદ્ધપ્રસંગે અપૂર્વ પરાક્રમ બતાવી, શત્રુઓને મહાત કર્યા છે. નિઝામને મહાન કરવાની ઉત્સુકતા પણ તમને ઘણા કાળથી છે. તો ભલે! આ સ્વારીમાં તમે જ જાઓ. પરંતુ જયાં સૂધી નિઝામનો પરાજય થયો નથી ત્યાં સૂધી મારા જીવને કરાર વળનાર નથી માટે તમે સ્વારીની ત્વરાથી તૈયારી કરો.

મહારાજાની આજ્ઞા અનુસારે બાજીરાવે ઉતાવળથી સ્વારીની

તૈયારી કરવા માંડી. બાજીરાવનાં ઝુંડા નિચે જૂના ઘડાયેલા ઉન્મત યોદ્ધાઓ ભેગા થવા લાગ્યા. સૈન્ય સામગ્રી નાના પ્રક- તૈયાર કરવામાં આવી. વર્ષા ઋતુ ઉતરતાં જ અને નદીઓમાં પૂરના વેગો નરમ પડતાંજ તથા માર્ગની સુભલતા થતાં જ બાજીરાવે ચઢાઇ કરવાની તૈયારી કરી, અને તૈયારી થઇ, તેટલા દરમિયાનમાં બાજીરાવ ઇ૦સ૦ ૧૭૨૭ના નવેંબર માસમાં પુને જઇ આવ્યો.

હવે મરેઠી સિપાઇઓનું પાણિના પ્રવાહની માફક દેખાતું સૈન્ય ભવ્ય દેખાવ દેતું શત્રુ સામે ચઢયું. ઘોડેસ્વારોનો દમામ ભરેલો સારો, તેની પૃથ્વી ઉપર થતો પ્રલાઘાત, ધ્વજાનો ફડફડાટ, શસ્ત્રોનો ખડખડાટ અને ભાલાઓનો ચળકાટ ખરેખર અવર્ણનીય વીરતાનો આભાસ આપતો હતો.

જાલનાના પ્રાંતમાં પ્રથમ પ્રવેશ કરી, લૂટફાટનો આરંભ કર્યો. એટલે નિઝામ સરકારનો મિનીતાળો સરદાર ઈવાજખાન તેના ઉપર ચઢી આવ્યો. અને તેણે પેશ્વાની પૂઠ પકડી. પેશ્વાએ તેને આડોઅવળો ખૂબ રખડાવ્યો અને આખરે નવેંબર માસમાં જ બન્ને સૈન્યોનો ભેટો થઇ ગયો, અને મહાઘોર સંગ્રામ થયો. બાજીરાવ યુદ્ધપ્રપંચમાં બહુ જ નિપૂણ હતો. પ્રથમ મોહોગે કરી, નિઝામના સૈન્યને ત્યાં ભેગા થવા દઇ, ત્યાંથી એકદમ સિદ્ધો ઔરંગાબાદ ઉપર ધસી ગયો. અને ત્યાંથી એક ચક્કર મારી, બન્હાણપુર લૂટવાનો ભય બતાવ્યો. અને એ ઇરાદાથી તેણે ખાનદેશનો માર્ગ પકડયો. ઇવાજખાન તથા નિઝામે તેની પૂઠ પકડી છે, એમ જાણી તેમને ફસાવવાની બાજીરાવે ચમત્કારિક યુક્તિનો પ્રયોગ કર્યો.

શત્રુઓ જ્યારે અજંટાનો ઘાટ ઉતરી આ તરફ આવ્યા, ત્યારે પોતાના સૈન્યમાંની બે ત્રણ ટુકડીઓ બન્હાણપુરના રસ્તા તરફ રવાના કીધી, અને ડાબી બાજૂએથી અકાવો ખાઇને, મ્હોટા સૈન્ય સાથે બાજીરાવ ગુજરાતપ્રાંત ઉપર ધસી આવ્યો, અને ગુજરાતમાં લૂટફાટ ચલાવી, મહા અનર્થ કરવા માંડયો. અને ગુજરાતના સુબા સર બુલદખાનને એવી ખાપ આપી કે, આ લૂટવાનું કામ નિઝામ ઉલ્-મુલુખની સલાહથી કરવામાં આવે છે. આવું ઉલટું સમજાવી, તેમનામાં ભેદરૂપી વિષ મેલીને કાર્યસિદ્ધિ કરવાનો પ્રપંચ ઘડયો.

પેલી તરફ બન્હાણપુરને રસ્તે બાજીરાવ આવે છે, એ આશાએ યુદ્ધ કરવાની તૈયારી કરી, નિઝામ રાહ જોઇને માર્ગ રોકી બેઠો હતો. ફુક્કાની અને ખાણાપીણાની લેહમાં બાજીરાવ હાથતાળી આપી ગયો હતો. તેની ભ્રાંતિ નિઝામ સરકારને જરાએ પડી નહોતી.

મુગલાઇ ઠાઠમાઠ અને એશઆરામ_કરવામાં પણ દિવસોના દિવસો

થઇને માસ થયો, ત્યાં સુધી બાજીરાવની પકકાઇનો ભેદ નિજામને માલમ પડયો ન હોતો. આખરે નિજામે બાજીરાવનો પ્રપંચ જાણ્યો એટલે તે ક્રોધાકાંન્ત થઇ ગયો, અને આજકાળના બાજીરાવે તેને, દૃષ્ટિ ચુકવીને, ફસાવ્યો છે, અને તેનો ભેદ લાંબા કાળ સુધી પોતાનાથી કળાઇ શકાયો નથી, તેથી પોતે પસ્તાવા લાગ્યો.

નિજામ કંઇ પ્રપંચસૂત્રમાં નબળો ન હોતો. તે સમયસૂચક ધીર વીર હતો. તેણે એક નવોજ બુટ્ટો ઉભો કીધો. બાજીરાવ ગુજરાત તરફ ગયો છે, તેનો લાભ લઇ બાજીરાવની રાજ્યધાની પુના ઉપર સ્વારી લઇ જઇ, તેને ભસ્મીભૂત કરવાનો ઠરાવ કરીને, તે તરફ નિજામે પ્રયાણ શરુ કીધું. નિજામની સ્વારી અહમદનગર સુધી જઇ પહોંચી અને તેના વર્તમાન બાજીરાવને પહોંચ્યા કે, તે નિજામની ઇચ્છાનો ભેદ પામી ગયો. અને તુરત તેણે પોતાની સ્વારીનો મોરચો નિજામના ઉપર ફેરવ્યો. બાજીરાવ કાંસાર બારીના ઘાટ તરફથી ગાંડાપુર થઇ, બીજાપોરનો પ્રાંત ઉજ્જડ કરતો કરતો નિજામની પૂઠે આવી લાગ્યો. નિજામ પેશ્વાને આવ્યો જાણીને, પુનાનો માર્ગ છોડી દઇ પાછો ફરી, ગોદાવરી નદી ઉતરીને આણી તરફ આવ્યો. બાજીરાવ દેશની સ્થિતિથી માહિત હતો. તેમ દાવપેચમાં પણ જબરો હતો. તેણે ધીમે ધીમે ન્હાની ન્હાની ઝપાઝપી કરી, નહાસા નહાસી કરતાં અને ચક્રાવો ખાતાંખાતાં એવી કઢંગી જગોએ નિજામના સૈન્યને લાવી નાંખ્યું કે, જ્યાં ઔષધસારુ પાણી પણ મળવું દુર્ઘટ થઇ પડે. આવા વિકટ સ્થાનમાં નિજામ કુટુંબ કબીલા તથા સૈન્ય સાથે આવી ફસ્યો. તેના ઉપર બાજીરાવે સખત ઘેરો ઘાલ્યો. અને નિજામના મુકામની આગળ પાછળ મ્હોટું જંગલ હતું તેને પંદર પંદર ગાઉ સુધી બાળીને ભસ્મીભૂત કરી નાંખ્યું અને તેના સૈન્યમાં ખોરાકી જતી અટકાવી. નિજામના તોપખાનાએ ઘેરો છોડાવવા બહુ પ્રયત્નો કીધા, તેથી મરાઠાને મ્હોટી ખુવારી ખમવી પડી હતી. તો પણ ઘેરાનો બંધ જરાએ ઢીલો થયો નહોતો. ખોરાકી મેળવવા નિજામના સૈન્યમાંથી જે ટોળીઓ બહાર ધસી આવતી, તેને બાજીરાવ કતલ કરી નાંખતો હતો. આમ ઘણા દિવસ થવાથી નિજામનું સૈન્ય મહા દુર્દશામાં આવી પડયું.

નિજામના સૈન્યમાં મોગલો સાથે મરેઠા પણ હતા. નિજામે બધા સરદારો સાથે મરેઠાઓને પણ મસલત કરવા બોલાવ્યા. ગાઢ વિશ્વાસ મુકનો નિજામ બોલ્યો,—"હે વીરો, આપણે સખત ઘેરામાં ઘેરાયા છીએ, આમાંથી કેમ છૂટવું તે વિચારવાનું છે."

મોગલ સરદારોએ ઉંડો વિચાર કરતાં લાચારી બતાવી. નિજામે

ઉત્સુકતાથી મરેઠા સરદારે ચંદ્રસેન જાદવ ઉપર દૃષ્ટિ નાંખી. તે વખતે ચંદ્રસેને નીચું જોયું. પણ તેનાથી કશો પ્રત્યુત્તર દેવાયો નહીં. એટલે ાશ્ચર્ય પામીને બોલ્યો;–

"ચંદ્રસેન! તમે પણ મરેઠા છો. અને પ્રતિપક્ષી પણ મરેઠા છે. તેમના પ્રપંચનો ભેદ તમે કેમ સમજી શકયા નહીં? બાજીરાવની ' કુશળતા ઘણીજ ગાઢ લાગે છે. તેનો સામો હિસ્સો પણ તમારામાં " જણાતી નથી. તમારી બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખીને હું દુર્દશામાં ફસાયો " છું. મેં તમને બાજીરાવ જેવા બહાદુર ધાર્યા હતા. પણ મ્હારી ધારણા " છેવટે નિષ્ફળ નિવડી છે.

મ્લાનમુખથી નીચું જોઇ ચંદ્રસેન બોલ્યો;–"મ્હારું એકલાનું વીરત્વ શું કામ લાગે? મારા આખા સૈન્યમાં મોગલો ભરેલા છે. તેમને મરેઠા પ્રમાણે ઘેરો ઘાલતાં આવડતું નથી.

નિઝામે સંભાજી તરફ દૃષ્ટિ કરી કહ્યું–"તમો શાહુ જેટલા હક- " દાર ગણાવા માંગો છો. તમારી બુદ્ધિ ઉપર ઇતબાર રાખીને મે શાહુની સાથે વિગ્રહ કર્યો અને તમારી બુદ્ધિબળના વિશ્વાસ ઉપર ' કામ કરતાં અપૂર્વ હાનિમાં તમે તેમજ અમો આવી ફસાયા છીએ. ' હવે કંઇ માર્ગ સૂઝતો હોય તો કહો."

સરદાર સંભાજી તે વખતે મ્લાન થઇ ગયો. તેનામાં ઉત્તર દેવાની શકિત રહી ન હોતી. તેમ પ્રત્યુત્તર દીધા શિવાય પણ છૂટકો ન હોતો. તે બોલ્યો–"મ્હારું અલ્પ સૈન્ય મહાસૈન્ય સામે કેટલીવાર ટકે? તેમાં " મ્હારા કારકુનો બ્રાહ્મણ હોવાથી, બાજીરાવના પ્રપંચથી તેમણે મને " ફસાવ્યો છે. તે લોકોના હાથમાં મ્હારી વહેંચણીના પૈસા આપતા નહીં. " કેમકે મને તથા સીપાઇ લોકોને ન આપતાં, બ્રાહ્મણ કારકુનોજ તે " ખાઇ જવા માંગે છે. અને તેઓ એટલા બધા તો ઉદ્ધત થઇ ગયા " છે કે, તેઓ મ્હારી આજ્ઞાનો પણ સ્વીકાર કરતા નથી." કારકુન વર્ગનો ખુલાશો કાંઇ વિચિત્રજ હતો. સંભાજીના કહેવાની વિરુદ્ધ તે લોકો દર્શાવતા હતા કે, સંભાજીની ઇચ્છા, પૈસા આવે તે લઇ ચેનબાજીમાં ્ના કરવાની છે. અને સીપાઇ તથા કારકુનોને કશું પણ આપવાની નથી.

આવી રીતે સભાજી અને તેના સેવકો વચ્ચે વિલક્ષણતા હતી. ાદ્રસેન જાદવ છેક રડી ઉઠયા હતા. અને મોગલો તો છેક હાથ નીચા ાંખી બેઠા હતા. આવી રીતે સૈન્ય સ્થિતિ વિપરીતતાને પામી હતી ઘેરામાં સપડાવાનો દોષ સૌ એક બીજાના ઉપર ઢોળતા હતા. પરિણામે અન્નની અછત થવા લાગી અને ખોરાકી વિના માણસ તેમ ઢોરના પણ પ્રાણ જવા લાગ્યા. ખોરાક વિના તેઓ નિરૂપાય થયા હતા, અને સકળ સૈન્ય

ભૂખનું અપૂર્વ દુઃખ અનુભવતું હતું. તેવા વખતમાં બાજીરાવના સૈનિકો બંદુકની ગોળીઓનો વરસાદ વરસાવી રહ્યા હતા. હજારો આદમીઓનો સંહાર થઇ રહ્યો હતો. અન્ન વિના ત્રાહે ત્રાહે વરતાઇ રહ્યો હતો. તેમાં બંદુકના મારાએ ગજબ કર્યો હતો. આથી નિરૂપાય થઇ શરણાગત થવાનો પેગામ મોકલી, કોલકરાર કરવાને નિજામ તૈયાર થયો.

બાજીરાવને ગુજરાતના સુબા સરબુલંદખાન પાસેથી ચોથાઇ તથા સરદેશમુખી મેળવવા જવાની ઉતાવળ હતી. તે બધો વિચાર કરી તથા સમયનો રંગ જવા ન દેતાં, શત્રુને આધીન થઇને બાજીરાવે, નિજામના સરદાર ઇવાજખાન મારફતે, નીચે મુજબના કરાર કહાવ્યા.

(૧) કોલ્હાપુરના રાજ્યકર્તા સંભાજીને અમારે હવાલે સોંપો.

(૨) તમારા હૈદ્રાબાદના મુલકમાં વસુલાત કરનાર અમારા કારકુનો છે, તેમના બચાવ સારુ કિલ્લાઓ અમારે સ્વાધીન કરો.

(૩) અમારું જે લહેણું છે તે તાબડતોબ અદા કરો.

ઉપલી માગણીમાંથી સંભાજીની માંગણી બાતલ કરતાં બીજી બધી માંગણી નિજામે કબુલ કીધી. બાજીરાવે સંભાજી માટે અતિ આગ્રહ કરી જણાવ્યું કે–"સંભાજીને અમારે સ્વાધીન કરવાથી આપને આવી "રીતનો ઉપદ્રવ થવાનો સંભવ રહેશે નહીં. એ હેતુથી જ અમારે સ્વાધીન "માંગીએ છીએ. સંભાજી અમારા મહારાજના ભાઇ થાય છે. એટલે "તે અમારા ધણી થાય છે. અમો તેમને બીજી ઇજા કરનાર નથી."

આખરે ઉભયપક્ષની માંગણીઓ થયા પછી એમ ઠર્યું કે, સંભાજીને નિજામે પન્હાલગડ સૂધી પહોંચતો કરવો. શાહૂ તથા સંભાજીએ પોતાની મેળે પોતાના કલહનો અંત આણવો. અને એ કાર્યમાં નિજામે હાથ ઘાલવો નહિ.

આ પ્રમાણે કોલકરાર થઇ, તે ઉપર નિજામનો સહી સિક્કો થતાં જ બાજીરાવે ઘેરો ઉઠાવ્યો. આ બન્ને મહાવીરો એક બીજાને આદરપૂર્વક ભેટયા. ઇ० સ० ૧૭૨૮ માં આ કલહનો અંત આવતાં જ બન્ને સૈન્યોએ ગોદાવરીની એક બીજી બાજૂએ પડાવ નાંખ્યો. અને એક બીજાને નજરાણાં આપવા લેવાનો તથા મીજબાનીઓનો સત્કાર થવા લાગ્યો.

આજ સમયે બાજીરાવે રાણોજી સિંધિયા તથા મલ્હારરાવ હોલ્કરને લશ્કરના ખર્ચ બદલ બાર બાર પ્રગણાની જાગીર કરી આપી.

બાજીરાવના જીવન વૃત્તાંતમાં એક ચમત્કારિક બનાવ ગોદાવરીના તટપ્રદેશના મુકામમાં થયો. તેનું વૃત્તાંત વીસરવું અવશ્યનું નથી. એ બનાવ પ્રેમામૃતનું ભાન કરાવતો, શૃંગાર રસનું ગૌરવ સ્થાપતો. પવિત્ર પ્રેમનું દિગ્દર્શન નિચેના પ્રકરણમાં દેશે.

અનુભવ્યો જ હશે. એની મહત્તાનું તાદશ્ય ચિત્ર ચિતરવા કરતાં વાંચનાર પોતાના એકાદ અનુભવને હૃદયપટ ઉપર આળેખી આનંદ કલ્લોલ કરી લેશે તો કલમે લીધેલો શ્રમ સફળ ગણાશે.

પવિત્ર પ્રેમની પવિત્રતા પૂજ્ય છે, તેની મહત્તાના આનંદમાં મદોન્મત્ત થનાર મહાન્ કીર્તિવંત થાય છે. ત્યારે અપવિત્ર પ્રેમને આધીન થનારો અપકીર્તિનો કલંકિત લેખ સર્વદાને માટે કોતરાવે છે. આ લોક અને પરલોક બંન્નેમાંથી તેનું પતન થાય છે.

પ્રેમની વહેંચણી ચાર વિભાગમાં કરી શકાશે.

૧ શુદ્ધ ધર્મ પરાયણ પવિત્ર પ્રેમ.

૨ સદ્‌પાત્રે પ્રેમ.

૩ કૃત્રિમ સ્વાર્થ પરાયણ પ્રેમ.

૪ અપાત્રે પ્રેમ.

આ પ્રેમના ચાર સૂત્રોને પણ ઘણી સાખામાં જૂદાં પાડી શકાય છે. પરંતુ તે વાત આપણા વિષયને અનુકુળ નથી, માટે એ તરફ લક્ષ આપવું યોગ્ય નથી.

શુદ્ધ ધર્મપરાયણ પવિત્ર પ્રેમના વર્ણનની મહત્તા પ્રશંસાપાત્ર છે. પરંતુ તે મહત્તા પ્રાચીન કાળની ક્ષાત્ર કુળ દીપક બાલિકાઓના વૃત્તાંત સિવાય મળવી દુર્લભ છે. સાંપ્રતકાળમાં તેવી દુર્લભતા ઉન્નતિમાં આવે તો જગત મંડળના સુખની સીમાનો પાર રહે નહીં. આ જમાનો આર્ય પ્રજાના મધ્ય સૈકામાં વીતેલા વિતકડા કરતાં શાંત છે. બ્રિટીશ સિંહની છાયા નિચે સર્વ ઉચ્ચ અંકુરના બીજોની ઇચ્છા ઉભરાઇ નીકળી છે. અને અનેક પ્રયત્નો આરંભાઇ ગયા છે. પરંતુ ધર્મપરાયણ કુળાંગનાઓમાં શુદ્ધ પ્રેમની મહત્તાએ મહત્વતા ચળકાવેલું અનુભવસિદ્ધ થયું નથી. પ્રાચીન પ્રીયાંગના જેવી સરળ, સવિનયી, ધર્માનુરાગી સદ્વર્તનશીળ પ્રમદાઓનો સમૂહ મહત્તા મેળવવા બહાર પડી, કવિઓની કલ્પનાશક્તિને તથા લેખકોની લેખિનીઓને વિષય આપવાને શક્તિવાન્ થાય એવું ઇચ્છી, એમ કરવા પ્રભુને અમે યાચીએ છીએ. કામશાસ્ત્રકારો પણ પ્રીતિના ચાર ભાગ કરે છે.

अभ्यासादभिमानाच्च तथा संप्रत्ययादपि ।
विषयेभ्यश्च तन्त्रज्ञाः प्रीतिमाहुश्चतुर्विधाम् ॥

અર્થ—અભ્યાસિકી,[૧] અભિમાનિકી,[૨] સંપ્રત્યયાત્મિકા,[૩] અને વિષયાત્મિકા,[૪] એવી ચાર પ્રકારની પ્રીતિ છે. અને વળી કલ્યાણમલ નામનો કામશાસ્ત્રકાર આ જ પ્રીતિને નીચે મુજબના રૂપમાં વર્ણવે છે.

નૈસર્ગિકી,” વિષયજા, સમાપ્રીતિ, અને આભ્યાસિકી પ્રીતિ.”
૧ અભ્યાસિકી પ્રીતિ એટલે પરસ્પર સાહચર્યતા. અભ્યાસથી
કાલક્રમે અનેક પ્રકારના સહવાસથી જે પ્રીતિ થાય છે તે. જેનો અનુ-
ભવ સાંપ્રતકાળમાં બાળલગ્નના સંબંધથી ઘણે ભાગે હિન્દુ સંસાર જૂદા
સાન કરે છે તે, ધ્યાને શિક્ષાસાદિ ગાવું, વગાડવું, બહાર ઉડવું ફરવું.
કે દેવ મંદિરાદિમાં મળવું હળવું, કે બીજા એવા ધંધાના અભ્યાસથી
સહવાસમાં આવવાથી જે પ્રીતિ થાય છે, જેનો અનુભવ ઇતર દેશવા-
સ્ત્રીઓ પુનર્લગ્ન (Remariage)માં લઇ શકે છે તે.
૨ અભિમાનિકી વિષયના વિચાર વિના, અભ્યાસ વિના માત્ર
મનના સંકલ્પથી જે પ્રીતિ અભિમાનથી ઉત્પન્ન થાય, તે અભિમાનિકી
કહેવાય છે. અમુક પ્રતિજ્ઞાથી કે અમુક લક્ષણથી પ્રીતિ અર્પણ કરવાનો
સંકલ્પ કર્યો હોય, જેમકે સ્વયંવરમાં વરાયલા વર કન્યાની પ્રીતિ
અભ્યાસ વિનાની હોય છે. અમુક ડીગ્રી મેળવનાર અર્થાત્ વિદ્યાવિલા-
સીને વરવાનો કે લક્ષ્મીવિલાસીથી રાજાને વરવાનો સંકલ્પ કર્યો હોય
એવી પ્રીતિ જે અભિમાનના કારણથી થઇ હોય તે આભિમાનિકી
પ્રીતિ કહેવાય છે.
૩ સંપ્રત્યયાત્મિકા–ધર્મપરાયણ શુદ્ધ બુદ્ધિથી, સ્વયંભૂ કામદેવના
વિકારની વાસનાની સુચના વિના અચળ પ્રીતિ જે સ્ત્રી દર્શાવે તે
સંપ્રત્યયાત્મિકા પ્રીતિ છે.
૪ વિષયાત્મિકા–શબ્દ રૂપાદિ પ્રત્યક્ષ ભોગાદિ વિષયોના વૃદ્ધિંગત-
પણાંના યોગથી થાય છે તે પ્રીતિ.
૫ નૈસર્ગિકી–કલ્યાણમલ્લે પાડેલા વિભાગનો આમાં સમાસ થાય
. નૈસર્ગિકીનો સમાવેશ સંપ્રત્યયાત્મિકાને અનુસરતો છે. એટલે કે જે
પતીની પ્રીતિ કાંઇ પણ કારણ વગર નિઃસ્વાર્થ સ્નેહથી દૃઢ થયેલી
પ્રાણાન્તે પણ જૂદી થાય એવી નથી હોતી તે.
૬ સમાપ્રીતિ–પુરુષ સ્ત્રીના સરખા યોગથી અને કેવળ સમાન
આર્તપણાથી જે પ્રીતિ બંધાઇ હોય તે.
કામશાસ્ત્રકારોએ પ્રીતિ–પ્રેમના જે ભાગ ઉપર દર્શાવ્યા છે,
તેમાંથી સંપ્રત્યયાત્મિકા અર્થાત્ નૈસર્ગિકી પ્રીતિને અનુસરતી સદ્પાત્રે
પ્રેમના લક્ષણોનું મસ્તાની દીગ્દર્શન કરાવે છે, તે તરફ હવે લક્ષ આપીએ.
ગોદાવરીના તટ પ્રદેશ ઉપર બાજીરાવ, નિજામનું વૈર લઇને
આનંદ કલ્લોલ કરી રહ્યો છે. નજરાણાં આપવા લેવાનો તથા બીજા આ-
નીઓ જમવાનો સત્કાર એક બીજાને કરી રહ્યા છે. બાજીરાવનો સુરેખ
બાંધો, મનોહર મુખમુદ્રા, આજાન બાહુની સૌંદર્યતા, વિજય મોદક

રુઆબ, બેસવા ઉઠવાની પદ્ધતિ, વાક્ય ચાતુર્યતાની માધુર્યતા, વીરત્વ ભરેલી ચક્ષુ ચાપલ્યતાની મહત્તા આ સઘળું નિરખવાને સર્વને ઉત્કંઠિત કર્યાં હતા, તેમાં નિજામના જનાનાની ઇચ્છાએ વાસો કર્યો હતો. સર્વની ઇચ્છાતુસાર નિજામે સતારા* મુકામે મીજબાનીનો ઠરાવ કર્યો અને એક મંડળ ઉભું કીધું હતું. તેના બાજુના ભાગમાં ચક નાંખી જનાના સારૂ પણ ગોઠવણ રાખવામાં આંવી હતી. સતારાથી થોડે દૂર સૈન્ય રાખી સ્વારી સાથે બાજીરાવ મંડપ આગળ ગયો. નિજામે સત્કારપૂર્વક બાજીરાવને મંડપમાં લીધો. રાજદ્વારી કુનેહ પ્રમાણે ઉભય અરસપરસ ભેટી યોગ્ય આસને બેઠા. નિજામ તેમ બાજીરાવનું વીર મંડળ, વીરરસની સૌંદર્યતાનો મહા ચમત્કાર દર્શાવી રહ્યું હતું. વાણી વિનોદમાં બુદ્ધિનો ઉપયોગ કરી, રાજ્યદ્વારી કુનેહમાં માર્મિક રીતે ચાતુર્યતા વાપરી રહ્યા હતા. રાજ્યદ્વારી મંડળ વીરત્વ અને કુનેહના પંજા મેળવી રહ્યું હતું. ત્યારે ચકમાં બેઠેલું સ્ત્રી મંડળ શણગાર રસને આધીન થઇ, સૃષ્ટિસૌંદર્યની અલૌકિકતાની તુલના તોળવામાં પરાયણ થયું હતું. આનંદથી ઉન્મત્ત થયેલી તરુણીઓનાં હૃદય આનંદમયી લેહેરોમાં નાચી રહ્યાં છે. એટલામાં વીર મંડળમાં વીરત્વધારીઓના શસ્ત્રોનો મહાન્ ખડખડાટ થઇ વીરરસ જામેલો દ્રષ્ટિગોચર થયો. તરુણીઓનાં હૃદય ઉદ્વેગપૂર્ણ થઇ ધબકવા લાગ્યાં. સર્વનાં મુખ મ્લાન થયાં. અને ભયાનક રસની વિભૂતિએ સર્વને સ્થંભિત કર્યાં. આ બનાવ તરફ આપણે નજર કરીએ.

બાજીરાવને સત્કાર કર્યા પછી, કેટલોક વાણીવિનોદ કરતાં નિજામ પોતાની મહત્તાનો ગર્વ કરતાં બોલ્યો—"બાજીરાવ! આ સમયે તમો " મારા કબજામાં છો. તે સમયે એકાદો પ્રપંચ રમાય તો તમે શું કરી " શકો ?! તમારા સિંધીયા હોલ્કર તમને શું મદદ કરી શકે ?! " તેમનું વીરત્વ તમને શું કામ લાગે ?!"

બાજીરાવે સિંહગર્જના કરતાં તથા વિદ્યુત જેવી દૃષ્ટિ ફેરવતાં પ્રત્યુત્તર દીધો—"જ્યાં હું છું ત્યાં મારા સર્વે સાંમતો છે. આપનો ગમે તેવો અભેદ પ્રપંચ ભેદવાને તેઓ શક્તિવાન્ છે." નિજામે મૂછમાં હસતાં કહ્યું—"ત્યારે તમારા સાંમતો ક્યાં છે ?"

બાજીરાવે દૃષ્ટિ ફેરવતાંજ વિદ્યુત જેવી તરવાર ચમકાવતા વીર રાણોજી સિંધીઆ તથા મલ્હાવરાવ હોલ્કર નિજામના સામે ઉભા થઇ ગયા. ક્ષણભરમાં વિદ્યુત જેવી તરવારો સભામંડપમાં ચમકી રહી.

---

* આ સતારા-ઔરંગાબાદની પાસે છે તે.

બાજીરાવે ગંભીરતાથી મહત્વતા દર્શાવતાં નિઝામની સામે દૃષ્ટિ કરતાં કહ્યું;—"કેમ ખાત્રી થઇ?!" નિઝામે ચકિત થઇને તેઓને ઓળખ્યા અને તેમની મુલાકાત લઇને સત્કાર કર્યો.

આ સમયે ચકમાં બેઠેલી તરુણીઓમાં નિઝામની પ્રીયાંગનાની પાછળ ઉભેલી એક બાળાનું હૃદય પ્રેમમત્ત થયું હતું. બાજીરાવ ઉપર પ્રથમ દૃષ્ટિ પડતાંજ એ મુગ્ધાનું હૃદય એકદમ સૌંદર્યતાથી ચમકીને સ્તંભિત થઇ ગયું. બીજીવાર દૃષ્ટિ નાંખતાં તેનું પ્રેમમય ઉદાર વદન-મંડળ, મનમોહક યોદ્ધાનો વેશ ધરનાર તરુણ બાજીરાવનાં અવયવ જોઇને પ્રેમતરંગમાં ઉછળવા લાગ્યું.

બાળા સ્ત્રીમંડળની પાછળ ઉભી ઉભી દેવને પણ દુર્લભ એવાં અવયવને નીરખી રહી હતી. આ વખતે એનું હૃદય પ્રેમભારથી જડભરતની પેઠે શૂન્ય થઇ ગયું હતું. પ્રેમ વિદગ્ધા બાલિકા સ્નિગ્ધ નેત્રો ફેરવી શકતી નહોતી. મોહની મહત્તાએ તેને લજ્જા વિવેક વિસરાવ્યો હતો. એટલામાં નજીકની સખીની દૃષ્ટિ તે બાલિકા ઉપર પડી. તેણે તેને પ્રેમકુતુહળ કરતાં ચેતાવી. બાળા સ્મૃતિમાં આવીને સમજી કે, મારું હૃદય ઉન્મત્ત સ્થિતિમાં ઝુકાં ખાય છે. સાવધ થઇ મુખ ઉપર હાથ ફેરવી, પરસ્વેદને લૂછી નાંખી, મસ્તક ઉપર હાથ ફેરવી, કેશ પ્રદેશને જરા વ્યવસ્થિત કરવા જેવું કરી, અંબોડાને જરા હથેલીથી ઠોકીને સખત કર્યા જેવું ચિન્હ કર્યું, અને ફરી બાજીરાવ તરફ જોવા માંડ્યું. બાલિકાનાં હૃદય, મન, અને પ્રાણ તે તરફ ઘસી ગયાં. આ સમયે બાજીરાવ તેને અનુપમ લાગ્યો. મનમોહકતાએ તેના હૃદયમાં પ્રેમનો પ્રવાહ દ્રવિત કરી દીધો હતો. તે કરતાં પણ તેની સૌંદર્યતા સો ગણી લાગી. તે સ્તબ્ધ થઇ ગઇ, જ્ઞાન શૂન્ય બની ગઇ, તેનું હૃદય કંપવા લાગ્યું, તેનું મુખ-કમળ રક્તવર્ણનું થઇને અતિ દીપવા લાગ્યું. બાલિકાને કાંઇ સમજ પડી નહિં, કેવળ જડ દેહજ પથ્થરની પ્રતિમા પેઠે મંડપમાં ઉભો રહ્યો. પરંતુ તેના ચિત્તરૂપી ચિત્રપટ ઉપર એક પ્રેમપ્રતિમાએ તે સમયે હંમેશને માટે વાસો કીધો. તે પ્રેમપ્રતિમા તેને સદાને માટે નચવી રહી હતી. હૃદયમાં પ્રેમનું જે પ્રથમ અંકુર અંકુરિત થાય છે તે કદી પણ નિર્મળ થતું નથી. એ પ્રેમમહત્તાની અપૂર્વ સત્તા છે. તેમાં નિઃસ્વાર્થ નિર્મળ પ્રેમની સીમા અવર્ણનીય છે. બાજીરાવના યત્કિંચિત્ દર્શને બાલિકાનાં હૃદયમાં પ્રેમનો મજબૂત પાયો નાંખ્યો હતો.

બીજી બાજૂએ મિજબાની પુરી થવા આવી હતી. નિઝામે શ્રીમંત સરકારને ભેટમાં વસ્ત્રાલંકાર તથા ઝવાહીર આપી, તેમની સાથેના સરદારોને સીરપાવ આપ્યો. પાનગુલાબ નીકળતાંજ દરબાર બરખાસ્ત થયો.

બાજીરાવ ઘોડેસ્વાર થઇ, પોતાની છાવણી તરફ ગયો. તે વખતે બાલિકાનું ચેતન હૃદય પણ તેની સાથેજ ગયું. ઘણીવાર સૂધી બાલિકાએ ઘોડેસ્વારની દિશા ભણી જોયા કર્યું. શ્રીમંતને સીધાવ્યાને ઘણો વખત વહી ગયો છે. અશ્વ રૂઢ થયેલો બાજીરાવ કે તેના અનુયાયીઓ દૃષ્ટિએ પડતા નથી, છતાં બાલિકા એક દૃષ્ટિએ તે દિશા તરફ જોઇજ રહી છે. જોઇ જોઇને થાકી. હવે બાલિકા કાંઇ જોઇ શકતી ન હોતી, તેનાં નેત્ર આંસુથી ભરાઇ ગયાં, છાનીમાની બિચારી બાલિકા અશ્રુધારા વર્ષાવવા લાગી. પ્રફૂલ્લ વદન મ્લાન થઇ ગયું, હૃદયમાં ઉદ્વેગે હજારો વીંછીની પીડા ઉત્પન્ન કરી. હૃદયના શતધા કટકા થતા અનુભવાવ્યા. સ્નેહમય બાલિકાની ચિંતા કોઇને કહેવાય એવી ન હોતી. બાલિકા શ્રીમંત બાજીરાવના વિચારમાંજ લીન થયેલી હતી. તેને બાજીરાવના શિવાય બીજો વિષય ગમતોજ નહિ. તે કલ્પિત તરંગમાં આશાના જીવનને કલ્પી ઉલ્લાસમાં મનને ગુંથવા લાગી. જીવન એ આશાથી ભરેલું છે. આશા વિના જીવન ચાલતું નથી. બાલિકાનું ચંચળ હૃદય આશામાં ઉન્મત્ત થઇ, અપૂર્વ સુખ શોધવા નિકળ્યું. બાલિકાનાં ફૂટતા યૌવનકાળમાં જે પ્રેમના પ્રથમ બિંદુએ હૃદય ઉપર રંગ જમાવ્યો હતો, તે રંગે તેનાં મનને ચંચળ બનાવી ઉન્મત્ત કર્યું હતું. અને અપૂર્વ સુખની અભિલાષાથી તેના રૂપમાંજ તે તદાકાર થઇ ગઇ હતી. પ્રભાતે મધ્યાહ્નને અને સાંજે તેનાજ વિચાર આવવા લાગ્યા અને રાત્રિએ નાના પ્રકારના વિકારી વિચારોએ તેનાપર સત્તા ચલાવવા માંડી.

વિચાર અને કલ્પનાનો કાંઇ અંત હોતો નથી, મહાન્ સમુદ્રના તરંગની પેઠે એક પછી એક વિચાર આવ્યા જાય છે. ઉચ્ચાભિલાષી બાલિકા પ્રેમમત્ત બની સાહસ કરવાને ઉત્તેજિત થઇ હતી. પ્રેમનાં બંધને બાલિકાને છેક આધીન કરી નાંખી હતી. આજે આહ્લાદકારક કિરણોથી ચંદ્ર ઉન્નત દુર્ગ અને ચારે બાજૂની પર્વતમાળા ઉપર ચાંદની પ્રસરાવી રહ્યો છે. અપરિમય સૌંદર્યતાથી સૃષ્ટલીલાને ખીલાવી રહેલી ચાંદનીએ બાલિકાને અવનવા અનેક ભાવોથી ઉદ્ધત્ત કરી, હૃદયથી ઉન્મત્ત થયેલી બાલિકાની દૃષ્ટિ ગોદાવરીના રૂપેરી પ્રવાહ ઉપર પડી. ચંદ્રના રૂપેરી કિરણોથી ઉછળી રહેલા ગોદાવરીના તરંગોએ તેના તટપ્રદેશ ઉપર પડેલા પેશ્વાના મુકામને તેની દૃષ્ટિ મર્યાદામાં આણ્યો. બાલિકાએ રૂપેરી તરંગોને મનકલ્પિત ઘણા સંદેશા કહ્યા. રૂપેરી મોજાઓએ બાલિકાના સંદેશાને પ્રસાઘાત કરતા પેશ્વાના મુકામના કીનારા ઉપર મૂકયા. બાલિકા ચમકી. જળ તરંગને પેશ્વા પાસેજ જવાનો અધિકાર નથી. સ્વદેહે અશ્વ ઉપર સ્વાર થઇ પ્રિતમ પાસે જવાનો નિશ્ચય કીધો. બાલિકાએ

સ્વારનો વેશ ધારણ કર્યો. નવલકીશોરી આજે નવલકીશોર બની હતી. તેણે પ્રેમપાશમાં પેશ્વાને કેવી રીતે મહાત કીધો હતો, તે ચાતુર્યકળાને લક્ષમાં લઇએ.

હમણાં બાજીરાવ ગોદાવરી નદીના તટપ્રદેશ ઉપર ચંદનીની મનોહરતા અનુભવતો હતો. શીતળ મંદ મંદ વાયુનો સરરરર કરતો વહેતો વેગ વાઇ રહ્યો હતો. તંબુમાં દિવાન ફડણિશ, સિંધિયા, હોલ્કર, વિગેરે આપ્તમંડળ સાથે મસલત થઇ રહી હતી. એટલામાં એક સ્વાર નિજામ તરફથી આવ્યો. છાવણીના રક્ષકને તેણે બાજીરાવને મળવાની વર્દી કહેવા કહ્યું. વર્દી મેળવી પહેરાવાળાએ તે સ્વારને તંબુ આગળ જવા દીધો.

સ્વારનો પોષાક અવનવો હતો. ભ્રમરકુળ જેવા કાળા અને સરળ કેશનું ગુંછળુંવાળી સીખલોકની પેઠે મનોહર ફેંટો વીંટયો હતો; અને કર્ણપ્રદેશના થોડા ભાગને તેના સ્વાધીનમાં મુકયો હતો. તેનું પહોળું કપાળ અને તેની બન્ને મૃગ જેવી નાજુક જ્યોતિ પૂર્ણ ચક્ષુથી તેનુ ઉદાર મુખમંડળ દરેક જોનારને આંજતું હતું. તેના નાજુક પણ પહોળી બહાંયના સફેદ ઝભ્માથી દેખાતા બાહુ ભવ્યતામાં વધારો કરતા હતા. સ્વારની પાતળી કંબરબંધથી કસ કસીને બંધાએલી તેમાં લટકતી તરવારથી નાજુક કેશરી જેવી કટી કેશરી જેવા વીરત્વનું ભાન કરાવતી હતી. સ્વાર વીર-પદ્ધતિથી ધીમે ધીમે પગ ઉપાડતો તંબુમાં ગયો, અને અદબ કરી ઉભો રહ્યો.

સ્વારની વીરત્વ ભરેલી નોક ચોકથી બાજીરાવ આનંદિત થયો. સ્વાર તેના મુખમંડળ ઉપરથી પંદર સોળ વર્ષની ઉમરનો જણાતો હતો. અવનવા વેશથી દીપતા સ્વારને પેશવાએ આવવાનું કારણ પૂછયું;–

સ્વારે અદબ કરી મ્હોં મલકાવતાં પ્રત્યુત્તર દીધો–"જનાબે અલી! બંદા નિજામ સાહેબકે તૈનાતમેં હૈ; મૈં એક પઠાણકા ફરજંદ હું. મેરા નામ મસ્તાનખાન હૈ. હુજુરકા ઇકબાલ ઔર તારીફ સુનકે આયા હૂં. ઔર ઉમેદ હૈ કિ હુજૂરકે ખિદમતમેં રહું."

બાજીરાવે રાજ્યદ્વારી રુઆબથી સંમતિ દર્શાવતાં ઉત્તર દીધો;–'બહુતખૂબ, અગર તુમ હમસેં નેકી ઔર ઇમાનસે ચલોગે, તો તુમારી અચ્છી તરેહસે પરવર્શી હોગા."

પેશવાનું અભય વચન મળતાં જ સરદારે સવિનયથી કહ્યું;–" ખુદ હજૂરકું " પેગામ દેનેકા હૈ. એકાન્ત ઉઠાનેકી તકલીફ હૈ."

સ્વારે કમ્મરબંધમાં લટકાવેલી તરવારને દૂર મૂકી અને તે બાજીરાવની પાછળ પાછળ શયન તંબૂમાં ગયો. બાજીરાવ પલંગ ઉપર બેઠો, અને રુઆબથી પ્રશ્ન કર્યો–"કયા પેગામ હૈ?"

મસ્તાનખાને ધીમે ધીમે પેગામ કહાડવાના ચાળા કરતાં ઝભાનો બંધ છોડયા અને ઝભા સાથે માથાનો ફેંટો પણ દૂર ફેંકી દઇ, તે સ્ત્રી પોશાકથી સ્થિર થઇ સૌંદર્યતાની અધિદેવીની આધીનતા સ્વીકારવાનો ભાવ બતાવતો ઉભો રહ્યો.

બાજીરાવ આ જોઇ સ્તબ્ધ જ થઇ ગયો. ક્ષણભર ચકિત ચક્ષુથી નિહાળી રહ્યો. એટલામાં બાળાની દૃષ્ટિ આનંદ, આશ્ચર્ય તથા લજ્જાનો ભાવ દર્શાવતી બાજીરાવ ઉપર ગઇ. ચારે આંખનું મળવું થયું, બન્નેનું હૃદય એક બીજા તરફ ખેંચવા લાગ્યું. બાજીરાવની ચમક ભાંગી ન હોતી, ચાંચલ્યતા ભરેલી રાજ્યદ્વારી કુશળતાથી શય્યા ઉપરથી ઉભો થયો અને પ્રશ્ન કર્યો—" તમે કોણ છો? આ શું પ્રપંચ છે? "

લજ્જા, ભય અને પ્રેમના આવેશથી કંપતી બાળા, મનની અપૂર્વ નબળાઇમાંથી પ્રયત્ને સચેતન થઇને બોલી—"મહારાજ ! ક્ષમા કરજો, " આપની પ્રેમમૂર્તિએ પ્રેમાધીન કરી, હૃદયને હર્યું છે. તમે હૃદય ગુફામાં " વાસો કરી મારાં મર્મસ્થાનને ભેદી નાંખ્યું છે. ઘણા કાળથી, નામથી, " સ્મરણથી, અંતઃકરણ ધડકી રહ્યું હતું, કર્ણ પવિત્ર થઇ રહ્યા હતા, પરંતુ " જ્યારે પ્રેમમય મુખનું દર્શન થયું ત્યારથી તેના ધ્યાનમાં હૃદય, મન અને " પ્રાણ સમપર્ણ થઇ ગયા છે. મેં મારૂં ભાન ખોયું છે. ધીખ ધીખતા " અગ્નિએ શીતળ થવાને ઘર છોડાવ્યું, પણ કર્મયોગ આગળનો " આગળ થયો. હૃદયમાં ઉદય થયેલા સત્ય પ્રેમે જ્ઞાનહીન ભોળીને " ભમાવી છે. મહારાજ ! ક્ષમાને પાત્ર છું. નિરાશ ન કરતા." એમ બોલતાં બોલતાં અશ્રુધારા વરસાવતી મુગ્ધા પ્રેમયાચના કરતી હાથ જોડીને ઉભી રહી.

બાજીરાવની ચમક હજી ભાંગી ન હોતી. પણ બાળાના હૃદય કુંડમાંથી નિકળતી વાણીરૂપી જ્વાળા તથા હાવભાવથી છૂટતા મદનના શરોએ, તેના ઉપર સજ્જડ અસર કરવા માંડી. તેનું હૃદય ધડકવા માંડયું, હાથ કંપવા માંડયા, પછી લથડતી જીભે દીર્ઘ નિઃશ્વાસ નાંખતો બોલ્યો—" તમારા વૃત્તાંતથી તો માહિત કરશો? "

પ્રફૂલ્લ લાવણ્ય મ્લાન થયું, નિરાશાથી હૃદય ચગદાયું હતું તેના ભારથી બાળા ઉંચું જોઇ શકી નહીં. તે નિરાશાના અગ્નિમાં બળતી બોલી;— " પ્રેમદગ્ધ બાળાના દુઃખનું હાસ્ય કરતા નહીં. પ્રેમજ્વાળાથી બળી " રહેલી છું. બળેલીનો વૃત્તાંત મહારાજને કામનો નથી, અધિકારી નથી, " તેનો વૃત્તાંત શામાટે કહેવરાવો છો." એમ કહી અશ્રુધારામાં વધારો કર્યો. પ્રેમમૂર્તિને બે હાથ જોડી નિહાળી રહી.

બાજીરાવના મનમાં દયા અને પ્રેમે વહેવાર ચલાવ્યો. તે ફરી બોલ્યો "માહિત કરો, વૃત્તાંત જાણ્યા પછી અધિકાર પરત્વે ન્યાય થશે."

આપ ક્યાં? અને હું રંક ક્યાં? મારો અધિકાર શું? પ્રીતિએ
મને ભમાવી છે, હૃદયે મને ઠગી છે, મારો અધિકાર શું તે મારું
હૃદય સમજતું નથી; ન્યાય ક્યાં માગું? અન્યાય કેમ કહેવાય? “હું
“રંક અધમાધમ છું. દૃષ્ટિએ આધિરાજ સ્થાપ્યો છે, હૃદયે અધિકાર
“આપ્યો છે, તેનો સાક્ષીભૂત કોઇ નથી, ત્યારે હૃદયને બળવા દો
“અને ચક્ષુને સારવા દો! મહારાજ! મને જવા દો. આ પાપીણીને
“પવિત્ર દર્શનનો અધિકાર થયો છે એટલું જ બસ છે. દેહના જીવ-
“નની મર્યાદાનો હવે અંત આણવા દો.” એમ કહેતાં કહેતાં દયા
ચરેલું મુખ કરી, નીગળતાં આંસુને લુછતી લુછતી તંબૂની બહાર નિક-
ળવાને બાળા તત્પર થઇ નિકળવા લાગી.

બાજીરાવના મનમાં દયા ઉભરાઇ આવી, તેથી તે બાળાનો
આર્જવતાથી હાથ પકડી તેને ઉભી રાખીને બોલ્યો—“તમારી ઇચ્છાનુસાર
“તમારે કરવું હોય તે કરજો, એક વેરી વૃત્તાંત કહો, તમે નિર્ભય
“છો. મનમાં કંઇ ભય રાખતાં નહીં, તમે સઘળી દયાને પાત્ર છો.”

“કૃપાનાથ! દયાના સાગર! જ્યારે દયાળુ થાઓ છો ત્યારે દયા
“કરીને અનાથ બાળાનો વૃત્તાંત શ્રવણ કરો.”—“આ દેહને ‘મસ્તાની’ના
“નામાભિધાનથી જગત પીછાને છે. મારા પિતાજીને નિજામ સરકારે
“કતલ કરીને, મારી માતુશ્રીને તથા મને પોતાના જનાનખાનામાં રાખ્યાં
“છે. નિજામ સરકારના જનાનખાનામાં બચપણથી હું અત્યાર સૂધી રહેલી
“છું. આપના વીરત્વના યશગાનથી મારું અંતઃકરણ આપ તરફ ખેંચાયું
“અને જેમ જેમ આપનાં યશોગાન મારા કર્ણ ઉપર વધારે આવતાં
“ગયાં, તેમ તેમ મારું હૃદય આપ તરફ વધારે આકર્ષાતું ગયું. આપની
“પ્રીતિના સ્તવનથી મારા મનમાં નૂતન પ્રેમે મસ્ત થવા માંડયું, અને
“પ્રેમ કલ્પનામાં મત્ત થઇ આનંદ કલ્લોલમાં પવિત્રભાવથી કાળ
“નિર્ગમતી હતી. આપની ખૂબસુરતીના નૂતન વર્તમાન કર્ણદ્વાર ઉપર
“અથડાયા, તેણે મારાં હૃદયને અંકુરિત કરી આપ તરફ વધુને વધુ
“ખેંચાવા માંડયું; એટલામાં લઢાઇ ચાલી તેથી અપૂર્વ ચિંતાગ્રસ્ત
“રહેવા લાગી. પણ તેમાં આપ જલદીથી લઢાઇનો અંત લાવી જય
“સંપાદન કરશો એ આશાએ ઉમંગી બની. એટલામાં સાંભળ્યું કે,
“નિજામને મહાત કરી આપે જય મેળવ્યો છે; જેથી મારું સરળ
“હૃદય ઉછળી રહ્યું અને તેમાં જ્યારે સતારાના મંડપમાં આપની
“મનમોહક મનોહર મૂર્તિ જોઇ ત્યારથી હું આપને સદાને માટે
“આધીન થઇ છું. આ અશરણ બાળા આપને શરણે આવી છે, પ્રીતિ
“જ્વાળાથી દગ્ધ થતી શરણાગત, સર્વને ત્યાગી આપને આશ્રયે પડી

" છે; એનું જીવન આપ છો." એમ કહેતાં કહેતાં મસ્તાની બાજીરાવ ઉભો હતો ત્યાં આવી અને પ્રેમાધીનતાથી આર્જવતા કરતાં કરતાં તથા લજ્જા વિવેકથી નીચું જોતાં જોતાં તેના ખભા ઉપર હાથ મૂકીને દીનતાથી ઉભી રહી.

ખભા ઉપર હાથ પડતાં જ બાજીરાવ ચમક્યો; થોડીવાર સુધી હાથ ખસેડવાની હીંમત ચાલી નહીં, હૃદય, ન ધારી શકાય એવા વિકારથી ઉભરાઇ જતું હતું, મુખમાંથી કાંઈ ઉદ્ગાર કાઢવાની શક્તિ નહીં હોવાથી ચક્ષુએ પ્રેમસુધા વરસાવવાની તૈયારી કરવા માંડી, પણ મસ્તાની યવન છે, શું યવની મારી પ્રિયાંગના થવાને પાત્ર છે ? એ વિચારે એના મગજ ઉપર જબરો ઠેલો કર્યો. બાજીરાવે મસ્તાનીનો હાથ ખભા ઉપરથી તરછોડી નાંખ્યો અને પ્રેમ દયાના મિશ્રણથી ક્રોધાભાસમાં બોલ્યો;–" મસ્તાની, તું યવન છે. હું બ્રાહ્મણ છું. યવની બ્રાહ્મણની " પ્રિયાંગના થઇ શકતી નથી."

બાળાનો હાથ તરછોડતાં જ બાળાનું મુખ મ્લાન થઇ ગયું, નિરાશાએ લાવણ્યને નસાડયું, અને આંખ જ્યોતિ વિનાની થઇ ગઇ, શરીરની સ્ફુર્તિ અને મનની પ્રફૂલ્લતા નષ્ટ થઇ ગઇ. તેના હૃદય વ્યાપારમાં મોટો ધક્કો પહોંચ્યો, અને આર્જવતા ભરેલી આંખોમાંથી અશ્રુની ધારા નિકળતા પહેલાં તો તેનું શરીર જડ થઇને મૂર્છાવશ થવા લાગ્યું, મૂર્છાગત થતાં થતાં બોલી;–" શું યવનીને અંતઃકરણ " નથી ? પ્રેમ નથી ? પ્રેમના નાથ ! જીવિતેશ્વર ! મસ્તાનીને તજતા " નહીં, મીનને જળમાંથી દૂર કરવાથી જે સ્થિતિ થાય છે તે મારી " થશે. આ પાપિણીને નિરાશ કરતા નહીં" એમ કહેતાં કહેતાં મસ્તાની બાજીરાવના પગ તરફ પડતાં પગનો સ્પર્શ થતાં જ અર્ધ મૂર્છામાં બોલી;–" હા હા ! પારસનો સ્પર્શ થયો છે. હવે મસ્તાની લોહ કેમ " રહેશે ? ચિંતામણીને પામી છું, મન ચિંતવ્યું મેળવ્યું છે, હવે ચિંતા- " મણી કેમ વ્યર્થ કરશે ? "

બાજીરાવે પડતાં પડતાં મસ્તાનીને પોતાના હાથના આશ્રયથી ટેકાવી રાખી અને પોતાના ખોળામાં લીધી, મસ્તાની મૂર્છાવશ હતી. બાલિકાના બધા અંગવ્યવહાર સ્થંભી ગયા હતા. બાજીરાવ જરા ગભરાયો. તેણે સ્ત્રીની નાશિકા ઉપર હાથ મેલ્યો. મંદ મંદ શ્વાસ વહે છે, તેથી તેને જરા આશ્વાસન મળ્યું. બાજીરાવની વ્યગ્રતાનો પાર ન હોતો. મૂર્છાવશ થયેલી બાળાને નિરંકુશતાથી નિહાળવાની ચક્ષુને આ સમયે તક મળી. તેણે હૃદયને સૃષ્ટિચમત્કૃતિથી વિસ્મય બનાવી, મદન ચમત્કૃતિનું અંકુર ફોડવા માંડયું. મસ્તાનીના સ્પર્શમોહથી, તેની બુદ્ધિ મોહને વશ થવા લાગી. બાળાની સૌંદર્યતા હતી તેથી વિશેષ લાગવા માંડી.

મુખમંડળ પૂર્ણિમાના ચંદ્ર પેઠે લખલખતું લાગ્યું. અતિ ઊંચું નહીં અને ઠીંગણું પણ નહીં. એવું એનું મનોહર શરીર સર્વ અવયવોથી સુદૃઢ સુલલિતતાથી ઘડાએલું રમણીય ભાસ્યું. મસ્તાનીનાં વદનમંડળને નીરખીને પ્રેમતરંગથી બાજીરાવ તેને સરખાવતાં નિચેનો પાઠ પાંચ સાત ફેરી બોલી ગયો.

तन्वंगी गजगामिनी चपलदृक् शीलान्विता यौवनी
नो ऱ्हस्वा न बृहत्तराथ सुकृशा मध्ये मयूरस्वरा ॥
पीनश्रोणीपयोधरा सुललीते जंघे वहंती करो
कामांभोमधुगंधी शौणवमपि सा तुछौन्नतं वछल ॥
कासाकारमसाक् लोमसहितं मध्ये मृदुप्रावृशो
बीभ्रत्युल्लो शीतं च वर्तुलमथोरत्यंबुनाढयं सदा ॥
भृंगस्यामलकुंतलाथ जळजग्रीवोपभोगे रता
चित्राशाक्तिमती रतेल्पचिका ज्ञेयांगना चित्रिणी ॥

(कामतंत्र)

અર્ધ ઘટિકા સુધી સ્થિર ચિત્તે મૂર્છાવશ થયેલી બાળા ઉપર દૃષ્ટિ ખી જોઇને રહ્યો ને બોલ્યો—"આ સર્વ લક્ષણોથી આ બાળા સંપન્ન ." અચેતન છતાં પણ કોમળ સ્ત્રી અંગના સ્પર્શથી બાજીરાવ રોમાંચિત ાવા લાગ્યો. જરા નીચું વદન કરીને ધીમે ધીમે રૂપની આધદેવીને નેહાળવા લાગ્યો. બાળા મદન જ્વાળાથી તરફડતી જણાઇ. તે મૂર્છાગત સ્થિતિમાં પણ જે કાંઇ ભાવ કરતી હતી તેથી તેનામાં જે સ્નેહ ભક્તિ ભરપૂર ભાવ ધરી બેઠો હતો, અને તેથી તે આત્માર્પણ સદ્‌ભાવથી કરી બેઠી હતી, તેની સુલલિત પ્રૌઢતાએ બાજીરાવના મનમાં પ્રેમદયાને ઉત્પન્ન કરી, દયાભાવને ઉભરાવી નાંખ્યો. ચક્ષુ અશ્રુથી ભરાઇ ગયાં. સ્વભાવે ધીરવીર છતાં પણ અતિશય આકુળ વ્યાકુળ થઇ ગયો અને દીર્ઘ નિઃશ્વાસ નાંખતો બોલ્યો—"દુઃખી બિચારી બાળા; તું સ્વાભાવિક
" સંકલ્પથી દેહાર્પણ કરી બેઠી છે? તારું સમાધાન કેમ કરી શકાશે?
" અરે, અતિ રમણીયતાની વેલી, અલબેલી, રસધર્મથી વરનારી ઘેલી,
" તેં મારા હૃદયમાં વાસો કરવા માંડયો છે. તારો પ્રેમસુધા ઉભરા-
" યલો તારા મધુર મુખ ઉપર લખ લખી રહ્યો છે; તેનો પ્રવાહ
" મારા હૃદયને કયાં ખેંચી જાય છે, તેની ખબર મને પડતી નથી."
એમ વિકાર અનુભવતાં અનુભવતાં બાજીરાવે મૂર્છાગત થએલી બાળાના સર્વાંગે હાથ ફેરવી તેને ઉંચી નીચી કરી કંપિત સ્વરે કહ્યું.—

"મસ્તાની, મૂર્છામાંથી જાગો, બહુ થયું, બહુ થયું, વિના કારણે દેહને ના દમો." ધીરે ધીરે બાળામાં કંઇક ચૈતન્ય આવતું જણાવા લાગ્યું. તે ખોળામાં જરા સળવળી. બાળા ખોળામાં સળવળી, એટલામાં તો બાજીરાવના ચંચળ હૃદયમાં કંઇક નવા જ વિચારે સ્ફુરવા માંડયું. બાજીરાવ વિચારમાં પડયો અને નિઝામની પ્રાપંચિક બુદ્ધિના બળનો વેગ કલ્પનામાં લઇ કલ્પવા લાગ્યો કે;–"આ નિઝામની નવીન કપટજાળ
" કેમ નહીં હોય? નિઝામ જેવો ખેલાડી શું નહીં કરી શકે? મારા
" જેવાને બળહીન, શૌર્યહીન, તથા દેહહીન કરવાને એ કંઇ યુક્તિ કામે નહીં
" લગાડે? વિલાસી બનાવી વીરજનોને આધીન કરવાની જુક્તિ છે, તે
" જુક્તિનો ખેલ કેમ નહીં ઘડાયો હોય? એક ફેરી વીરપુરુષ કે, પછી
" બુદ્ધિશાળી, પ્રેમાન્ધ દશાને પ્રાપ્ત થાય છે, તો તે પોતાનું સર્વ સત્વ
" અનેક હાનિને વહોરી લે છે. રાજ્યદ્વારી પ્રપંચમાં આ સહેલું અને
" સુતરું સાધન છે. યુવકો તેને વહેલા આધીન થાય છે અને રાજ્ય
" સાથે દેશ અને પોતાના દેહની અવ્યવસ્થા સર્વદાને માટે કરે છે.
" હું મરાઠી રાજ્યને ઉન્નતિમાં મૂકવા મથન કરનાર (વીર) છું, તેનો
" નાશ કરવા પ્રપંચ જાળને ઘડનાર નિઝામે કેમ કુશળતા નહીં વાપરી
" હોય? ગમે તેમ હોય, તો પણ આમાં ધર્મ નથી, નીતિ નથી,
" અન્યાય છે, અધોગતિ પામવાનો માર્ગ છે. એનો ત્યાગ!

" लंकेश्वरो जनकजाहरणेन वाली तारापहारकृतयाप्यथ कीचकाख्यः ॥
" पांचालिकाग्रहणतो निधनं जगाम तच्चेतसापि परदाररतिं न कांक्षेत् ॥

"લંકેશ્વરનું કુટુંબ જનકરાજાની પુત્રી સીતાનું હરણ કરવાથી
" નાશ થયું. તારાની અભિલાષથી વાલીનું મરણ થયું, દ્રૌપદીની
" ઇચ્છાથી કિચક, બંધુવર્ગ સહિત નાશ પામ્યો, માટે પરદારાની ઇચ્છા
" કરવી નહીં.

પરદારા દારુણ દુઃખનું મૂળ છે, કીર્તિ અને જય બન્ને હરનારી છે, ગુરુજીનું પણ એ જ શિક્ષણ છે, કે સપ્ત મહા દુઃખ એ પરદારાથી થાય છે.

" आयुःक्षिणोति विकलत्यपहास्यते च निंदार्थहानिलघुतायगतीः परत्र ॥
" स्यादेव यद्यपि रतेन परांगनायास्तस्माच्च तां हि विबुधे न बिवर्जयेच्च ॥

"પરસ્ત્રીના યોગથી આયુષ્ય ઘટે છે, વિકળતા થાય છે, જન
" મંડળમાં હાસ્ય થાય છે, સર્વે નિંદા કરે છે, દ્રવ્ય નાશ પામી, નીચત્વ
" આવે છે. આ લોક અને પરલોક બન્નેથી પતન થવાય છે," આનો
" પરિત્યાગ કરવો અવશ્યનો છે. આ પરદારા છે?- હા! પરદારા છે.

"જેવા મારા સ્વામિભક્તિના તપને નષ્ટ કરવા આ મેનકા મોકલી છે
" કે, દુષ્યંતની શકુન્તલાએ પ્રેમવત્સલતાથી પ્રાણાર્પણ કર્યું છે? કંઇ
" સમજ પડતી નથી. મેનકાનો પ્રાણાત્મા નાશ કરવાને અન્યાય નથી.
" ત્યારે શકુન્તલાને યત્કિંચિત્ અપમાન આપવાથી અન્યાય છે. દુષ્ટતા
" છે, અધર્મ છે, હાનિ છે, એટલુંજ નહીં પરંતુ પશ્ચાત્તાપનું મહાકારણ
" છે. આનો નિશ્ચય કેમ થાય? મેનકા કૃત્રિમ પ્રેમની અધિદેવી
" છે. કૃત્રિમ પ્રેમમાં જડતા હોય છે, તે નિઃસત્વ હોય છે. ધૂર્તધૂર્તાના
" પ્રેમની ખળતા લક્ષ્મી કે વિષયવાંછનાથી વધારે હોતી નથી. આવી
" વાસના આ ઉત્તમ સુકુમાર હૃદયમાં જણાતી નથી. મુગ્ધાનું હૃદય
" પ્રેમના શુદ્ધ અધિકારને પામેલું છે. એના શુદ્ધ પ્રેમની મૂર્છા સાક્ષી
" છે. સામુદ્રિકકારના વિચાર પ્રમાણે અનિષ્ટકર્તા લક્ષણવાળીએ નથી.
" સુલલિત લક્ષણ સંપન્નનો પ્રેમઅધિકાર પણ ઊંચો હોય છે.

"नीलांभोरुहपत्रकांतिरथवास्वर्णप्रभाभासुरा
भृंगीनीलशिरोरुहा शशिमुखी सारंगशावेक्षणा ॥
"स्याद्यस्यास्तिलजप्रसूनसदृशी नासा च दंतावली
सुश्रोत्रा पिकभाषिणी च जलजग्रीवाथ बिंबाधरा ॥
"चक्राद्यंकितशोणपाणिचरणा क्षामोदरी स्वल्पभु
ग्रंभास्तंभमनोरमोरुयुगुला श्रोण्या बृहत्यान्विता ॥
"नाभ्या चैव सुनिम्नया गजगतिः शांताल्पनिद्रालसा
शीलाढ्या सुकुमारिका नरवरैः कन्या विवाह्या सदा ॥

**અર્થ**—જે કન્યાનું મુખ ચંદ્રમાના જેવું આહ્લાદકારક, આંખ હરણના બચ્ચાં જેવી સુરેખ, નાક તલના ફૂલ જેવું નાજુક, દાંત હીરા જેવા તેજસ્વી, કાન શોભાયમાન, બોલવું કોકીલા જેવું મંજુલ, ડોક શંખ જેવી, અધરોષ્ઠ ધોલી સરખો રાતો, કેશ ભ્રમર જેવા કાળા, કાંતિ નીલા કમળના પત્ર સરખી શ્યામવર્ણ અથવા સુવર્ણના જેવી ગૌર તેજસ્વી, હાથ ને પગ રાતા ચક્રાદિચિન્હ યુક્ત, પેટ નાનું, જમવું થોડું, જાંઘ કેળના સ્થંભ જેવી મનોહર, ફૂલા મ્હોટા, ડુંટી ઊંડી, ચાલવું હસ્તિનીના જેવું, ધીરી છતાં ઉતાવળી, વૃત્તિ શાંત, ઊંઘવું થોડું, આળસ રહિત, સ્વભાવે શીળ, એવા લક્ષણવાળી કન્યા વિવાહ માટે નિઃસંશય " યોગ્ય છે." સ્વીકાર કે અસ્વીકાર શું કરવું, તે સૂજતું નથી." **બાજી-**
" રાવે વ્યગ્રચિત્તે ઉચ્ચાર કર્યો.

ખોળામાં પડેલી બાળાની મૂર્છા હવે વળવા માંડી. ચેતને હાલવા

"થયેલા છો, સ્વીકાર કરવો અવશ્યનો છે. પછી તો સ્વામીની ઇચ્છા." મસ્તાની પ્રેમની ઉદ્ધતતાથી બોલી,–'તો'ની જરૂર નથી, "ન્યાય તોળો."

બાજીરાવ માથું ખંજવાળતો અર્ધ ચક્ષુ રાણોજી તરફ ફેંકતો જરા મુખમાં અસ્પષ્ટ હાસ્ય કરતો બેસી રહ્યો. આનંદમત્ત થયેલી મસ્તાની રાણોજી સામું જોતી ફરીને બોલી–"ન્યાય તોળો" રાણોજી ન્યાય તોળાઇ ગયો. મહારાજે "સ્વીકાર કર્યો."

મસ્તાની–"ના, બાકી છે."

રાણોજી–"શું? કહો."

લજ્જા વિવેકથી ચગદાયેલી લજ્જાશીળ થતી બોલી,–"મને નિભાવવી બાકી છે. તે પૂરું કરો."

રાણોજી.–"શું બાકી છે?"

"મ્હારી સંતતિને મહારાજના કુટુંબ પ્રમાણે વાંટણી મળે. "કબુલો અને સ્વીકાર કરો–" મસ્તાનીએ નમ્રતાથી પ્રેમ દર્શાવતાં કહ્યું;

બાજીરાવ કંઇ બોલ્યો નહિં. સ્ફૂટ સ્ફૂટ હસ્યા કર્યું. રાણોજીએ "પ્રતિ ઉત્તર દીધો–"થયું. એનો એ સ્વીકાર થયો."

મસ્તાની નીચું જોઇ જ રહી. રાણોજીએ હોલ્કરને બૂમ પાડી. મલ્હાવરાવ આવીને ઉભો રહ્યો. વિસ્મય જ્યૌતિપૂર્ણ ચક્ષુથી નિહાળી રહ્યો. રાણોજીએ કહ્યું.–

"મહારાજ આ પ્રેમની દેવીને સ્વીકારો?"

મલ્હાવરાવ–"એ જોડાનું અખંડ સૌભાગ્ય હો. ચિરકીર્તિ મેળવો."

બાજીરાવ બોલ્યા–"રાણોજી, સૂક્ષ્મ પ્રેમનો તમે ગમે તેવો ન્યાય કીધો, પણ બાહ્ય કીર્તિ કલંકિત થશે."

સિંધિયા અને હોલ્કર તંબુ છોડી બહાર જતા રહ્યા. પછી મસ્તાની બોલી–"હાશ, હવે નિરાંત વળી," એમ કહી મૃદુ મૃદુ હસ્તી હસ્તી પેશ્વા સામું જોઇ રહી.

ઇ૦ સ૦ ૧૭૨૮ ની સાલમાં મસ્તાનીનો સંબંધ બાજીરાવ સાથે જોડાયો. મસ્તાની સ્વરૂપની અધિદેવી હતી. તેમ અક્કલવાન્ મર્યાદશીળ અને પતિપરાયણ હતી. ગમતો સ્વામી મેળવી, સ્વામીના મનની આધદેવ બની. તેમ સ્વામીની ધર્મપત્ની કાશીબાઇને આધીન રહી, તેના સર્વ કાર્યમાં સહાનુભૂતિ પૂરતી હતી. કાશીબાઇનો પૂર્ણપ્રેમ જિતી લઇ, મસ્તાની સ્વામીની પ્રિયાંગના તરીકે શનિવાર વાડામાં રહેતી હતી. મસ્તાનીના પેટથી બાજીરાવને એક શમશેર બહાદુર નામનો પુત્ર થયો હતો, જેણે ઇ૦ સ૦ ૧૭૬૧ ના પાણીપતના મહારણ સંગ્રામમાં વીરત્વ બતાવી, પ્રાણ વિસર્જન કર્યો હતો.

ગોદાવરીના તટ પ્રદેશ ઉપરથી બાજીરાવને ગુજરાતમાં જવાની બહુ ઉતાવળ હતી. ચિમાણાજી આપા સર બુલંદખાન સાથે ઘોરસંગ્રામ કરી રહ્યો હતો; તેને મદદ આપવાની જરૂર હતી, તેથી તે ત્યાંથી ગુજરાતમાં ગયો.

ઇ૦ સ૦ ૧૭૨૯ ને સુમારે બાજીરાવથી કાશીબાઇને ત્રીજો પુત્ર નામે જનાર્દનપંત અવતર્યો હતો.

ગુજરાતમાં યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થયો હતો. તેની ચણુગારીઓ ાં ક્યાં ઉડી રહી હતી, તે હવે અવલોકીએ.

---

## પ્રકરણ ૧૮ મું

---

### ગુજરાતમાં યુધ્ધાગ્નિ.

અમર લોકના આનંદ ભુવનની ઉપમા પામેલું ગુજરાત આજે રમણીય ન હોતું. ન્હાના ગામડાંઓમાંથી કે વિશાળ નગરોમાંથી પણ આનંદ કલ્લોલના ગીતધ્વનિ કર્ણદ્વારપર પડતા ન હોતા. અરણ્યોમાં, પર્વતોમાં, નદીતીરે કે સમુદ્ર કિનારે પણ સંહારનો અગ્નિ ભભક મારતો હતો. નિર્ભયતાએ સદાને માટે પોટલાં બાંધ્યાં હતાં. મનુષ્યસૃષ્ટિમાં જેટલા દુઃખના ભણકારા વાગે, એટલા બધા એકે સામટા રાજ્યસત્તાને નામે દોર ચલાવતા રાક્ષસોથી પ્રજાને ખમવા પડતા હતા. રાજ્યદ્વારીઓને નામે ઓળખાતા નર પિશાચો, આ સમયે રાજ્યસત્તાનો એ જ પયોગ સમજતા હતા કે, અહંકારવૃત્તિને તૃપ્ત કરવાને સ્વેચ્છાનુસારે મે તેમ વર્તી રાજસી અને તામસીવૃત્તિને ઉત્તેજિત કરી તેના પ્રવામાં તણાવું, તેજ રાજ્ય. પરંતુ રાજ્ય એટલે રાજ્યત્વ અથવા રાજગુણોનો સમુદાય એવી તેમની બુદ્ધિ ન હોતી. રાજ્યત્વથી રાજા સામાન્ય મનુષ્યો કરતાં શ્રેષ્ઠ છે. પણ તે શ્રેષ્ઠ ગુણોથી પ્રજામાં સુખશાંતિનો પ્રસારો ન કરી શકે તો તે ખરેખરો નરપિશાચ છે. આ સમયે ગુજરાતમાં જૂદી જૂદી સત્તાઓ રાજ્યભાર વહેતી હતી. ન્યાય બુદ્ધિ અંધકારને પામી હતી. તે સાથે કાયરતાએ અધમતા આણી હતી, કાયરપણું અને સ્વાર્થ પરાયણતા આ બે અધમગુણો રાજા, પ્રજા, મહાજન કે, પછી ચક્રવર્તિને પણ કર્તવ્યમાંથી નષ્ટ કરે એવા છે. જે પોતાનાં કર્તવ્યમાંથી ભ્રષ્ટ થાય છે તેનું સર્વ ભ્રષ્ટ થાય છે. કર્તવ્યમાંથી ભ્રષ્ટ થનાર પછી મહાપુરુષ હોય, રાજા હોય, ગ્રહસ્થ હોય; કે, સૈનિક હોય જે હોય તે હોય પણ તે જનમંડળનો દ્રોહી છે. તે આ લોકમાં અને પરલોકમાં પોતાનું સર્વસ્વ

ખૂવે છે. કર્તવ્ય ઉલ્લંઘન કરતા રાજાઓએ કે રાજ્યદ્વારીઓએ બહુ સાવચેત રહેવાની જરૂર છે. રાજા કે સત્તાધારી એ પ્રજામંડળનો વૈદ્ય છે. તેમને પ્રજાનાં રોગરૂપી દુ:ખોને ટાળવા સાવચેત રહેવાની જરૂર છે. જે રાજા કે સત્તાધારી બેદરકારીથી પ્રજાના દુ:ખની બેદરકારી કરે છે, તેને તેનાં અનિષ્ટ ફળ ચાખવાં પડે છે. રાજા અને સત્તાધારીઓને લોકો વહેવાર દૃષ્ટિએ પ્રજાના અધિપતિ દેખે છે; પરંતુ સૂક્ષ્મદ્રષ્ટિએ જોતાં તેઓ પ્રજાના સેવક છે. અને પ્રજા જે ઉચ્ચપદ અને માન આપે છે તે તેના ઉચ્ચગુણોને અખંડિત સાચવી રાખવાના બદલા માટે છે. જ્યારે રાજા પોતાના ઉચ્ચગુણોથી પતિત થાય છે, ત્યારે તેની સત્તા પણ પતન થવા માંડે છે. આવા જ કારણથી સમય પરત્વે જૂદી જૂદી રાજ્યસત્તાઓને પ્રભુતાનો પ્રસાદ પ્રભુ આપે છે, ઉંચે ચઢાવે છે, અને પતન કરે છે અને એમ ક્રમ પ્રમાણે કર્યા જ કરશે, એ નિ:સંશય છે. પછી બાહુબળથી રાજ્ય મેળવો, કે બુદ્ધિબળથી મેળવો, તે સર્વને માટે પ્રધાન ગુણ નષ્ટ થતો નથી.

જગતમાં કોઇ ચિરકાલ રહેતો નથી. સર્વ અનિત્ય અને ક્ષણભંગુર છે. જે ગુજરાત રજપૂત રાજાઓથી શાંતિ, સુલેહ અને ન્યાયમાં પોષાતી હતી; તે આજે ભિન્નભિન્ન પ્રકારના સત્તા પ્રહારથી છુંદાઇ ગઇ હતી. ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણઘેલાની સત્તાના પતન થવા પછી, ગુજરાત પણ ઘેલી થઇ હતી. કોઇનું દુ:ખ કોઇ કર્ણદ્વારે ધરતું નહોતું, તો હૃદયે તો ધરે જ કોણ? આ સમયે ગુજરાતની ભૂમિ ઉપર દિલ્લીના પાદશાહ અને દક્ષિણના મરેઠિ રાજ્યકર્તાઓના ઘોડાઓ લત્તાપ્રહાર કરી રહ્યા હતા. તેમાં પણ બે ફાટ હતી. બુદ્ધિ કુશળ નિઝામે કપટતંત્રનો ખેલ વિસ્તાર્યો હતો. અને ગોદાવરીના તટપ્રદેશ ઉપર પડેલા બાજીરાવનો સત્કાર કીધા પછી, પણ તેના નાશનો ઉપાય તે શોધતો હતો. તેણે કપટતંત્રથી ત્ર્યંબકજી દાભાડે સેનાપતિને પોતાને સ્વાધીન કર્યો ને બાજીરાવ અને તેના વચ્ચે વિગ્રહ ઉત્પન્ન કરાવ્યો. જેનું ઘર ફૂટે તેનું સર્વસ્વ જાય, તે પરવશ થાય, અને તેની આત્મોન્નતિનાં સર્વ સાધનો નષ્ટ થાય. મરેઠાઓની ઉન્નતિક્રમમાં આગ લગાડનારા મરાઠા જ હતા અને તેમ ન થયું હોત તો, તેમની મહત્તાએ શું સંપાદન કર્યું હોત તે કલ્પાતું નથી.

જે લોકો ઉન્નતિ કરવાનો પોકાર કરી રહ્યા છે, તેમને પ્રથમ શિક્ષણ લેવાની આવશ્યકતા છે કે, ઉન્નતિ ક્રમમાં જવા સારુ ઉચ્ચગુણોને સંપાદન કરવાની જરૂર છે અને તેને કર્તવ્યમાં બતાવવાની આવશ્યકતા છે. વાણી અને લેખ કંઇ કાર્ય કરતાં નથી. તે તો મગજને માર્ગ સૂઝાડે છે; પરંતુ આચરણથી કરી બતાવેલાં કર્તવ્યો જ ઉન્નતિના માર્ગમાં ગતિ

કરે છે. રાંડી રાંડોની પઠીમ દુઃખના રડણાં રડવાથી દુઃખ જતાં નથી. કર્તવ્ય ચૂકવાથી દુઃખ આવે છે માટે કર્તવ્યનો નિશ્ચય કરી, તેને પ્રકૃતિમાં જડીભૂત કરવાથી ગૌરવાન્વિત થવાય છે. અને સર્વ માર્ગને સુલભ કરવાને ન્યાય આપે છે. સેનાપતિ દાભાડે આ સમયે નિજામના ભંભેરવાથી તથા કંઇ ઇર્ષાના અંકુરથી બાજીરાવને પત કરતો ન હોતો અને સર બુલંદખાને બાજીરાવને ગુજરાતની ચોથાઇની સનંદ કરી આપી ત્યારથી વધારે વિષ રેડાયું હતું.

ગુજરાતની સ્થિતિ આ સમયે બહુ જ ભયાનક હતી. મરેઠાઓના ઉપદ્રવથી, ગુજરાતમાં બહારવટુ લઇ બેઠેલા લૂંટારાઓથી, તેમ તેમની સાથે જોડાતા ન્હાના મોટા મુસલમાન અમલદારોથી લુટફાટતો રોજની રોજ થતી. સુબેદાર સર બુલંદખાનથી તેનો યોગ્ય બંદોબસ્ત થઇ શકતો નહોતો. તેને વિશેષ લશ્કરી બળની જરૂર હતી અને તેટલા સારુ તે દિલ્હીના પાદશાહને રોજ વિનતિ કર્યા કરતો, પણ ત્યાંથી મદદ મળતી નહી. જેનાં સ્વામીમાં પુરુષાર્થ નહિ, તેની પ્રજા પારકાથી પીડાય, એ ન્યાયે ગુજરાતની સ્થિતી હતી.

ગુજરાતમાં આવેલા મરેઠા સરદાર ત્રિંબકરાવ દાભાડે સેનાપતિ, પિલાજીરાવ ગાયેકવાડ, કંઠાજીરાવ કદમ બાંડે વિગેરેને ચોથાઇ આપી, શાંતિ ફેલાવવા, સર બુલંદખાને પ્રયત્ન કીધો, પણ તેમાં તે જોઇએ તેટલી ફત્તેહ પામ્યો નહિ. તેમ તે લોકો પણ સર બુલંદખાનથી સંતોષ પામેલા જણાયા નહિ. અને રાજ્ય દિવસે દિવસે વધારે કફોડી હાલતમાં આવતું ગયું. એટલામાં ચીમણાજી અપ્પા મહાસૈન્ય લઇ, બાજીરાવની આજ્ઞાનુસારે ગુજરાત ઉપર ચઢી આવ્યો. પેટલાદમાંથી ખંડણી લઇ, ધોલકા પ્રગણાને લૂંટી હાલ હવાલ કર્યું. આથી સર બુલંદખાને તેની સાથે તહ કરવાને સંધિ ચલાવી. એ અરસામાં શ્રીમંત બાજીરાવ તરફથી ચીમણાજી અપ્પા ઉપર પત્ર આવ્યો કે, "સર બુલંદખાન આખા ગુજરાતની ચોથાઇ તથા સરદેશમુખી આપવા કબુલ કરે તો, દેશની સુવ્યવસ્થા રાખવા સૈન્ય મુકવા સંધિ કરજો." ચીમણાજી અપ્પાને માથે જે નવી જોખમદારી આવી હતી, તેનો ભાર ઉપલા પત્રથી ઓછો થયો હતો. ચીમણાજી અપ્પા મરેઠી સત્તાનું બળ હાલ કેટલું છે, તથા માંહોમાંહે કેટલી ફૂટફાટ તે છે, સારી પેઠે જાણતો હતો. ને તેથી બહાર જે મરેઠાઓની ખાલી મહત્વતા અંકાતી હતી, તેથી તે ભુલાવામાં રહે એવો નહોતો. તેમ મુસલમાનોની સંપૂર્ણ નબલાઇ હતી, તેની પણ એણે તુલના તોલી નાંખી હતી. અને દમ દમામમાં જે લાભ મેળવી લેવાય તે મેળવવાને ન ચૂકવું. એ સૂત્રથી

એ કંઇ અંધારામાં રહ્યો ન હોતો. શ્રીમંત બાજીરાવના વિચારો પૂર્વાપાયના હતા. ધીમે ધીમે સત્તાને પ્રવેશ કરી જમાવવી કે, ભવિષ્યમાં મહાલાભ થાય, એ બધાનું સમતોલન કરી, સામરાવ વકીલને સંધિ કરવા મોકલ્યો. આ સંધિ ઇ૦ સ૦ ૧૭૨૯ના સાલમાં થઇ. માટે ઇ૦ સ૦ ૧૭૨૯ની સંધિ કહેવામાં આવે છે. સંધિનો સાર એ હતો કે,—" સુરત બાદ કરતાં સર્વ પ્રાંતોમાંથી જે કંઇ વસુલાત આવે, તેમાંથી ચોથાઇ તથા સરદેશમુખીનો હક પેશ્વાને આપવો અને તે બાબતની સનંદ આપવી. તથા અમદાવાદ શહેરના બંદોબસ્તના બદલામાં રોકડ રકમ આપવી ને તેના બદલામાં ૨૫૦૦ સ્વારો બાજીરાવે રાખવા અને મુલકની વ્યવસ્થા સંભાળવી.

આ તહના વર્તમાન ત્રીંબકજી દાભાડે સેનાપતિ વિગેરે મરેઠા સરદારોના કર્ણદ્વારપર પડતાં જ તેમના મનમાં ઇર્ષાગ્નિ પ્રજ્વલિત થયો અને તેમાં નિઝામની ઉશ્કેરણીથી વૃદ્ધિ થઇ, એટલું જ નહીં પરંતુ પ્રપંચજાળનો મહાવિસ્તાર થયો અને તેમાં ખરી ખોટી ઘણી વાતો મેળવવાથી મરેઠી સરદારો પણ તેમાં ભળ્યા. સેનાપતિએ આ સમયે પાંત્રીશ હજાર સૈન્ય ભેગુ કીધું હતું. અને નિઝામે તેને મદદ આપવાની પાકી હીંમત આપી હતી. તેથી તે બહુ જોર ઉપર આવ્યો હતો.

સેનાપતિએ લોક લાગણી ઉશ્કેરવાને તથા મરેઠી સરદારોનું વલણ પોતાના તરફ ખેંચવાને બાજીરાવ ઉપર એવા આરોપો મૂકયા કે,—" બાજીરાવે છત્રપતિ શાહૂ મહારાજાના રાજ્યને પોતાને હસ્તગત કર્યું છે. સ્વામીનાં રાજ્યને હરનારને શાસન કરવાનો સેનાપતિ તરીકે મારો ધર્મ છે. તે ધર્મ અદા કરવાને અને સ્વામીના રાજ્યને બાજીરાવના હાથમાંથી મુક્ત કરવાને તથા સ્વામીની શ્રેષ્ઠતાને સ્થાપવાને યુદ્ધાગ્નિ સળગાવનાર હું છું. માટે જે સ્વદેશભક્ત મરેઠાઓએ મારી સાથે સામેલ થવું હોય તેને દેશ સેવા કરવાને માર્ગ ખુલ્લો કરું છું." આવા આવા સ્વામી ભક્તિના ડોળઘાલું વ્યાખ્યાનોથી ગુજરાતના મરેઠા બાજીરાવ વિરુદ્ધ ઉશ્કેરાઇ ગયા હતા. તેમને સત્યાસત્યની ખબર ન હોતી, તેથી ત્રીંબકજી દાભાડેના મહત્કાર્યને સહાનુભૂતિ પૂરવા તત્પર થઇ તેના પક્ષમાં સમશેર બહાદુર પિલાજીરાવ ગાયકવાડ, તેમના ભાઇ મહાદાજીરાવ ગાયકવાડ, તથા તેના પુત્ર દામાજીરાવ ગાયકવાડ, કંથાજી તથા રઘુજીરાવ કદમ બાંડે, આનંદરાવ પવાર, ઉદાજીરાવ પવાર, માલોજીરાવ પવાર, ચિમાજી દામોદર પંડિત, આબજી દાભાડે, કુરબ બહાદુર વિગેરે સમર્થ સરદારો ભળ્યા.

બાજીરાવ બાતમી મેળવવાનું કામ ઘણુંજ સાવચેતીથી કરતો હતો, તેના બાતમીદારોએ આ વર્તમાન તેના કર્ણદ્વારપર નાંખ્યા ને તે સિંહ જેવો જાગ્રત થયો. વિરોધી રાજ્યપ્રકરણો ચાલતાં હોય તેવા સમયમાં બાતમી મેળવવાની વધારે આવશ્યકતા છે. કેમ કે બાતમી મળવાથી ઉન્નત થતા શત્રુને દાબી દેવાને સારી તક હાથ લાગે છે. મૂળથી બીગડેલી હોય, તે સુધરતી નથી. બાજીરાવે આ બધી ગડબડનું મૂળ નિજામને શોધી કહાડયો. જેમ હંસ દુધમાંથી પાણી શોધી કહાડી, જૂદું કહાડે છે તેમ ભલા અને વીર મરેઠામાં વિષ ભેળવનાર નિજામની કપટજાળને તેણે જોઇ લીધી; અને નિજામની કપટ મોરલી પર નાચતા ત્રીંબકજી દાભાડે સેનાપતિના ભેદને પામી ગયો.

રાજ્યક્ષેમની ઇચ્છા રાખનાર પોતાના કર્તવ્યને જ શ્રેષ્ઠ માને છે, જે તેનો ખરો ધર્મ છે. ધર્માચરણથી પોતાનો માર્ગ ખેડનાર સર્વદા વિજયી થાય છે; અને અધર્મનો આશરો લેનાર સર્વદા વિષમય ફળનો ભોકતા થાય છે. અર્થલોભી, સ્વાર્થ પરાયણ મનુષ્યો પોતાના દુરાચારથી અને પાપી કર્મોથી અદૃશ્ય રૂપે પોતાની સત્ય શક્તિને ખૂવે છે. કપટાચારી કોઇ કાળે ચિરકાલી કીર્તિ સંપાદન કરતો નથી.

રણદર્શી વીર જ્યારે પોતાનું સત્ય પરાયણ કર્તવ્ય કર્મ કરવા બહાર પડે છે, ત્યારે તેને ઇશ્વરી શક્તિઓ અદૃશ્ય રૂપે મદદ કરે છે. તેમ બાજીરાવના મનમાં એ જ વાત લાગી રહી હતી. તેણે જ્યારે સેનાપતિ તરફથી ખોટો આરોપ મેલાયલો સાંભળ્યો ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે રૌદ્ર ગર્જના કરીને ગર્જી ઉઠયો, અને બોલ્યો, "કપટાચારી ત્રીંબકજી, તારું ધાર્યું થનાર નથી. તું અર્થલોભથી સત્ય કર્તવ્ય ચૂકી, મરેઠી રાજ્યમાં વિગ્રહરૂપી વિષ રેડવા ઉભો થયો છે. પણ બાજીરાવનો જીવાત્મા છે ત્યાં સુધી અર્થલોભીને ફાવવા દેનાર નથી. મરેઠી રાજ્યને અસ્ત વ્યસ્ત કરવા એક ઝેરી પ્રતિનિધિ મથી ચૂકયો. હવે તું સેનાપતિ શું કરે છે તે જોઉં છું. મ્હારો પાયો સત્યતા ઉપર છે. ભલે તુ પાંત્રીશ હજાર સૈન્ય ઉભું કરી, નિજામની મદદની આશાથી મધરુમ થયો છે, અને મારી પાસે અઢાર હજાર સૈન્ય છે. અગર જો ત્હારાથી અડધું પણ પૂરેપૂરું સૈન્ય નથી, તોપણ તું જો જે. વીરપ્રસવિની મહારાષ્ટ્ર ભૂમિએ જે વીરને મહારાષ્ટ્રનું ઉત્કર્ષ કરવાને, જન્મ આપ્યો છે તે ત્હારો અને ત્હારા અનુયાયી વર્ગનો સમૂળ નાશ કરશે, અને સ્વામી દ્રોહનો દોષ નિરૂપણ કરનાર, સ્વામી દ્રોહી કોણ છે તે જગત્ જાણશે.

બાજીરાવે ત્વરાથી સૈન્યની તૈયારી કરવા માંડી. જૂના અને કશાયલા રણદર્શી શિલેદારોએ તથા માનકરીઓ ખાસ પાયગામાંથી

આવી, બાજીરાવના સૈન્યમાં સૈન્યની ટુકડીઓના અધિપતિ તરીકે અધિકાર સ્વીકારી દાખલ થયા. બાજીરાવની તૈયારી સાંભળી, દાભાડે પણ પૂર ઉત્સાહમાં આવી જઈ તૈયારી કરવા લાગ્યો; અને નિઝામને પણ સંપૂર્ણ ચટપટી લાગવા માંડી. યુદ્ધદર્શી વીરો નવીન નવીન ઉત્પાત યોજવા લાગ્યા. બાજીરાવ સિંહગર્જના કરતો કરતો નર્મદા નદી ઓળંગી ગુજરાતમાં દાખલ થયો. બાજીરાવે જનાપવાદમાંથી મુક્ત થવાને સેનાપતિ દાભાડે પાસે સંધિનું કહેણ કહાવ્યું. એનો પ્રતિઉત્તર આવતાં પેહેલાં તો પિલાજીરાવ ગાયકવાડના જ્યેષ્ઠપુત્ર દામાજીરાવ ગાયકવાડે એકાએક ધસારો કરી, વીરશ્રીથી પેશ્વાના આવજી કાવરે નામના બીનીવાલા સરદારને મહાત કીધો. આ વર્તમાનથી બાજીરાવ વીરશ્રીથી ઉત્તેજિત થયો. અમાનુષિક ચંચળતાને ધારણ કરી, દાભાડેનું પારિપત્ય કરવાના ઉદ્યોગે લાગ્યો. દમપર દમ કુચ કરતો કરતો ડભોઇ પાસે આવી લાગ્યો. બાજીરાવ ડભોઇ પાસે આવ્યો તે પેહેલાં તો વીર ત્રીંબકજી દાભાડે સૈન્ય સહિત ત્યાં આવી પડયો હતો.

લાલ ઉષાની છટા નભમંડળમાં પસરવા માંડી હતી અને પ્રાતઃકાબાળ સૂર્ય હજી વિશાળ અરણ્યો ઉપર પસરી પણ રહ્યો હતો. તે પૂર્વે તા૦ ૧ અપ્રેલ ઇ૦ સ૦ ૧૭૩૧ ને રોજ બન્નો યો મોરચા બાંધી ઉભાં રહ્યાં. ત્રીંબકજી દાભાડેનું સૈન્ય વિદ્યુત જેવી ત્વરાથી તૈયાર થયેલું, વીરશ્રીથી સૂર્યનાં કિરણ જેવી તેજસ્વી તલવારોને ચળકાવતું, બરછીનાં ફળોને ઝળકાવતું, ધનુષ્યોના ટંકાર કરતું, ગોફણોના પ્રહાર કરતું, મદોન્મત્ત હાથીઓને ડોલાવતું, અશ્વોને કુદાવતું, ગર્જના કરતું, ભભક મારતું ગોઠવાઇ ગયું હતું. તેન. મધ્યમાં હાથી ઉપર બેઠેલો ત્રીંબકજી દાભાડે જ્યોતિઃપૂર્ણ ચક્ષુથી ચોગરદમ નિહાળતો જુસ્સામાં બોલ્યો—"આર્ય કુલોત્પન્ન વીરો, આજે આપણે આપણું કતવ્ય કરવા આવ્યા છીએ, તમારા જેવા ક્ષાત્ર ધર્મધીર વીરોને ધન્ય છે, કે તમારા સ્વામીના હિત માટે તમે દેહ અર્પણ કરવા તત્પર થયા છો. જે વીર પોતાના દેશના, પોતાના ધર્મના તથા પોતાના સ્વામીનાં રક્ષણ સારુ શસ્ત્ર પકડતો નથી તે નરાધમ છે. બ્રાહ્મણરૂપે નરપિશાચ બાજીરાવ સ્વામીદ્રોહી નિવડયો છે. અને શાહૂમહારાજાની રાજ્યવિભૂતિને, આત્મલોભથી લોભાઇ સ્વહસ્ત કરવા કર્મ આદરેલાં છે. તે આત્મલોભથી લોભાયલો છે, સ્વસ્વાર્થથી ખરડાયલો છે; વીરધર્મથી વિચલિત થયેલો છે. એ નરપિશાચને સંહારી મહાકીર્તિ સંપાદન કરો. મારો કાંઇ આમાં સ્વાર્થ નથી. કેવળ બ્રહ્મ રાક્ષસ જેવો બાજીરાવ છત્રપતિ મહારાજનાં પવિત્ર રાજ્યને પચાવી પાડવા નિકળ્યો છે. ત્યારે

હું આ શાસન આપવા તૈયાર થયો છું. હે વીરો, તમે સારી પેઠે યાદ રાખજો કે, પરશુરામ અવતારરૂપે આ બાજીરાવ, મરેઠા રાજ્ય વૈભવ વિભૂતિને ભ્રષ્ટ કરનાર અને રાજ્ય કુળને નષ્ટ કરનાર ક્રૂર અધર્મી છે. તે નરાધમને તમારા શસ્ત્રના પ્રહારથી નષ્ટ કરી, મરેઠી રાજ્યને ભયમાંથી મુક્ત કરવા વીરશ્રીને ઓપાવો." દાભાડેનું બોલવું પૂર્ણ થતાં જ સિંહ જેવી ગર્જનાથી તથા રણતુર અને શંખોના ધ્વનિથી રણ ભૂમિને વીરોએ ગર્જાવી મૂકી. બીજી બાજૂએ ડડીંગ, ડીંગ, ડડાંગ, ડીંગ થતા દુન્દભીના નાદોથી, અશ્વોના ખુંખારાથી, ધ્વજાઓના ફડફડાટથી, વીર પુરુષોની ગર્જનાથી, શસ્ત્રોના ખડખડાટથી, વીરશ્રીથી ઉત્તેજિત થયેલાં સૈન્યને મોખરે વીરશ્રીથી ઉત્તેજિત થયેલા વીર બાજીરાવ કાર્તિકસ્વામી જેવું વીરરૂપ ધારણ કરી, ઉત્સાહથી આવી ઉભો. બાજીરાવના આવતાં જ રણદર્શી વીર રાણોજી સીંધીઆ તથા મલ્હાવરાવ હોલ્કર વિગેરે સરદારો વીર અદબથી સામું આવી ઉભા. બાજીરાવે સકળ સૈન્ય ઉપર ચાપલ્યતાથી દૃષ્ટિ ફેરવી લીધી અને રાણોજી સિંધીઆએ વીર પદ્ધતિથી નગ્ન તલવાર ચળકાવીને નમન કરતાં સૂચવ્યું કે, "સકળ સૈન્ય બરોબર ગોઠવાઇ ગયું છે." વિરઉલ્લાસથી સમશેર ચળકાવતો બાજીરાવ રુદ્રગર્જના કરતો સકળ સૈન્યને સંબોધી બોલ્યો,–"મહારાષ્ટ્રની ભૂમનાં રત્નો, આર્ય વિભૂતિને તારનાર શાહૂ મહારાજાના અનુયાયીઓ, ક્ષાત્ર ધર્મના રક્ષકો, તમારાં હું શું વખાણ કરું? તમારી કીર્તિ ભૂમંડળમાં પ્રસરી રહેલી છે. અત્યાર સૂધી યવનોને રોળી જયરંગ મેળવી સ્વર્ગલોકને વિસ્મય કર્યો છે. આજે રાજ્યદ્રોહી, સ્વામી ભક્તિનષ્ટ, કુલાંગાર, યવનની કપટ જાળમાં સપડાયલા, ત્રીંબકજી દાભાડેને હતો ન હતો કરી, તમારી કીર્તિને અક્ષય કરો અને પ્રતાપી શિવાજી મહારાજ જે સ્વર્ગલોકમાંથી જુવે છે, તેમને સંતોષ આપો.

નિઝામના કપટ જંત્રમાં સપડાયલો દાભાડે જે આત્મલોભથી લોભાઇ, સ્વાર્થપરાયણતાથી કુળગૌરવ, સ્વધર્મગૌરવ, તથા સ્વદેશ ગૌરવ નષ્ટ કરવા બેઠો છે, તેના પ્રભુ શા હાલ કરે છે તે તમે ક્ષણ માત્રમાં જોશો. હલકું કૃત્ય કરવાથી કોઇપણ દિવસ સારું પરિણામ આવતું નથી. ખોટી ખોટી વાતો કહી ઐક્યતામાં વિઘ્ન નાંખનાર પુરુષો કદાપિ જય પામતા નથી. મરાઠા અને બ્રાહ્મણ એવા ખોટા ફાંટા પાડી, દેશની અને સ્વરાજ્યની દુર્દશા કરવા બેઠેલા સર્વદા નિંદાપાત્ર છે. દેશમાં એવા ભેદાભેદથી મહાહાનિ થાય છે અને તેવી હાનિ અટકાવવા વીર પુરુષોએ સત્યતાની સાંકળથી સંકડાઇ કર્તવ્ય કર્મ કરવું અવશ્ય છે. જે નરાધમો આવા ફાંટા પાડે છે, તે ઉન્નત થતા દેશની

વિભૂતિને ભ્રષ્ટ કરનારા છે. રક્ષણને શાંતિને અને ભવિષ્યના ઉદયને નાશ કરનારા છે. માટે મારી મુંછના વાળ વીરત્વથી ઉન્મત્ત થઇ, શાહુ મહારાજની કીર્તિ ચળકાવવા, નિઝામની હાંસી કરવા, તત્પર થાવ. અને સત્ય પરાયણતા ઉપર નિશાન રાખી જયરંગ કરવા ગર્જના કરો." એમ કહી બાજીરાવે નગ્ન તરવાર ચળકાવી.

સૈન્યે હરહર મહાદેવની વીરગર્જના કરતાં ગગન મંડળને ગર્જતી મૂકતાં બાજીરાવના ઉદ્દેશને અભિનંદન આપ્યું.

પ્રાતઃકાળ થતાં જ બન્ને પક્ષ તરફથી તોપોના તડાકા, સુતરનાળ, જંજીર તથા બંદુકના ભડાકા થવા માંડયા. ધનુષના ટંકાર, ભાલાના ખણુખણાટ અને તલવારોના ચમકારા થઇ રહ્યા. તોપોના ધૂમાડાથી રણભૂમિ ગગન મંડળ સૂધી ભરાઇ ગઇ. બંદુકની ગોળીઓથી અગ્નિનો વરસાદ વર્ષી રહ્યો. બાજીરાવના સૈનિકો બહુ કસાયલા હતા, તેમણે બંદુકનો જબરો મારો ચલાવ્યો. સમરભૂમિ દાવાનળ અગ્નિથી ભભકી રહી. દાભાડેના સૈન્યનો ઘણો ભાગ બીન અનુભવાયલા સિપાઇઓથી ભરેલો હતો. ફટાકટીના મામલામાં તેમનું ધૈર્ય રહ્યું નહીં. રણભૂમિ છોડી પલાયન થવા માંડયા. જેમ જેમ દાભાડેના સૈનિકો નહાસતા ગયા, તેમ તેમ સિંધિયા અને હોલ્કરની સિંહગર્જના વધતી ગઇ. હવે મહાસંગ્રામ મચી રહ્યો. ધૂળની રજકણોથી ગગનમંડળ છવાઇ ગયું. દાભાડેના સૈન્યમાં ટૂટ પડી. જીવ લગોલગ આવતાં જ કુંથાજીરાવ કદમ રણભૂમિમાંથી પલાયન કરી ગયો. આવજીરાવ દાભાડે સૈન્યને ઉત્તેજિત કરતાં આગળ થયો. સુનસુન કરતી બંદુકની ગોળા વાગતાં તે તત્ક્ષણ પતન થયો. આવજીરાવના પડતાં જ સૈન્યને ધીરજ આપતો માલોજીરાવ પવાર આગળ ધસ્યો. મહા ઘોર સંગ્રામ મચી રહ્યો અનેક જખમોથી માલોજીરાવ ઘવાયો અને ઘોડા ઉપરથી પડીને ઠાર થયો.

ત્રાજી પલટણનો સરદાર પીલાજીરાવનો પુત્ર હતો. તેણે વીરત્વથી ગર્જના કરતા આવજી કાવરા સાથે મહા યુદ્ધ કર્યું. રૌદ્ર ક્રોધ દર્શાવતાં તેઓ એક બીજા ઉપર ધસ્યા. વીરત્વનો ઝપાટો ઉછળવા લાગ્યો. ભાલાં અને તરવારોનો મારો ઉછળી રહ્યો. આગળપાછળ કોઇ હઠતા નહોતા. એટલામાં પીલાજીના પુત્રનું મસ્તક ધડથી છૂટું પડયું. મસ્તક પડયા પછી પણ ધંડે સંહાર કરવાનું શરૂ રાખ્યું. પડતાં પડતાં ધડે પણ લોહીની નદી ચલાવી. ઉદાજીરાવ પવાર તથા ચિમાજી દામોદર પંડિતનો હવે વારો આવ્યો હતો. તેમનાં સૈન્યે નહાસવા માંડયું હતું. તેમને ધીરજ આપી, વીરશ્રીથી ઉન્મત્ત કરી ધસારો કર્યો. આમના સામની પાંચ છ ધસારા થયા, ઘોર સંગ્રામ મચી રહ્યો, વીરત્વનું લોહી ઉકળી રહ્યું,

ચિમાજી દામોદર જખરા ઘેરામાં ઘેરાઇ ગયા,
ઉદાજી પવાર અને શુદ્ધ થયેલા બન્ને વીરોને સિંધિયા તથા
જખમોનો પાર રહ્યો નહિ, એ છોડાવવા પીલાજીરાવ ગાયકવાડ તથા
હોલ્કરે કેદ કર્યા, એ બન્ને વીરોને સહજ વારમાં અવર્ણનીય વીરત્વનો
ફેરબ બહાદુરે મહાન્ પ્રયત્ન કીધો, ગગન ભેદાવા લાગ્યું, પીલાજીરાવ
જુસ્સો ઉછળી રહ્યો, યુદ્ધ ગર્જનાથી તેમના રક્ષકોએ મહાન્ વીર ચાતુર્ય-
તથા ફેરબ બહાદુર જખમી થયા. બચાવ કીધો અને સમરક્ષેત્રમાંથી
તાથી તેમનો શત્રુના હાથમાં જતાં અવ્યવસ્થિત થઇ ગયું. જીવન મર્યાદાના
તેને લઇ ગયા. દાભાડેનું સૈન્ય ત્રીંબકજી દાભાડેએ તેમને નહાસતાં અટ-
રક્ષણ સારૂ નહાસવા માંડયું. પરંતુ તેના પિતા ખંડેરાવ દાભાડેના વખતના
કાવવા મહાયત્ન કીધો. તે શિવાયના સર્વે નહાસી છૂટયા. ક્ષણ વારમાં તો
જે નિપુણ વીર હતા, ગોઠવણ કરી દીધી. સિંહ જેવી વિક્રાળ
દાભાડેએ પોતાનાં સૈન્યની બેઠો બેઠો હુકમ કરવા લાગ્યો. એના
ચઢાવેલી ભૃકુટીથી હાથી ઉપર ક્ષણભર બાજીરાવનાં સૈન્યને સ્થં-
ફશાયલા વીરોએ રૌદ્ર ગર્જના કરી, મહાગર્જના કરતાં કાર્તિક સ્વામી જેવી
ભાવ્યું અને વ્યગ્ર કર્યું. બાજીરાવે દાભાડેના ઘણા માણસો માર્યા ગયા.
વીરતા બતાવવા ધસારો કર્યો. વરસવા માંડયો અને દાભાડેનો હાથી નહા-
ગોળીઓથી અગ્નિનો વરસાદ પગમાં સાંકળો તથા આંકડા નખાવી સ્થિર
સવા લાગ્યો. દાભાડેએ હાથીના વીરશ્રી ચઢાવવા લાગ્યો. તલવારનો મારો
કર્યાં અને વીરગર્જનાથી સૈન્યને બાજીરાવ વાઘની પઠીમ ગર્જવા
ચાલુ રહ્યો. બંદુકોની ગોળી છૂટવા માંડી. થઇ ઉશ્કેરાઇ ગયો અને પ્રલ-
લાગ્યો. બાજીરાવ વીરશ્રીથી મદોન્મત્ત ચલાવતું બાજીરાવનું સૈન્ય
યનો અગ્નિ સળગી ઉઠયો. બંદુકોનો મારો રૌદ્ર ગર્જના કરતો તેની
દાભાડે ઉપર ધસવા લાગ્યું. બાજીરાવ પણ દાભાડેની દૃષ્ટિએ પડયો. દાભા-
સાથે આગળ વધવા લાગ્યો. બાજીરાવ તેને પોતાનો પરાજય દૃષ્ટિએ
ડેના હૃદયમા વિષજ્વાળા પ્રગટ થઇ શત્રુને નાશ કરી સંતોષ માનવાની તક
દેખાવા લાગ્યો. પણ તે પહેલાં વિષ પાએલું બાણ ધનુષમાં ચઢાવી
સાંધવા લાગ્યો. એક અર્ધચંદ્ર સાંધી, દાભાડે હાથી ઉપર સ્થિર થયો.
તેના ટપ્પામાં આવે એવું લક્ષ તે તરફ ગઇ. બાણની ચાંપ છૂટતાં જ
ચપળ બાજીરાવની દૃષ્ટિ હતી. બાજીરાવે નિમિષ માત્રમાં બંદુક
પ્રાણની પરિસીમા આવી રહી ગોળી છોડી; સુનસુન કરતી ગોળી
તાકી, તેના બાણના છૂટતા પહેલાં બહાર નિકળી ગઇ. સેનાપતિએ તત્કાળ
દાભાડેનાં હૃદયસ્થાનને ભેદીને લેતાં પ્રાણ વિસર્જન કીધો. સેનાપતિના
ખવાસના ખભાનો આશ્રય લેતાં પામી પલાયન કરી ગયું. પલાયન થતાં
મરણથી તેનું સૈન્ય વિકળતાને

સૈન્ય ઉપર પ્રહાર કરવાની બાજીરાવે મનાઇ કરી. વીર ગર્જના કરતા કરતા સિંધીઆ તથા હોલ્કર સ્વામીને અભિવંદન દેતા આવીને ઉભા. વિજયાનંદને અનુભવતો બાજીરાવ, હોલ્કર તથા સિંધીઆના ખભા ઉપર હાથ નાંખી મુકામ ઉપર ગયો. સૈનિકોને અભિવંદન આપી, તેમને તેમના શ્રમનો બદલો આપવાનું અભય વચન આપી તંબુમાં ગયો.

તંબુમાં જઇને દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. મુકતાં મુકતાં બોલ્યો,—"મહા "રાષ્ટ્રે એક મહાવીરને ખોયો છે. સેનાપતિ સમર્થ વીર હતો. નિજામના "કપટ તંત્રમાં સપડાયો ન હોત તો જગતમાં એની જોડ નહોતી."

શાહૂ મહારાજને પત્રમાં યુદ્ધનું વર્તમાન લખતાં બાજીરાવે એ જ લખ્યું હતું કે વિજય મળ્યો છે, પણ મ્હારું ખોયું છે. તેની નામના ખોવા બાજીરાવ રાજી નથી. બાજીરાવે શાહૂ મહારાજની આજ્ઞા મંગાવી, દાભાડેની ગાદી તેના વંશમાં ચલાવવા મ્હોટું મન વાપર્યું. હવે એ મહા પુરુષનું મહાન્ કૃત્ય નિહાળીએ.



## પ્રકરણ ૧૯ મું.



### બાજીરાવની મહત્તા.

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥

મહાપુરુષોની મહત્તા તેનાં સદ્કૃત્યોથી અંકાય છે. મનુષ્ય જાતના કસ આંકવાની કસોટી, એ તેમનાં કૃત્યો છે. સંસારની કસોટીની તુલામાં તોળાવું એ દુર્ઘટ છે. અનંતકાળ સૂધી વર્તમાન અને ભવિષ્યનું જન-મંડળ પણ ભૂતકાળ ઉપર ન્યાય આપે છે. માટે સદ્વર્તનશાળી પુરુષોએ ભવિષ્યના કલંકનો પણ વિચાર કરી સાવચેત રહેવું જરૂરનું છે. આત્મલોભથી લોભાઇ જે કોઇ તાત્કાલિક લાભ લેવા અલ્પદર્શી થઇ અધમકૃત્યો કરે છે અને પારકું રાજ્ય કે જાગીર કે દ્રવ્ય પચાવી પાડવા ઇચ્છા કરે છે, તેણે સર્વદા વિચાર કરવો કે, આ ક્ષણિક સંસારમાં ક્ષણ પછી શું થનાર છે, તેની કુંચી કોઇ જાણતું નથી. માટે સદ્ભાવથી સદ્વર્તનશીળ થઇ, કોઇને અન્યાય આપવો ઉચિત નથી. પારકું હરી, જે અધમ ઉચ્ચ સ્થિતિએ પહોંચવા ઇચ્છા કરે છે, તેનું ફળ મોડું કે વહેલું હાનિકારક પ્રાપ્ત થયા શિવાય રહેતું નથી. ઇતિહાસ તેની સંપૂર્ણ સાખ પૂરે છે. પછી હતભાગ્યના યોગથી કે અધમ

સંગતિનાં પરિણામથી, પાપની પૂર્ણતા કરવા મિથ્યા પ્રપંચ ઘડતા હોય તો તેને ઘડવા દો. પણ વાંચક મોડો કે વહેલો અધમ કૃત્ય કરનારને અધમતામાં પડેલો તું જોશે. એ જગન્નિયંતાનો પ્રણીત લેખ કદાપિ મિથ્યા થનાર નથી. ઉપકારનો બદલો સત્પુરુષો ઉપકારથી વાળે છે, એટલું જ નહીં, પરંતુ ઉચ્ચ પુરુષો તો અપકારનો બદલો પણ ઉપકારથી વાળવા સદા તત્પર હોય છે. બાજીરાવ દયાધર્મનો રક્ષક હતો. રાજ્ય રીતિનો જાણકાર હતો. સેનાપતિ ત્રીંબકજી દાભાડે અષ્ટ પ્રધાનમાંનો એક હતો. એ વિચાર એના મનમાં રમી રહ્યો હતો. શત્રુ થયો હતો, પરંતુ પોતાના મંડળનો એક હતો. અને જે મંડળ ઉન્નતિ ક્રમમાં યત્નશીળ થયું હતું તેનાં અંગને નાશ કરવો, એ ઉન્નતિક્રમને અટકાવ્યા બરોબર છે. જાગીરો આપવામાં જેમ ઉમદા હેતુ સમાયલા છે, તેમ જ તે જાગીરોને નભાવવામાં પણ ઉમદા હેતુ સમાયલા છે. જાગીરદારો, વતનદારો કે વંશપરાના હિતેચ્છુઓનું નિકંદન કહાડવા મથવું, એ પોતાનું નિકંદન કહાડવા બરોબર છે. દેશનું રક્ષણ કરવામાં જાગીરદારો એ રીતે ઉપયોગી છે. પ્રજા અને રાજા વચ્ચેનાં મધ્યસ્થ છે, અને ચક્રવર્તિ રાજાને રાજા વચ્ચે હક રક્ષક ભીતિ છે. કોઇ પણ મોર પીંછા વિના રળિયામણો દેખાતો નથી. પછી તેની ઉત્તમ વ્યવસ્થા કરવી એ જૂદું છે. બાજીરાવના મનમાં એ વાત ઠસી હતી કે, દાભાડેની જાગીર ખુંચવી લેવાથી મહા હાનિ છે. કેમકે ઉચ્ચ કુટુંબને અધમતામાં આવી જતું દેખી જનમંડળને દયા આવે છે; અને તેથી બેદીલી ઉત્પન્ન થાય છે. પ્રજાની બેદીલી અનિષ્ટતાનું કારણ છે. તેમ એક ફેરી ઉચ્ચ સ્થિતિમાં જે કુટુંબ આવ્યું હોય છે, તેવું બીજું આવતાં વાર લાગે છે. અને રાજ્યને જે આશ્રયભૂત થવું તે જેઓ આદિ કાળથી ઘડાયલા હોય છે. તેમ નવાઓથી થતું નથી. હા, કેટલીક ફેરી ઉલટું દેખાય છે. પરંતુ દેશ કાળની નવી પદ્ધતિ પ્રમાણે જુનાને કેળવવાથી ઉત્તમ રંગ જામે. એ તો નિઃસંશય છે. જેના વંશજોએ લોહીની નીકોમાં કામ કર્યું છે, દેહાંતની પરીસીમા અનુભવી કાર્ય કર્યું છે, તેના વંશને ભૂલી જવો એ ઉત્તમ કર્તવ્યતા કહેવાય નહીં. પૂર્વના રાજ્ય કારોબારીઓએ જે રાજ્ય તમને સુસ્તકીન કરવા બાંધણી બાંધી છે, તેને તોડવામાં અલ્પદર્શી થતાં પહેલાં દીર્ઘ વિચાર કરવો જરૂરનો છે. બાજીરાવ ઉદારચિત્ત હતો. ત્રીંબકરાવનો પુત્ર યશવંતરાવ દાભાડે સગીર ઉમરનો હતો. તેના ઉપર પ્રેમ વાત્સલ્ય આણી, શાહુ મહારાજાની આજ્ઞા મંગાવી, આદર પૂર્વક સેનાપતિનાં વસ્ત્ર આપ્યાં. અને તેમના રાજ્યની લગામ તેમની માતુશ્રી ઉમાબાઇ સાહેબ તથા તેમના સરદાર પીલાજીરાવ ગાયકવાડ

ડને સોંપી. પીલાજીરાવ ગાયકવાડને "સમશેર બહાદુર" નો કિતાબ પ્રથમથી આપેલો હતો. તેમને "સેના ખાસ ખેલ" નો નવો ઇલકબ આપ્યો. ગુજરાતની રાજ્યવ્યવસ્થા આવી રીતે પીલાજીના હાથમાં આવી. વડોદરું તથા ડભોઇ પીલાજી પાસે હતું; તે હસ્તગત કરવા બાજીરાવની વૃત્તિ થઇ. પણ પાછળથી શાહૂ મહારાજાની અનુમતિથી આગસ્ટ માસમાં એવો કરાર થયો કે, વડોદરું તથા ડભોઇ *પિલાજીરાવ પાસે રહેવા દેવું. સેનાપતિ અને બાજીરાવ વચ્ચે કલહ ન થાય તેને માટે એવો તહ કરવામાં આવ્યો કે, ગુજરાતમાં સેનાપતિનો સંપૂર્ણ અધિકાર ચાલે અને માળવા પ્રાંતમાં સેનાપતિએ બાજીરાવની સત્તામાં હાથ ઘાલવો નહિ. માળવા ઉપર બાજીરાવની પૂર્ણ મુખત્યારી છે. ગુજરાતમાંથી જે કંઇ વસુલ આવે તેનો અરધો અવેજ બાજીરાવની મારફતે સેનાપતિએ શાહૂ મહારાજના કોશમાં મોકલવો. અને બાજીરાવને સરબુલંદખાને જે જે પ્રાંતોની સનંદો આપી હતી, તે શિવાયના બીજા પ્રાંતોની જે કંઇ વીશેષ ઉપજ આવે તે થયેલો ખરચ બાદ જતાં, સરકારના ખજાનામાં જમા કરાવવી.

આ પ્રમાણે કરાર કર્યા પછી, બાજીરાવ ગુજરાતમાંથી જવા નીકળ્યો. બાજીરાવે જતાં જતાં સુરતની ખબર લીધી. સુરતના નવાબને નમિત કર્યો. અને તેણે બાજીરાવને અઠ્ઠાવીશ મહાલ આપ્યા. જે સુરત અઠ્ઠાવીશી તરીકે ઓળખાતા હતા. આ સમયે અમદાવાદમાં એક સુબાને મુકયો. અને તેના દ્વારા કાઠીયાવાડમાં છેક દ્વારકાં સૂધી અમલ બેસાડયો. બાજીરાવે આ પ્રસંગે એક મહાન્ મહત્તા ભરેલું કાર્ય કર્યું. તે સાંપ્રત કાળની પ્રજાના સ્મરણમાંથી વિસરાવી દેવાય એવું નથી. પુનામાં "તળેગામ" ની જાગીર દાભાડેને મળતી હતી. દાભાડે તે ગામની આવદાની શ્રાવણ માસમાં બ્રહ્મભોજન કરાવી દક્ષણા આપવામાં ધર્માદા કરતો હતો. તે સંપ્રદાયને બાજીરાવે સારા રૂપમાં યોજ્યો. યવન રાજ્યના પરિબળને લીધે આ સમયે વેદવિદ્યા નષ્ટ થવા લાગી હતી; તેને ઉન્નતિ આપવાની આવશ્યકતા હતી. તેની ઉન્નતિ સારૂ એવી યોજના રચી કે, પ્રત્યેક વર્ષે શ્રાવણ માસમાં વેદ, તથા શાસ્ત્રોની પરીક્ષા લઇ, તેમાં પાસ થાય તેને યોગ્ય દક્ષિણા આપવી. આ દક્ષિણમાં સાઠથી સિત્તેર હજાર રૂપિયા સૂધી ખેરાત વપરાતું હતું. પેશ્વાઇના અંત સૂધી તેનો બરોબર અમલ થયો હતો. અને તે ધર્માદાનો ક્રમ ઇ. સ. ૧૮૬૧ સૂધી અંગ્રેજ સરકારે પણ બરોબર ચલાવ્યો હતો. જે લોકોની દક્ષણિા બંધાઇ હતી,

* જુઓ પરિશિષ્ટ ક.

તે પાછળથી હયાત કરી નાંખી. અને તેમાંથી જે ફાજલ પડયું તથા પડે તેને માટે સરકારે "દક્ષિણા પ્રાઇઝ કમીટી" ઠેરવી, તેના હાથમાં ફંડની વ્યવસ્થા સોંપી. મરેઠી ભાષામાં નવીન ગ્રંથ રચનારને તેમાંથી ઉત્તેજન અપાય છે. બાજીરાવના ઉદ્દેશને જોકે ફેરવેલો છે અને તેમ કરવાને નીતિના કાનુનથી યોગ્ય અધિકાર હોય એમ ભવિષ્યની પ્રજા ધારશે કે કેમ? એ કહેવું અશકય છે. પરંતુ ગમે તે પ્રજાના ધર્મના ઉત્તેજન માટે કોઇએ લક્ષ્મી રાજ્યકોષને આપી હોય તો તેનો ઇતર ઉપયોગ કરવો યોગ્ય નથી. જ્યારે વેદવિદ્યા અધોગતિને પામશે, અને ઉત્તેજન વિના તે નાશ પામવાની સ્થિતિમાં આવી છે એવું જ્યારે ભારતની પ્રજાને લાગશે, ત્યારે આ કૃત્ય કેવું થયું છે, તેની ઘટતી તુલના થશે.

ગુજરાતની સુવ્યવસ્થા કરી, ઇ. સ. ૧૭૩૧ ના ચાતુર માસ પહેલાં શાહૂ મહારાજાની સેવામાં વીર બાજીરાવ હાજર થયો અને ત્યાંથી પુને જઇ, ચાતુર માસ આનંદમાં નિર્ગમન કર્યો.

ગુજરાતમાં યુદ્ધાગ્નિ સળગાવનાર નિઝામ હતો. એ વાત બાજીરાવે વિસારે નાંખી નહોતી. નિઝામનો કેમ ઘાટ ઘડવો, એ વિચારતો હતો. એટલામાં દિલ્લીના પાદશાહે ગુજરાતના સુબા સરબુલંદખાન પાસેથી ગુજરાતની સુબાગીરી લઇ, અભયસીંગ નામના રજપૂત રાજાને આપી. અભયસીંગ સાથે બાજીરાવને સ્નેહ હતો. આથી બાજીરાવને જેવી પૂર્તિ મળી તેવી નિઝામને ભીતિ વધી. નિઝામ સમયધીર હતો. તેને મુસલમાનસત્તા દક્ષિણમાંથી નાશ થવા બેઠી છે, એવું દૃષ્ટિગોચર થવા લાગ્યું અને બાજીરાવ સાથે વધુ વાંકા રહેવાથી પોતાની સત્તા પણ નાશ પામશે, એમ ભાસ્યું. તેથી તેણે બાજીરાવ સાથે સંધિ કરી. બાજીરાવનું ચિત્ત મોગલો તરફ લગાડવાને યુક્તિ રચી.

નિઝામે બાજીરાવ સાથે તહ એવી રીતે કર્યો કે,—નિઝામે મરેઠી રાજ્યમાં હાથ ઘાલવો નહિ અને બાજીરાવ દક્ષિણમાં સ્વતંત્રપણે વર્તે, તેમાં આડ નાંખવી નહિ. માળવા પ્રાંતમાં ખાનદેશને રસ્તે થઇને જતાં બાજીરાવને કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ કરવો નહિં. અને તેના બદલામાં ખાસ ખંડણી આપવાની નિઝામે કબુલત આપી. આવી રીતે નિઝામની કપટ જાળમાં નિઝામને ફસાવી, બાજીરાવ પુને ગયો અને પોતાના ભાઇ ચીમણાજી આપ્પાને માળવા પ્રાંત સર કરવા મોકલ્યો. આ સમયે માળવામાં દયાબહાદુર નામનો નાગર ગ્રહસ્થ સુબેદારી કરતો હતો. દયાબહાદુર મહાવીર પુરુષ હતો. તે ગિરિધર બહાદુરનો સંબંધી હતો. દયાબહાદુર પ્રમાણિક વીર પુરૂષ હતો. પાદશાહનું ખાઇને હરામ કરે એવો નહોતો. ચીમણાજી આપ્પા

સાથે આ સમયે પિલાજીરાવ જાદવ, તથા મલ્હારાવ હોલ્કર હતા. તે સરદારો સહવર્તમાન ધારના કિલ્લા આગળ ચીમણાજી આપ્પા આવી પહોંચ્યો. દયાબહાદુરે મહાવીરત્વથી રણરંગ ખેલ્યો. રણસંગ્રામમાં વીરત્વ દર્શાવતાં પડયો. આ સમયે મલ્હારાવ હોલ્કરે વીરત્વ દર્શાવવામાં બાકી રાખી નહોતી. આ યુદ્ધના પરિણામે માળવા મરેઠાઓના હાથમાં આવ્યો. અને એનો યશકળશ ચીમણાજી આપ્પાને શીર ઢોળાયો. જે પ્રાંત હોલ્કરની જાગીર સાથે જોડવામાં આવ્યો. એ મહાવીર હોલ્કરની વીરત્વની નિશાનીની ભેટ મળેલી કહીએ, તો તે ખોટું નથી. પુરુષાર્થ કરે છે, તેને પ્રભુતા મળે છે. હોલ્કરને માળવાની પ્રભુતા આ પુરુષાર્થથી પ્રાપ્ત થઇ.

—✲✲✲✲✲✲✲✲✲✲✲—

## પ્રકરણ ૨૦ મું

—⋙⋙⋘⋘—

## પ્રેમાધીન બાજીરાવ.

*परिहरत परांगनानुषंगं बत यदि जीवितमस्ति वल्लभं चेत् ।
हर हर हरिणीदृशोनिमित्तं दश दशकंधरमौलयो लुठन्ति ॥

સંસારમાં સર્વજનોના ચિત્તમાં નાની મોટી અનેક તૃષ્ણાઓ વાસો કરી રહેલી છે. તેમાં પ્રેમવાસનાની સત્તા સર્વોપરીપણે પ્રબળતા વધારી રહી છે. તે બુદ્ધિમાન્, વિવેકી અને ધીરપુરુષને પણ પોતાના પંજામાં સપડાવી વધારે કે થોડી આધીનતા સ્વીકારાવ્યા શિવાય રહી નથી. એની સત્તા વિવેકથી જ્યાં સૂધી આચરણ કરાવે છે ત્યાંસૂધી આનંદનાં સુખને અનુભવાવે છે. પરંતુ જ્યારે વિવેકની બહાર જઈ, પ્રેમના પાટામાં અંધ બનાવે છે ત્યારે ચિત્તને ચંચળ બનાવી ચગડોળે ચઢાવે છે. બુદ્ધિને ક્ષોભ પમાડે છે, ને વિવેકને વિસરાવે છે. એટલું જ નહિ, પરંતુ મદનાન્ધ સ્થિતિને આધીન બનાવી પરવશ બનાવે છે, અને તેમ થનાર અદૃશ્યરૂપે પોતાની સર્વ ઉચ્ચ શક્તિ ખોઇ બેસે છે.

ભારતભૂમિને મદનાંધ થનારા પુરુષોથી થોડું શોષવું પડયું નથી. ભારત રાજ્યની વિભૂતિ નષ્ટ થઇને અધોગતિએ એથી જ આવી છે. કોણ જાણે શું છે કે ભારત રાજયવંશીઓ મદનના સપાટામાં

---

* ઘણું જીવવાની ઇચ્છા હોય તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો. અહા ? ! ! હરિણી સરખાં નેત્રવાળી સીતા નિમિત્ત રાવણનાં દશ માથાં પણ રખડયાં.

(પ્રમાણસહસ્ત્રી.)

જલદીથી પકડાય છે, અને તરુણ અવસ્થાને છિન્ન ભિન્ન કરી નાંખી હ્રદય ગુણોને ગુમાવી દઇ, મદનના ગુલામ થઇ અધમતા સ્વીકારે છે. દેશને અધમ બનાવે છે. આવી રીતે ભારતનું ચિત્ર લગભગ બે હજાર વર્ષથી ચિત્રાતું આવ્યું છે, અને ક્યારે તેનો અંત આવશે, એ સમજાતું નથી. મદનાંધ થતા રાજવંશીઓ, ગૃહસ્થો અને બાળયુવકો, સાવધ રહો. કામ જેવો અધોગતિને આપનાર બીજો શત્રુ આ જગતમાં નથી.

સ્વક્રિયામાં પ્રેમાન્ધ થનાર માણસ અનર્થનું કારણ નીવડે છે તો પરક્રિયામાં ફસનાર કુલાંગારથી મહાહાનિ થાય, એમાં આશ્ચર્ય શું?!! પારકી સ્ત્રીમાં આસક્તતા ધરનાર પુરુષે પોતાનો ન્યાય પોતાની જાતે કરવોજ જરૂરનો છે. પતિએ વિચારવું જરૂરનું છે કે, તમારી પોતાની સ્ત્રીને જ્યારે તમે પરપુરુષમાં આસક્ત જુઓ છો ત્યારે તમને કેટલે ગયો ખેદ થાય છે. કેટલો ક્રોધ ચઢે છે? અને કેટલું બધું અનિષ્ટ કરવાની અણી ઉપર આવી જાઓ છો? તેમજ તમારી ધર્મપત્ની તમોને પરસ્ત્રીમાં આસક્ત દેખે ત્યારે તેને કેમ ખેદ ન થાય? એ તો સ્વાભાવિક છે કે, જગતમાં જેનો હક લૂંટાય છે તેને ખેદ થાય છે. પતિનો હક પત્નીમાં છે અને પત્નીનો હક પતિમાં છે. તે જો એક બીજાથી હણાય તો ઉભય પક્ષ સરખા દાવાદાર છે. એ સાથે પરસ્ત્રીગામી બમણા દોષને પાત્ર છે. એક તરફથી પોતાની ધર્મપત્નીના હકને ડુબાડે છે અને બીજી તરફથી બીજી સ્ત્રીના ધર્મ પતિનો હક લૂંટે છે. આથી પરસ્ત્રીગામી અધમાધમ શિક્ષાને પાત્ર છે અને તેને રાજ્યશાસને જનમંડળના વ્યાવહારિક કાનુનના મહાનિયમોથી શિક્ષાને પાત્ર ગણેલા છે અને તે સમયપરત્વે દૃશ્ય શિક્ષાને પામે છે. એટલુંજ નહીં પરંતુ ઇશ્વરી અદૃશ્ય શિક્ષાઓ પોતાના પ્રહારમાંથી તેને બચવા દેતી નથી.

રાજ્ય શિક્ષા માટે (પીનલ કોડ) ન્યાયના કાયદા સ્પષ્ટ શિક્ષા દર્શાવે છે. વ્યવહારદૃષ્ટિએ પરસ્ત્રીગામી કલંકિત થાય છે, વડીલોની કીર્તિને ખોળે છે, જનસમૂહ તેને ધિક્કારે છે, કોઇ તેનો વિશ્વાસ કરતું નથી, ગુશીલ જનો આદર દેતા નથી, હજારો ફેરી ચોરની પેઠેમ તેની વર્તણુંક થવાથી માતા, પિતા, બાંધવ તથા પત્નીના ઠપકા તેને ખાવા પડે છે, ઘણી ફેરી મરણના ભયની ચટપટીને લીધે રાતોની રાતો ગાળવી પડે છે, ઘણી ફેરી માર ખાતા ખાતા છૂપાવું પડે છે, જનોપવાદમાંથી બચવાને ફાંફાં મારવાં પડે છે, સાંસારિક તથા રાજ્યદ્વારી સ્થિતિમાં ટીકાને પાત્ર ઠરવું પડે છે, ધર્મપત્ની સાથે કંકાશ થવાથી ગૃહસ્થાશ્રમનું ખરું સુખ ખોવું પડે છે, અને તેથી ઉન્નતિક્રમમાં જવાના

તેના માર્ગો બંધ થઇ જાય છે. તેમજ ઇશ્વરી અદૃશ્ય શિક્ષાઓ પણ કંઇ ઓછી થતી નથી. વિષસ્ફોટક, ચાંદી, પ્રમેહ આદિ અનેક રોગોથી શરીર વ્યથિત થાય છે. જીવ સ્થિરતાને પામતો નથી, તેથી દરેક કાર્યમાં ગફલતતા થાય છે. મન અનેક કલ્પનામાં વહ્યું જવાથી નિશ્ચિંતતા મળતી નથી, અને ચિત્ત વ્યાકુળ થવાથી તંદુરસ્તિનો નાશ થાય છે, અને ઉન્નતિ ક્રમને અટકાવી અદૃશ્યરૂપે સઘળી ઉચ્ચ શક્તિઓનો નાશ કરે છે. આ કંઇ જેવી તેવી હાનિ નથી. આવી હાનિથી આર્ય વિભૂતિ ઉન્નતિક્રમમાં જતી ઘણી ફેરી ફસી પડી છે, અને તેવો જ પ્રસંગ આ સમયે બાજીરાવને પ્રાપ્ત થયો હતો.

બાજીરાવ મસ્તાનીના પ્રેમબંધનમાં અંધ થયો હતો. તેને હવે મસ્તાની શિવાય બીજું ગમતું જ નહોતું. પ્રેમની પરિસીમા ઓળંગી મદન અંધ થએલા બાજીરાવની સ્થિતિ છેક પરવશતાને આધીન થઇ સર્વ કાર્ય ત્યાગી પ્રિયાના પ્રેમ સિંચનમાં નિમગ્ન રહેવા લાગી. સતારે ગયા છતાં શાહૂ મહારાજાના દરબારમાં તેણે જવાનું હવે માંડી વાળ્યું હતું. વીરવિનોદ કરનાર આજે વનિતાવિનોદમાં લુબ્ધ થયો હતો, અને દુષ્ટ મદનના સેવનથી ઉપહાસ્યને પાત્ર થઇ પડયો હતો. સ્વામી-સેવા, દેશસેવા અને ધર્મસેવામાંથી પતન થઇ તેનું મન હાલ અનિષ્ટ વિષયભોગને આધીન થયું હતું. ખડ્ગનો ખેલ કરનાર આજે વીરત્વ-રહિત વિહારમાં અધમ થતો જતો હતો. આખા ચાર માસ સતારામાં રહ્યો, તેમાં એકેક બે ફેરી જ ફક્ત દરબારમાં હાજરી આપી હતી. રાત ને દિવસ મસ્તાનીના પ્રેમતંત્રમાં લચપચી ગયો હતો. આ વર્તમાનથી શાહૂ મહારાજાને ગુસ્સો ચઢયો. તેણે અપરોક્ષ શિખામણ કહાવી મોકલી. પ્રેમના બંધને તેને સ્વીકારવા દીધી નહીં—મદનઅંધે તેને માની જ નહીં—મદનથી મૂઢ થયેલી મતિએ તેને ગણકારી જ નહીં, જ્યારે આવી અધોગતિને બાજીરાવ પામ્યો છે એમ શાહૂ મહારાજાને ખાતરી થઇ ત્યારે તેણે બાજીરાવના સ્નેહી અને સતારામાં પ્રતિષ્ઠિત ગણાતા શાહુ-કાર* જોશી તથા અનંગળને બોલાવી બાજીરાવની શુદ્ધિ ઠેકાણે લાવવા યત્ન કીધો.

શાહૂ મહારાજા—તમો બે ગૃહસ્થોને જોઇ આનંદિત થયો છું. તમોને એક મહાકાર્યમાં યોજવા છે.

"મહારાજની આજ્ઞાને આધીન છીએ"—ઉભયે આર્જવતાથી કહ્યું.

---

* જોશી તથા અનંગળ એ પુરુષો તે કાળમાં સતારામાં પ્રસિદ્ધ શાહુકાર હતા.

શાહૂ મહારાજ—“મારો બાજીરાવ મસ્તાનીના પ્રેમતંત્રમાં
“આધીન થઇ અધમ થયો છે, તેને અધમતાથી તારો.”
જોશી—“તારુણ્યતાના દોષને લીધે બાજીરાવ ઉદ્ધત થયો છે.
“એ દોષપાત્ર નથી. મસ્તાનીના પ્રેમતંત્રે તેને પ્રેમાન્ધ કીધો છે.”
શાહૂ મહારાજ—“પ્રેમાન્ધ થએલાં મદન ઘેલડાંઓએ તો
“આ દેશને અસ્ત વ્યસ્ત કર્યો છે, અને મોગલોની એથીજ દુર્દશા
“થતી જોઇએ છીએ. તેમાં આપણે ફસીએ એ કેવું અધમ?”
અનંગળ—“મહારાજનું કહેવું સત્ય છે.”
શાહૂ મહારાજ—“મસ્તાનીના પ્રેમે એનું મન દુર્દશામાં આણ્યું
“છે અને તેથી મારો વીરહાક વગાડનાર બાજીરાવ કર્તવ્યહીન થશે
“તો મહારાષ્ટ્રની આશા નિર્મૂળ થશે. શત્રુઓ હાંસી કરશે. માટે
“એના મન ઉપર પ્રેમજાળનો બળવંત અંધકાર પ્રસરી ગયો છે,
“તે દૂર કરવાની આવશ્યકતા છે.”
જોશી—“શું કરીએ તે ફરમાવો? સવિનયથી પ્રશ્ન કર્યો.
શાહૂ મહારાજ—“હું એને સર્વ શિક્ષા કરવા સમર્થ છું. એની
“પદવી છીનવી લઇ શુધ સાન ઠેકાણે લાવું એમ છે. પરંતુ બળથી
“નહિં પણ કળથી એનાં ચિત્તને ફેરવવા ચાહું છું. બાજીરાવ જેવો
“વીર જગતમાં મારી દૃષ્ટિએ પડતો નથી. તે જો વીરત્વનું કામ
“છોડી વનિતા વિનોદમાં પડે તો મહારાષ્ટ્રનું હતભાગ્ય હું માનું છું—
“એક ફેરી એ સિંહને તમે જાગ્રત કરશો તો પાછો સિંહ થઇ ગર્જશે.
“તમો તેનાં આપ્ત છો. સ્નેહી છો. ગમે તે કરવું પડે તો તે કરો.
“એની સૂક્ષ્મ બુદ્ધિમાં દીર્ઘદૃષ્ટિ વાપરી વીરત્વની વાસના ઉત્પન્ન
“કરી કામ વાસનાને નષ્ટ કરો.”
અનંગળ—“કામ વાસનાને કેમ નષ્ટ કરી શકીએ?
“કામવાસના એ હૃદયનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ પડ છે. તેને કેમ ભેદીએ?!
“આપે કહ્યું તે સત્ય છે. પ્રેમનું પ્રબળથી હઠતું નથી. કળથી જ હઠે
“છે પણ શું કળ વાપરીએ તે સૂજતું નથી.”
શાહૂ મહારાજ—“પામર જનોની વિધિ તો વીરજનો માટે
“નિષેધ છે. તેના મનોરથમાં જો ફકત તમો વીરત્વની વાસના સતેજ
“કરશો કે તરત એની કામવાસના નષ્ટ થશે. જેમ જેમ તમો એના
મનમાં દેશસેવા, ધર્મસેવા અને સ્વામીસેવાનો ભાવ, ઉત્પન્ન કરશો
“તેમ તેમ તેની કામવાસના બદલાશે અને વિરત્વના મનોરથો પ્રબળ
“થશે અને તેથી તેની પરોપકારી બુદ્ધિ સાથે ઉત્સાહબુદ્ધિ ગતિ કરશે.

"અને એથી એ પોતાના દોષો તજી પોતાનું કર્તવ્ય કરવાને સાવધ "થશે. આથી બાજીરાવની હાથથી જતી બાજી હાથમાં આવશે."

બન્ને જણાએ વિનયથી કહ્યું—"મહારાજની આજ્ઞાને આધીન "છીએ. અનર્થમાંથી બાજીરાવને બચાવવા અમારાથી બનતો પ્રયત્ન "કરીશું" એમ કહી બાજીરાવ તરફ જવા નીકળ્યા.

અનંગળ—જોશી, વિકટ કામ છે.

नहि पश्यति जन्मांधः कामांधो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तः अर्थी दोषान्न पश्यति ॥

અર્થ—"જેમ જન્માંધ દેખતો નથી, તેમ કામાંધ, મદોન્મત તથા અતલખી પુરુષો દોષને જોતા નથી."

જોશી—"સત્ય છે; પરંતુ બાજીરાવનું હૃદય પૂર્વ કાળમાં ઉચ્ચ "સંસ્કારોથી સંસ્કારિત થયલું છે, પ્રેમથી દ્રવિત છે, આપ્તમાં સ્નેહ "મર્યાદાએ યુકત છે. હજી સુધી હૃદયપ્રકાશ નિર્મળતાથી ભ્રષ્ટ થયો "નથી, આત્મકર્તવ્યને સમજનાર છે, તે આત્મકર્તવ્યથી ભ્રષ્ટ "થાય છે, વીરકીર્તિથી કલંકિત થાય છે; તેનું સ્મરણ કરાવતાં વીર-"ધર્મ તાજો થવાથી અર્થની સિદ્ધિ થશે."

બાજીરાવ પ્રેમાનંદમાં મસ્તાની સાથે કુતુહળ કરી રહ્યો હતો. અનંગળ અને જોશી બાજીરાવના દ્વાર પાસે આવ્યા. પહેરેગીરે વર્દી કહી. "મહારાજ જોશી અને અનંગળ આપનું દર્શન ઇચ્છે છે."

બાજીરાવે દીર્ઘ વિચારમાં પડવા જેવું ચિન્હ કરી, મસ્તાની સામી દૃષ્ટિ ફેંકી, વળી જરા મ્હોં કટાણું કરી, સુતીક્ષ્ણ ચક્ષુથી પહેરેગીરને જોઇ પ્રશ્ન કર્યો.—"અનંગળ અને જોશીને અત્યારે મારું શું કામ "છે? શામાટે મને સતાવે છે?"

"આપના સ્નેહીને મારાથી કેમ પુછાય? આજ્ઞા હોય તે પ્રતિ ઉત્તર દઉં" પહેરેગીરે વિનયથી કહ્યું.

"આવવા દે" બાજીરાવે પરાકાષ્ઠાએ ઉચ્ચાર કર્યો અને મસ્તાની બાજીરાવની મર્મ ઇચ્છા સમજી બીજા ઓરડામાં જતી રહી.

બાજીરાવે અનંગળ અને જોશીને જોતાં જ પ્રેમથી સત્કાર કરતાં પ્રશ્ન કર્યો—"આપ મહાશયોનું કેમ પધારવું થયું છે?"

જોશીએ મિત્રપ્રેમ દર્શાવતાં કહ્યું;–

व्यतिकरितदिगन्ताः श्वेतमानैर्यशोभिः
सुकृतविलसितानां स्थानमूर्जस्वलानाम् ।
अकलितमाहिमानः केतनं मङ्गलानाम् ॥
कथमपि भुवनेस्मिंस्त्वादृशाः संभवन्ति ॥

અર્થ—ઉજ્વલ સ્વેતથતા યશવડે દિશાના છેડાઓને જેમણે રંગ્યા હોય છે, સુકૃતના પ્રતાપી વિલાસોના જેઓ સ્થાન છે, જેમનો મહિમા કળાયો નથી, અનેક મંગળોની ધ્વજારૂપ જેઓ છે એવા તારા જેવા મહાત્માઓ પૃથ્વીમાં પૃથ્વીના મહાભાગ્યેજ ક્વચિત્ જન્મે છે.

(ઉત્તર રામચરિત્ર.)

"આવા મહાભાગના દર્શન સારુ અંતરવૃત્તિ દોરી લાવી છે."

બાજીરાવને જોશીના બોલવામાં દૂી અર્થ લાગ્યો. તે ટગર : જોઇજ રહ્યો. કંઇ બોલી શક્યો નહિ. એ સંધિનો લાભ લઇ નંગળ વ્યંગમાં બોલ્યો—"આપની જે મહાખ્યાતિ જગતમાં પસરી રહેલી છે, તેને ઉજ્વળ કરવા કે પછી પરમ સિદ્ધિએ ચઢવા, આપે ચાર માસ થયા જે મહાતપ આરંભ્યું છે, તેથી આપ કેટલી સિદ્ધિએ ચઢયા છો તે નિહાળવા ઇચ્છા થવાથી આવ્યા છીએ."

બાજીરાવે જરા નીચું જોયું.—અને નીચું જોતાં જોતાં બોલ્યો; "શું મસ્તાની મારી સાથે છે તેથી ઠપકો દેવા આવ્યા છો ?"

જોશી—"આપના ખાનગી સંસારમાં આપની ભાવના હોય તેમ "વર્તો અને ઇચ્છા હોય તેનો સ્વીકાર કરો. ઠપકો દેવાનો અમારો "ધર્મ નથી; પરંતુ જે વિજયી વીર સનાતન ધર્મ અને દેશનું કલ્યાણ "કરવાને જન્મ્યો છે—જેને હિન્દુપત પાદશાહાતની જયધ્વજા મ્લેચ્છ "કુળ ઉપર ઉડાડવા અગ્રપદ લીધું છે, જેની વીરત્વતાએ અરિમંડળને "આધીન કર્યું છે, તે આજે અનંગને તાબે થયો છે, એ વર્તમાને ખેદ કરાવ્યો છે તે જણાવવા આવ્યા છીએ."

આ શ્રવણ કરતાંજ બાજીરાવનું મુખ મ્લાન થઇ ગયું. તેના મુખને મ્લાન થએલું જોઇ જોશીએ બોલવું શરૂ રાખ્યું.

"જે મહાભાગે ઉત્તમ બ્રાહ્મણ કુળમાં જન્મ ધારણ કર્યો છે, શિવાજી મહારાજના ઉદ્દેશને ઉપાડી લીધો છે, અને વીરત્વધારી પરશુરામ જેવું વીરકૃત્ય કરી ભારતભૂમિને ધમ ધમાવી મૂકી છે, યવનોને હતપ્રાય કરી બાહુના પરાક્રમથી નમિત કર્યા છે, જે ભારતવર્ષની આશા છે, આખું ભારત વર્ષ જેને આર્યધર્મ અને આર્ય રાજ્યનો સ્થંભ જાણે છે, જેણે અત્યાર સુધી હિન્દુપદ પાદશાહાત સ્થાપવાને, સ્વધર્મનું રક્ષણ કરવાને, સ્વામીનું ઐશ્વર્ય વધારવાને, તન, મન અને બળથી અપૂર્વ શ્રમ વેઠી જેણે ગૌરવ સ્થાપન કર્યું છે, તે પુરુષ આજે અનંગનો દાસ છે. આ ખ્યાતિથી હાલ યવનો હસે છે, શત્રુઓ સેહ આપવા તૈયારી કરે છે, અને સ્નેહીઓ ખિન્ન થાય છે; તેથી અમારી મિત્રતાના સંબંધથી આપ મહાભાગ પાસે હું યાચના કરવા આવ્યો છું."

બાજીરાવની આંખમાં આંસુ તરી આવ્યાં, અને પાછાં સુકાઇ ગયાં. તે બોલ્યો–"મિત્રો, મારાથી એ કામ છોડાતું નથી."

અનંગળ–"તમારા જેવા વીર મિત્રને અમે શું કહી શકીએ એમ છીએ. જેણે દિલ્લીની પાદશાહાતને હચમચાવી મૂકી છે, નિજામની કપટજાળને કાતરી નાંખી છે, બ્રહ્મેંદ્રનાથ જેવા સ્વામીની સેવા કરી ધર્મને ઉન્નત કર્યો છે, તેવા પુરુષની શક્તિને માટે કોને શંકા હોય? તમારાં કર્તવ્યને તમે જાણો છો."

બાજીરાવ સાંભળી રહ્યો; તે જરા મનમાં વિચાર કરી બોલતો હોય તેમ બોલ્યો–"હા! કર્તવ્યથી ભ્રષ્ટ થાઉં છું, પણ શું પ્રિયા પ્રત્યે કર્તવ્ય નથી?"

અનંગળ–"પ્રિયા, દેશ, ધર્મ એ સર્વ માટે કર્તવ્ય છે. પણ વિવેકથી સર્વ સારું લાગે છે. विवेको दशमो निधिः જેનો વિવેક નિધિ સુકાઇ જાય છે તેનું સર્વસ્વ શુષ્ક થાય છે. પ્રિયાના પ્રેમમાં કુટુંબ કે દેશને હોમાય નહીં, ધર્મને તજાય નહીં, પ્રેમની વાત પ્રેમે અને નિયમની વાત નિયમે થાય તો સારું."

બાજીરાવ–"પ્રિયા પ્રેમની ભાગીઅણ છે. દેશ ધર્મ અને કુટુંબ પુરુષાર્થના ભાગી છે."

અનંગળ–શું, પ્રેમ માટે પુરુષાર્થ તજી કર્તવ્યથી ભ્રષ્ટ થવું? શું પ્રેમની પુતળી સારુ કુટુંબને તરછોડી તેમને દુઃખમાં હોમવું? શું પ્રેમ પ્રેમ રટતાં ધર્મ તત્ત્વને તજી, પ્રિયાના મુખચંદ્રને નિહાળ્યા જ કરવું? એ તે પ્રેમ કે પીડા! એના અંતનો સાર વિચારો, અને પછી પ્રિયાને તજવાનું કોઇ કહેતું નથી, પણ વિવેકથી વર્તવાનું સૌ ઇચ્છે છે. વિવેકથી વર્તવાનો અર્થ ઉદ્ધત જનો ઉલટો કરે છે પણ આપ શાંત ચિત્તે સારી રીતે વિચારો અને કર્તવ્યને સંભારો."

*नस्त्रीजितः प्रमूढः स्याद्गाढरागवशीकृतः।
पुत्रशोकाद्दशरथो जीवं जायाजितोऽत्यजत्॥

'બાજીરાવ બોલ્યો–સંસારમાં રહેવું અને સુખ સાચવવું એ ખરું કર્તવ્ય છે. કુટુંબ અને પ્રિયાના હક સરખા છે. દેશ અને ધર્મ માટેની ફરજ બહુ જોખમ ભરેલી છે. એ બધું મારું મન કબુલ કરે છે. પરંતુ પ્રેમે મને બાંધી લીધો છે, તેના બંધનમાંથી મિત્રો મને છોડાવો."

જોશી—"તમો મહા સમર્થ છો, તમને કોઇની સહાયતાની આવ-" સ્યકતા નથી. તમારું મનજ કર્તવ્ય વિચારે એટલે તમને સહાય થશે.

* પુરુષે, અત્યંત પ્રીતિથી વશ થઇ મૂઢ બની સ્ત્રી જિત ન થવું, કારણ કે સ્ત્રીએ જિતેલો દશરથ (રાજા) પુત્ર શોકથી મરણ પામ્યો. (પ્રમાણ સહસ્રી.)

हा हन्त मानससरःसलिलावतंस
रे राजहंस पयसोः प्रविवेचकानाम् ।
चेच्छक्तिमान् खलु भवान्न तदा किमु स्यात्
किंवा कपोत उत वा कलविङ्कपोतः ॥

"અર્થ–હા ? ! અરેરે ! ! માનસ સરોવરના સલિલના ભૂષણ
"રૂપ ઓ રાજહંસ ! દુધ પાણીનો વિવેક કરવા જ્યારે તું જ શક્તિ-
"માન નથી ત્યારે એ વિવેક તે કપોત કરી શકશે કે ચકલાનું બચ્ચું
"કરી શકશે ? કર્તવ્ય કરવાને જ્યારે તમે જ સમર્થ નહિં થાવ ત્યારે
કોણ થશે ? આપ સર્વ કરવાને સમર્થ છો. તિમિર થાય છે તે
સૂર્યના ઉદય સાથે જાય છે. સૂર્ય ચંદ્ર ગ્રહણના યોગથી ઘેરાય છે
અને પાછા તેજોમય ચળકે છે. પ્રભુ, યવનકેરથી ચગદાતા આ
જનોના ગૌરવને ગર્વિત કરવા, ભારત સંતાનને સંતાપથી છોડાવ
'અને આપના ઉદય અને યશલાભને ઉન્નત કરવા, સર્વ બળ આપ...
"ફક્ત કર્તવ્યનો વિચાર કરો, શત્રુની હાંસીને ધ્યાનમાં લ્યો. વડીલોની
"મર્યાદાનો વિચાર કરો, એટલે ન થવાનું સર્વ થશે."

બાજીરાવ હાંફ્લો ફાંફ્લો વ્યગ્ર ચિત્તે બોલ્યો—"શું મહારા-
"જને આ વર્તમાનની ખબર છે ?"

જોશી—"તમે જ વિચારોની, ચાર માસ થયા બહાર નિકળ્યા
"નથી. ઢોલ નગારાં વાગવાનાંજ બાકી છે."

બાજીરાવ—હેં ?

જોશી—"હા, હા, વળી યવનોએ પારિપત્ય કરવાને તૈયારી કરી છે
"તે તો જૂદી. બુંદેલખંડ ઉપર તેઓ ધસી આવે છે એવા વર્તમાન
"આવ્યા છે હવે થાય તે ખરું."

ઉચ્ચાભિલાષી બાજીરાવનું ચિત્ત આથી ઉછાળા મારવા લાગ્યું.
ક્ષણ માત્રમાં તેનાં રોમે રોમ ઉભાં થઇ ગયાં. તેના કપાળ ઉપર કર-
ચળી વળી ગઇ અને રૌદ્ર ગર્જના કરીને તે બોલી ઉઠયો,—"યવનોને
"આવવા દો. તેમને ભસ્મીભૂત કરવા તત્પર છું."

પોતાના બોલવાની અસર બરોબર થયેલી જોઇ, જોશી બોલ્યો—
"મહારાજનું મન આપના વર્તનથી ખિન્ન થયું છે, ત્યારે તેમને સંતોષ
"આપવાને ચાલો."

બાજીરાવ તૈયાર થયો. રાજ્ય મહેલ તરફ ત્રણેને આવવાના
વર્તમાનથી શાહુ મહારાજા આનંદિત થયો. શાહુ મહારાજા વિસ્મયો
ત્ફુલ્લ લોચનથી બાજીરાવ સામું જોઇ રહ્યો. બાજીરાવ ઘુંટણી—

વિનયથી પ્રણામ કર્યાં અને બોલ્યો—"સ્વામી, અવિનયીને ક્ષમા આપો.
"સેવકે પોતાનો આત્મા આપને અર્પણ કર્યો છે. આર્ય ગૌરવ અને
"આર્ય સ્વતંત્રતા માટે પ્રાણાર્પણ કરવા તત્પર છું. સ્વામીની કૃપાથી,
"શિવાજી મહારાજના પ્રતાપથી, યવન પાદશાહાતને પાયમાલ કરી,
"હિન્દુ પત પાદશાહાત સ્થાપવા આધિન છઉં"—

શાહુ મહારાજ આંસુ વરસાવતા બોલ્યા—"મારો વીર બાજી-
"રાવ હવે ખરો વીર થયો છે. ત્રૈલોક્ય હવે મારે વશ છે. બાજીરાવ તું
"વિનયી અને વિવેકી થા, કારણ વીરજનો વિવેકથી મહાકીર્તિ સંપાદન
"કરે છે." આનંદનો પ્રત્યાઘાત આખા મહેલમાં ગર્જી રહ્યો અને યવન
વિભૂતિને ભ્રષ્ટ કરી, સ્વરાજ્ય કીર્તિધ્વજને ઉન્નત કરવાનો વિષય ચર્ચાઇ
રહ્યો, હવે શું થાય છે; તે જોઇએ.



## પ્રકરણ ૨૧ મું.

### બુંદેલખંડમાં બાજીરાવનું વીરત્વ.

દોહરો

जो गति ग्राह गजेंद्रकी सो गत भइ हे आज ।
बाजी जात बुंदेलकी राखो बाजी लाज ॥ १ ॥

પરોપકાર, દયા, ન્યાય અને પરાક્રમથી જેનું જીવન દુનિયાને ઉપયોગી થઈ પડયું છે, તેને ધન્ય છે. જેનાં વીરત્વે અનેક જનોને બંધનમાંથી મુક્ત કરી ભયમાંથી મુક્ત કર્યા છે, તેનું વીરત્વ પ્રશંસાપાત્ર છે, તેની જનનીનો શ્રમ સફળ છે, વીરત્વહીન પુરુષની જગતમાં ગણના નથી, તેની જગતમાં ખ્યાતિ નથી, અને તેનું સ્મરણ તેની પાછળ જ ધૂળમાં ઢંકાઇ જાય છે માટે જીવનનું સાર્થક કરવા જગત મોટું મેદાન છે. તેમાં ઉત્તમોત્તમ જીવિત કરવું, કે અધમ કરવું, એ જીવન ધારણ કરનારના હાથમાં છે, મનુષ્યનું જીવન પાણીના પરપોટા જેવું છે. પરપોટો જેમ ફૂટયા પછી પાછો અદૃશ્ય થાય છે, તેમ જીવન નષ્ટ થતાં જ મનુષ્યનું અંગ કશા કામનું નથી. જેનું જીવિત પરાર્થે વપરાયું હોય, તેનું જીવિત સફળ છે. બાકી તો કુતરા, બિલાડા પણ અવતરે છે અને મરે છે. પરદુઃખ ભંજન વિક્રમ અને ભોજ જેવાઓએ રાજ્યસમૃદ્ધિનો વૈભવ ત્યાગી, પારકાં દુઃખ માટે કષ્ટ વેઠયાં છે, તેથી તેમનો યશદુંદુભિ હજી ગર્જી રહેલ છે. શીશોદિયા કુળભૂષણ પ્રતાપે

અનમિત રહી, વીરત્વથી સેહ આપી, કુંગભૂષણ અને રજપૂત રાજ્ય-
ભૂષણ ચળકાવ્યાં છે તેનું યશોગાન ભારતવર્ષ ગાઇ રહ્યું છે. જે દેશસેવા,
ધર્મસેવા તથા પરમાર્થસેવામાં પોતાનો ભોગ આપે છે તેને સૂક્ષ્મ
સૃષ્ટિમાંથી સહાયતા મળે છે. એટલે તેના સદ્વર્તનો જ બીજરૂપે
તેની આત્મોન્નતિમાં ઉપયોગ થાય છે અને તેનું ઉત્તમ રહસ્ય દિગ-
ન્તરમાં સૂક્ષ્મ પ્રેરણાથી કીર્તિ પ્રસારે છે.

બાજીરાવ સદ્વર્તનસાળીમાંનો એક હતો, આર્યભૂમિનું ભૂષણ
હતો, મહારાષ્ટ્રનો હિરો હતો, તેનાં વીરપરાક્રમમાટે બે મત નથી.
પૂર્વના પ્રકરણમાં મસ્તાનીના પ્રેમાન્ધપણામાં પડેલાને બધી વાતે અધમ
ધારતા નહિ. એક વસ્તુ બધા ગુણોને ગ્રહણ કરતી નથી, વળી પ્રેમાર્દ્ર
વૃત્તિ વીર પુરુષોમાં વીરત્વ જેવી જ સ્રવે છે. જેવો વીર રણસંગ્રામમાં
વીરહાક વગાડે છે, તેવો જ *રણવાસમાં વીર રસીલો શોભે છે, પણ
જ્યારે તે રસીલો બની મદન અંધ થાય છે, અને કર્તવ્યને ચૂકે છે,
ત્યારે કલંકિત થાય છે. પરંતુ જો વિવેકે વર્તે છે તો આદરપાત્ર થાય
છે. બાજીરાવ સર્વદા આદરપાત્ર રહ્યો હતો.

બાજીરાવ મંગળ સ્નાન કરી રહ્યો હતો; ગોવિંદ પંથ ગંગાજળનું
ભરેલું સ્વચ્છ પાત્ર મુકી સન્મુખ ઉભો રહેલો હતો, રૂપાંના લોટાથી
જળધારા શરીર ઉપર થઇ રહેલી હતી; એટલામાં અંબાજીપંત પુરંદરે
દિવાન લખોટા† લઇને આવ્યો. બાજીરાવની દૃષ્ટિ લખોટા ઉપર ગઇ.
દેવાને જરૂર જરૂરના અક્ષરો વાંચી લખોટો ફોડયો. તે સાથે વિદિત
કીધું કે, સાંઢણી સ્વાર બુંદેલખંડના રાજા છત્રશાલ તરફથી આવ્યો
છે. લખોટો ફોડતાં જ સો દોહરામાં કરુણાજનક હેવાલ ચિત્રેલો
જણાયો જેમાં પ્રથમ દોહરો નીચેનો હતો.

‡જો ગતિ ગ્રાહ ગજેંદ્રકી, સો ગત ભઇ હે આજ;
બાજી જાત બુંદેલકી, રાખો બાજી લાજ.

બાજીરાવના કર્ણદ્વાર ઉપર ઉપલો દોહરો અથડાતાં જ તે સિંહ
ગર્જના કરી ઉઠયો. તેનાં રોમાંચ ઉભાં થઇ ગયાં ને તુરત જ પ્રતિજ્ઞા
કરી ઉઠયો કે, "યવનને શાસન કરી છત્રશાળ રાજાને મુક્ત કરી
શાન્તિ નહીં આપું ત્યાં સૂધી ધરતું અન્ન પાણી ત્યાગ છે."

આ સાથે જ બુંદેલખંડના વકીલની આર્જવતાથી, શાહૂ મહારા-
જનો હુકમ બુંદેલખંડ ઉપર સ્વારી લઇ જવાના વર્તમાનનો આવ્યો
અને તુરત શહેર બહાર સૈન્યનો મુકામ પડયો, સરદારો, દરકદારો અને

* શયનગૃહ. † પત્ર. ‡ બીજા દોહરા હાથ લાગ્યા નથી.

માણકરીઓને સજ થવાનો હુકમ થઇ ગયો. ક્ષણ માત્રમાં તો સાઠ હજાર માણસનું સૈન્ય જમા થઇ, દશ કોશ સૂધી સમુદ્રની પેઠે છવાઇ ગયું.

આ વર્તમાનના સ્પષ્ટીકરણ માટે એની પૂર્વ પીઠિકા સાંધીએ. ઇ. સ. ૧૭૩૨ માં માળવામાં ઘનઘોર યુદ્ધ થયું, તેમાં ચીમણાજી અપ્પાને હાથે નાગરસુબો દયા બહાદુર રણભૂમિમાં પતન થયાના વર્તમાન આપણી જાણમાં આવી ગયા છે. દયા બહાદુરના મરણ પછી, દિલ્હીના બાદશાહે અલ્હાબાદના સુબા મહમદખાન બંગશને માળવાનો અધિકાર આપ્યો. મહમદખાન દિલ્હીના દરબારમાં સારો વગ ધરાવતો હતો. એના વંશપરંપરાની પ્રનાળિકાથી તે ફરુકાબાદના નવાબનું પદ ધારણ કરતો હતો.

ફરુકાબાદનો મુલક તે કાળમાં ઉન્નતિમાં હતો અને લગભગ એક ક્રોડ રૂપીયાની ઉપજ આપતો હતો. મહમદખાન બંગશને માળવાની સુબેદારી મળતાં જ તે વીર પરાક્રમ દાખવવાના ઉત્સાહમાં આવી, એક લાખ લશ્કરને ભેગું કરીને સ્વારીએ નિકળ્યો. પ્રથમ તેણે બુંદેલખણ્ડના વૃદ્ધ રાજા છત્રશાળ ઉપર નિશાન તાકયું.

પરમારવંશમાં ઉત્પન્ન થયેલો ક્ષાત્રધર્મ પરાયણ છત્રશાળ રાજા છેક વૃદ્ધાવસ્થાને પામી ગયો હતો, તેનામાં યુદ્ધ કરવાની શક્તિ રહી નહોતી, તેના બાળકુંવરો છેક સગીર ઉમ્મરના હતા; તેથી તે યુદ્ધમાં ભાગ લઇ શકે એવા ન હોતા. ક્ષાત્રધર્મ પરાયણ છત્રશાળ રાજાને આથી મહાધર્મ સંકટ આવી પડયું હતું. કુંવરોમાં એકનું નામ જગદેવ હતું તે કાલ્પીનો રાજા કહેવાતો હતો અને બીજાનું નામ હરદેવ હતું; તે બુંદેલખંડનો રાજા કહેવાતો હતો. છત્રશાળના રાજ્યની ઉપજ ત્રાણું લાખ રૂપીયાની હતી. છત્રશાળ રાજાના રાજ્યમાં બંગશે ઉપદ્રવ કરવા માંડયો. વૃદ્ધાવસ્થાને લીધે છત્રશાળમાં પારિપત્ય કરવાની શક્તિ રહી ન હોતી. આથી તે વીર પુરુષના દુઃખનો પાર નહોતો. ક્ષાત્રધર્મ પરાયણ તે વીર વીરત્વથી ઉશ્કેરાઇ ગયો હતો પણ અંગ સમૃદ્ધિ વિના લાચાર થયો હતો. તેણે સ્થિર બુદ્ધિથી આપ્તજનોના અભિપ્રાય લીધા અને સર્વની ધારણામાં મદદ મેળવ્યા શિવાય જય થાય એમ નથી એવું આવ્યું. ધૈર્યથી જે પુરુષો કાર્ય કરે છે, તેને સર્વદા સન્માર્ગ સૂઝે છે. સર્વની દૃષ્ટિ સમર્થ વીર બાજીરાવ તરફ ગઇ.

આ કાળમાં બાજીરાવની ખ્યાતિ અપૂર્વ હતી. તે આર્યધર્મનો રક્ષક ગણાતો હતો, આર્ય સ્વતંત્રતાનો સહાયક હતો, આશ્રિતજનોનો આશ્રયદાતા હતો, પરોપકારમાં યત્ન શીળ હતો, તેની પાસે કુશળ સરદારો અને સૈન્ય પણ હતું. એકલી કુશળતા કામ લાગતી નથી. શૌર્યાદિ ગુણે

કુશળ એકલો પુરુષ સૈન્ય સાધન વિના જય મેળવતો નથી. જે રાજા પોતાનાં સૈન્યને નષ્ટ થવા દે છે, તે સર્વદા નષ્ટ થાય છે અને ઉન્નતિમાં આવતો નથી. શત્રુઓ સહેજમાં સેહ આપી શકે છે. બાજીરાવ ઉન્નતિક્રમમાં દીપતો નરસિંહ હતો. એ નરસિંહની મદદ શિવાય યવન શિયાળવાં નાશવાનાં નથી. એમ છત્રશાળ રાજાના મનમાં ઠસવાથી તેણે શૌર્ય ઉત્તેજક પત્ર, પોતાની સ્થિતિનું કરુણાજનક વૃત્તાંત ચિત્રી બાજીરાવ ઉપર મોકલાવ્યો. એ પત્રના સો દોહરામાંનો ઉપલો દોહરો એક હતો. જે વાંચતાં નરસિંહ બાજીરાવ સિંહની પેઠે ગરજી ઉઠ્યો, અને છત્રશાળ રાજાને મદદ કરી, તેને બંગશના ફાંદામાંથી મુક્ત કરવા બુંદેલખંડ તરફ સૈન્ય લઇ ચઢ્યો.

અપૂર્વ શૌર્ય પ્રવાહથી મદોન્મત દેખાતાં સૈન્યની બલિહારી આજે બાજી હતી. હાથી ઉપર પડેલી સરનોબત સુવર્ણ દંડીકાથી વગાડેલી મહા નાદ કરી સર્વને શૌર્યથી ઉત્તેજિત કરી રહી હતી. ભગવો જરી પટકો ગગનમંડળને રુંધતો ફરફર ફરકતો જયનું શાસન દેતો હતો. સૈન્યના અગ્ર ભાગમાં અર્ધ ચંદ્ર જેવા દેખાતા રૂપાના રણસીંગાએ શત્રુને ભીતિ આપી રહ્યાં હતાં. નાના મોટા અનેક જરીના ઝળકારાથ ઝબકારા મારતાં, શ્વેત રક્ત ચટાપટાથી શોભતાં નિશાનો શત્રુને આંજી રહ્યાં હતાં. તડકડુંમ, તડકડુંમ, ડુમ, ડુમના નાદો કરતા ડુમકાઓ શત્રુના દીલને દળી રહ્યા હતા. નિશાન અને ડંમકાઓની પાછળ જંબુરા-વાળા ઉંટોની હાર, સુતરનાળ અને હસ્તિનાળ તથા તોપોની ગોઠવણ શત્રુની ગોઠ તોડવાની ગોઠવણ કરી રહી હતી. વિદ્યુત્ જેવા ચળકારા મારતાં ભાલાંને ચળકાવતા અનેક વીરો શૌર્યતેજના ઉન્નતિક્રમની સાક્ષી આપતા હતા. અને અગ્નિ જેવી ચળકતી તરવારોને ચળકાવી રહેલા વીરો ત્વરાથી જય મેળવવાની સાક્ષી પૂરી રહ્યા હતા. શંખ, ભેરી, ડફ તથા નગારખાનાના અવાજ સાથે મોગલાઇ વાજિંત્રો જયનો મંગળ પાઠ પઢી રહ્યાં હતાં. આવી રીતે અપૂર્વ ઠાઠથી શણગારાયેલું બાજીરાવનું સૈન્ય તાપીનદી સૂધી પહોંચતાં પોણો લાખની ભરતીથી ભરાઇ ગયું, અને જોઇતી સર્વ સામગ્રીથી ભરપુર થઇ ગયું. અન્ન સામગ્રી સારુ વણઝારાની પોઠો સાથે યોગ્ય બંદોબસ્ત થઇ ગયો હતો.

મ્હોટી મ્હોટી મજલો કાપતા કાપતા કાસારઘાટ, અજંટ્યાનો ઘાટ, સપ્તશૃંગી, વિંધ્યાદ્રિ, વિગેરે કઠણ પ્રદેશો તથા અરણ્યોને વટાવતો વટાવતો બાજીરાવ નર્મદા અને તાપીના તટ પ્રદેશને છુંદતો છુંદતો માળવા પ્રાંતમાં આવી પહોંચ્યો. આ સમયે બાજીરાવનો કનિષ્ઠ બંધુ ચીમણાજી આપ્પા તથા હોલ્કર માળવામાં હતા. તેમના સૈન્ય પાસે

બાજીરાવ જઇ પહોંચ્યો. આપ્ત જનોના અરસ પરસ મળવાથી મહા આનંદ થયો. ચિમણાજી આપાએ માળવા સર કર્યાની વાત અથથીઇતિ સુધી વર્ણવી. અને તે સાથે મલ્હાવરાવ હોલ્કરનું મહત્ પરાક્રમ કહી બતા-વ્યું. બાજીરાવે હોલ્કરને આદરપૂર્વક સન્માન કર્યું, અને હોલ્કરે સેવક ધર્મ પરાયણ થઇને નમન કર્યું અને સ્વામી સેવક ધર્મની મહત્તા ચળકી ઉઠી. રામચન્દ્ર તથા ભરતના સમાગમ જેવો ચીમણાજી આપાએ ચિતાર આપ્યો. તેવો જ હનુમત અને રામચન્દ્ર જેવો સ્વામી સેવકનો ભાવ હોલ્કર તથા બાજીરાવના મેળાપમાં તરી ઉઠયો. એ સ્વામી અને સેવક બન્નેનો ભાવ સર્વદા સ્તુતિપાત્ર છે, જે સેવકમાં દૃઢ ભક્તિભાવ વહ્યા કરે છે તેજ મહાકાર્યને પાર પાડે છે અને જે સ્વામી સેવકમાં પૂર શ્રદ્ધાથી વિશ્વાસે મૂકે છે તે સ્વામી જયના મહા આનંદને ચાખે છે, અશ્રદ્ધાવાન્ અને અવિશ્વાસી કંઇ પ્રાપ્ત કરતા નથી.

બાજીરાવે ચીમણાજી આપ્પાનું સૈન્ય પોતાને તાબે લીધું અને ચીમણાજી આપાને તથા પીલાજીરાવ જાદવને કોકણ તથા સતારાનો બંદોબસ્ત કરવા મોકલ્યા અને પોતે મલ્હાવરાવ હોલ્કરને સાથે લઇ, બુંદેલખંડ તરફ બંગષને મહાત કરવા ચાલ્યો. છત્રશાળ રાજાને મળ-વાનો વૃથા કાળ ખોવો યોગ્ય ન જણાવાથી, બાજીરાવે એકદમ મહ-મદખાન બંગષનાં સૈન્ય તરફ એકદમ મોરચો ફેરવ્યો.

બંગષ પોતાનાં સૈન્યને વીર મોહિનીથી ઉત્તેજિત કરવા યત્ન કરી, એ ત્રણ ફેરી બાજીરાવ ઉપર હલ્લો લઇ ગયો.

બાજીરાવે શૈર્ય ઉત્તેજક ધન્યવાદ આપતાં સૈન્યને ઉશ્કેર્યું. સૈન્યે મહાવીર પ્રભાવથી બંગષનો મદ ઉતાર્યો અને બંગષ લાચાર થયો. તેનો વીરો હિંમત હારી ગયા. સામા થવામાં કાંઇ સાર નથી, ખીજવાયેલા સિંહ પાસે શિયાળવાનો પ્રપંચ ફ્નેહ પામવાનો નથી, એમ ભેદ પામતાંજ બંગશે જૈયતપુરના કિલ્લાનો આશ્રય લીધો. બાજીરાવે કિલ્લાને ઘેરો નાંખ્યો, અને અન્ન પાણી આવવાનાં સાધન નષ્ટ કર્યાં. બંગશને નવીન સામગ્રી આવતી બંધ થઇ, કિલ્લામાં ખોરાક ઘટી ગયો અને ઘોડા તથા કુતરા બિલાડા ઉપર ખોરાકનો આધાર આવી પડયો. બંગશની વેદનાનો પાર રહ્યો નહિ. અન્ન વિના સૈન્ય ત્રાહે ત્રાહે પોકારી રહ્યું. અતિસારાદિ રોગથી દુઃખી દુઃખી થઇ ગયું અને આખો કિલ્લો અસુખાકારીનું સ્થાન થઇ ગયું. હવે બંગશમાં લઢવાની તાકાત રહી નહોતી, તેમ બાજીરાવને તાબે થવાથી જીવવાની આશા પણ નહોતી. બંગશે મહા-પ્રયત્ને એક હલકારા મારફતે પોતાની દુર્દશાના વર્તમાન પોતાના પુત્ર ઉપર મોકલ્યા. પિતૃભક્તિ પરાયણ પુત્રે બનતી ત્વરાથી અફઘાનોનું સમર્થ

સૈન્ય તૈયાર કર્યું અને ધસતો ધસતો જૈયતપુરના કિલ્લા પાસે આવી પહોંચ્યો. જૈયતપુરનો કિલ્લો બાજીરાવ લાખ આદમીના સૈન્યથી ઘેરી બેઠો હતો. તેમાં પ્રવેશ કરવાને યતૂકિંચિત પણ જગા નહોતી. તેમની સાથે લઢવામાં પહોંચી વળાય, એમ પણ ન હોતું એવી તેની ખાત્રી થવાથી તેનું નૂર ઉતરી ગયું. મહાપ્રયત્ને કિલ્લાની ચોરવાટની બાતમી મેળવી તે માર્ગે પિતાને છોડાવવાનો યત્ન કીધો. ચોરવાટ પ્રાણાન્ત જેવી દુર્ઘટતાથી પ્રવેશ કરી શકાય એવી ન હોતી. તેમ છતાં પણ મહાપ્રયત્ને તેમાંથી મધ્ય રાત્રિએ પિતાનો છૂટકારો કર્યો અને મહાહાનિથી થોડા ઘણા સૈનિકોને બચાવી શક્યો, તેટલાને લઇ પલાયન કરી ગયો. બીજી બાજૂએ મલ્હાવરાવ હોલ્કર તોપોના મોરચા બાંધી કિલ્લાને તોડવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. કિલ્લો મજબૂત હતો. તેથી મલ્હાવરાવની તોપો બરોબર કામ કરી શકી નહિ. બાજીરાવ કિલ્લાને કેમ ભેદવો તેનો વિચાર કરવા ઘોડા ઉપર ચઢીને ત્યાં આવ્યો અને કિલ્લો તોડવાને અનેક યુકિતઓ બતાવી પોતે કિલ્લાની ચોગરદમ ફરી વળ્યો. ફરતાં ફરતાં બાજીરાવની દૃષ્ટિ ચોરવાટથી શત્રુનું સૈન્ય પલાયન કરી જતું હતું, ત્યાં ગઇ. એટલે તેણે રૌદ્ર ગર્જના કરી સ્વારોને તેમના ઉપર હલ્લો કરવાને આજ્ઞા કરી. મરેઠાઓએ શત્રુની પીઠ પકડી. અનેક મુસલમાનો ઠાર થયા. "યા અલ્લા, યા ખુદા" કરતા કરતા અનેક યાતના પામતા મરણને તાબે થયા. બંગશ પકડાતો પકડાતો બચ્યો અને બુંદેલખંડની બહાર મુસલમાની સૈન્યને બાજીરાવના રણ વીરોએ હોકી કહાડયું અને બાજીરાવનો જય મનાયો. રણતુરોએ જય ગર્જનાથી બુંદેલખંડને ગર્જાવી મુકયું. આ વર્તમાનથી વૃદ્ધ ક્ષાત્રકુળ ભૂષણ છત્રશાળ રાજાના આનંદમાં મહાવૃદ્ધિ થઇ.

સૌન્દર્યને વધારી રહ્યું છે. આનંદ સૂચક માંગલિક વાજીંત્રો મનોહરતામાં વધારો કરી વીરખ્યાતિ ગાઇ રહ્યાં છે. વિજયવાવટા વીરત્વનું મહત્વ દર્શાવતા ફડફડાટ કરી ફરકતા ગગન મંડળમાં વીરત્વનું માન વધારી રહ્યા છે. છડીદારો સુવર્ણ છડીઓને હાથમાં લઇ વિજેતાના આદર માટે રુઆબ દર્શાવતા દોડધામ કરી રહ્યા છે. ક્ષાત્રકુળ તિલક છત્રશાળ રાજાનું મહત્વ આજે રહ્યું છે. બાજીરાવનું આજે મહત્વ વધ્યું છે બંગશનું પારિપત્ય થયું છે. આ સર્વ પ્રકારના આનંદને દર્શાવતા વીરજનો ઘોડાઓને કુદાવતા, મદગલિત ગજરાજોના ગળામાં ઘાલેલી ઘંટમાળોના ઘોષનો નાદ કરાવતા, માંગલિક શબ્દધ્વનિથી શત્રુઓના હૃદયને જર્જરિત કરવાની ઇચ્છાથી હર્ષ, આશીશ અને સૌન્દર્યનો વરસાદ વર્ષાવી રહ્યા છે.

આખા જગતને પ્રકાશમય કરતી ઝગ ઝગતી સૂર્યપ્રભા સુવર્ણ પ્રકાશ ફેલાવી રહી છે, તે સમયે સ્વર્ગ લોકનું અનુકરણ કરતો સત્સશીલ છત્રશાળ રાજા, વીર ગર્વથી ગૌરવાન્વિત થએલા બાજીરાવનો હાથ પકડી દરબારમાં પોતાના રાજ્યાસન ઉપર સાથે લઇને બેઠો. અર્ધ રાજ્યાસન દબાવી વીર દબાબથી બેઠેલા બાજીરાવે વિદ્યુત્ જેવી ચક્ષુ દરબાર મંડળ ઉપર પસારતાં પહેલાં તો બાજીરાવ અને છત્રશાળના સર્વ સરદારોએ પોતપોતાની યોગ્યતા વિચારી આસન લઇ લીધાં, અને વીરત્વની છાપ પાડતા આધીનતાનો વિનય દર્શાવતા બેઠા. સદ્ભાવ દર્શી છત્રશાળ રાજા, સર્વના આવી રહેતાં જ, વીર વિવેકને દર્શાવતાં બોલ્યો—"મહમદખાન બંગષનું પારિપત્ય કરી, મારા જેવા વૃદ્ધ ક્ષત્રિયની લાજ રાખી, જે આનંદ, આપે અનુભવાવ્યો છે તે અવર્ણનીય છે, અને તેથી ભારતભૂમિના વીરમણિ બાજીરાવે જે ચિરકાલની કીર્તિ સંપાદન કરી છે તેનું વિજયગાન કથવાને મારી વૃદ્ધ વાણીમાં શક્તિ નથી. પરંતુ તેનું તારતમ્ય દર્શાવતો બાજીરાવ પ્રત્યેનો મારો જે પ્રેમ વહન થાય છે તે મારી મુખ મુદ્રા ઉપર આપને દેખાતો હશે. મારી વૃદ્ધાવસ્થાનો લાભ લઇ ક્ષાત્ર ગર્વ અને રાજ્ય વિભૂતિને ભસ્મીભૂત કરવા બંગશે પ્રયત્ન કીધો હતો પણ તેને નિષ્ફળ કરવા બાજીરાવે જે કીધું છે, તેવું મહાકૃત્ય કોઇથી પણ થવું અશકય છે. એનો બદલો વાળવા હું શક્તિમાન્ નથી."

એ સાંભળતાં જ વીરત્વના તેજોમય ઓજસથી સર્વ ઉપર છાપ મારતો વિનયભારથી લચેલો બાજીરાવ બોલ્યો—"દુષ્ટ દુરાચારી હૃદય શૂન્ય બંગશ પોતાનાં કૃત્યોની યોગ્ય સિક્ષાને પામ્યો છે, એ આપ વૃદ્ધ ક્ષાત્રકુળ તિલકનાં પુણ્યની પ્રભુતાના પ્રતાપથી જ થયું છે. આપ જેવા વડીલોની સેવા કરવી એ મારી ફરજ છે. આપ જેવા ક્ષાત્ર વીરોએ

વીરત્વથી યુવાવસ્થામાં ભારતભૂમિના મલીન થતાં તત્ત્વોને સાચવી રાખ્યાં છે, તે તત્ત્વોએ અમારી દ્વારા આપ વડીલોની સેવા કરવાને અમને ઉત્સાહ આપ્યો છે એ આપનો અને ઇષ્ટ જનોનો પ્રતાપ છે."

છત્રશાળ–"ભાઇ તું ન હોત તો અમારી ખરાબી હતી."

બાજીરાવ–"આપ જેવા ક્ષાત્રકુળ તિલકોએ ભારતભૂમિની ઓછી સેવા કરી નથી! જે વીરત્વનું બીજ ભારતભૂમિમાં રહેલું છે તે ' ક્ષાત્રબુદ્ધિનો પ્રભાવ છે. અને આપના જેવા વૃદ્ધ મહાશયોની સેવા " કરવી એ તો અમારું કર્તવ્ય છે."

છત્રશાળ–"હા, બેટા, કર્તવ્ય સમજતા થશો ત્યારે ભારતભૂમિની " વિશુદ્ધિ નષ્ટ થશે. આજ કાલ યવન સત્તા દુઃખ પસારી રહી છે."

બાજીરાવ–"અધર્મ કોઇનો સાથી નથી. જે ધર્મથી પતન થાય " છે તેનું સર્વ પતન થાય છે. મોગલ પાદશાહતના અન્યાયાચરણનું " વિષફળ ઉન્નત થઇ ગયું છે. શિવાજી મહારાજે તેને ભસ્મીભૂત " કરવા બીજ રોપેલું છે. શાહૂ મહારાજની કૃપાથી અને તમારા જેવા " વડીલોની આશીશથી તેને સંપૂર્ણ કરવા યત્ન કરીશ"–

છત્રશાળ–"ધન્ય છે. બેટા, ખરું કર્તવ્ય એમાં જ છે. આર્ય જીવ- " નની માત્ર એમાં જ રક્ષા છે."

બાજીરાવ–"આર્ય જીવનનો જીર્ણોદ્ધાર કરવાને લક્ષ્મી, વીરત્વ, " અને કર્તવ્ય ગાદ્ય કરનાર સત્યશીળ વીરત્વ ધારીઓની આવશ્યકતા છે."

છત્રશાળ–"બેટા, કર્તવ્ય કરનારને સમય સર્વ મેળવે છે. માટે " તેને જો સાચવશો તો સર્વ આવી મળશે અને ચિરકીર્તિ મેળવશો."

બાજીરાવ–"એ ત્રણે ચીજોની આવશ્યકતા માટે પ્રથમ યોજના ' થવી જરૂરની છે. જો તેમ થાય તો જ મહા યત્નમાં ફળાય. ' અત્યાર સુધી જે મોગલોને ભસ્મીભૂત કરવામાં અડચણ છે તે એ જ છે."

છત્રશાળ–"પ્રભુને ત્યાં કંઇ ખોટ નથી. યોગ્યતા પ્રાપ્ત થાય છે " ત્યારે સર્વ સાધન સાનુકુળ થાય છે, અનિષ્ટ તત્ત્વ જાય છે, ત્યારે " [illegible] તત્ત્વ આવે છે. માટે ઇષ્ટ ત[illegible] પ્રાપ્તિ કરવા સદ્દવર્તન-

"ચીજ જવાથી અસાર ચીજ આવે છે, તેમ થવા બેઠું લાગે છે.
"પરંતુ ભારતવાસીઓમાં આ સમયને અનુકુળ તૈયારી કયાં છે?"

છત્રશાળ—"આંધળો આંખને જ રડે છે. જો "આર્ય પ્રજા પોતાનાં કર્તવ્યથી નષ્ટ ન થઇ હોત તો આ દુર્દશાને કેમ પામી હોત?

બાજીરાવ—"થવાનું તે થઈ ગયું. હવે માર્ગ નિકળવો જરૂરનો "છે, અને તે શી રીતે કહાડવો તેના વિચારમાં ને વિચારમાં મારા "કલાકોના કલાકો વહી ગયા છે; પરંતુ કંઇ માર્ગ સૂજતો નથી.

છત્રશાળ—"મનુષ્ય, ઇશ્વરે આપેલી પ્રકૃતિનું રક્ષણ કરે તો, ઉન્નતિ "માર્ગમાં જાય. ઉત્તમ જીવન સંપાદન કરે અને સર્વે અનિષ્ટતા તેનાથી "દૂર જાય."

બાજીરાવ—"ભારતની અનિષ્ટતા કયારે જશે?"

છત્રશાળ—"પ્રકાશની પાછળ જેમ અંધકાર અને અંધકારની પાછળ "જેમ પ્રકાશ હોય છે, તેમ સુખ દુઃખ અને સત્તાપ્રતાપ વારા ફરતાં "આવે છે. એમાં જેનું આત્મબળ ઉન્નત્તિ માર્ગમાં ગતિ કરી, મહત્તા "મેળવશે તે સત્તા પ્રતાપ પામશે. પ્રભુને ત્યાં મ્હારું ત્હારું કંઇ નથી. "તેનો કાયદો સર્વને માટે સરખો છે. સદ્વર્તનશાળી થઇ કર્તવ્ય "જાણવાની ભારતમાં યોગ્યતા આવ્યા શિવાય અનિષ્ટતા જવાની નથી."

બાજીરાવ—"ભારતમાં આજે કોઇ કર્તવ્યતાને સમજતું નથી. "કુટિલતા અને સ્વાર્થ પરાયણતાને લીધે કાયર પુરુષોનું પ્રબળ વધી "ગયું છે."

છત્રશાળ—"જ્યાં સૂધી નરપિશાચ મટી, દૈવી મનુષ્ય નહીં બને "ત્યાં સૂધી આશા વ્યર્થ, માટે દૈવી પ્રકૃતિનું પ્રબળ વધે એમ યત્ન કરો."

બાજીરાવ—"શું યત્ન કરવું! અને કેમ કરવું? એ સૂજતું નથી. "વીર પુરુષો માંહોમાંહે ઇર્ષાથી ખરડાએલા છે. સામર્થવાળા ગર્વથી "મદોન્મત્ત થયેલા છે અને અંધવચલા અજ્ઞાનથી હણાયલા છે. એવા "દેશને તે ઉન્નતિ ક્રમમાં કેમ લાવવો.?

છત્રશાળ—"ધર્મ શિવાય બળવાન્ અંધકાર નાશ થતો નથી. ધર્મ "એ પ્રજાને કર્તવ્ય શીખવશે તથા નીતિ શિખવશે. અને પછી આત્મબ- "ળથી ઉન્નત કરશે. જેનું આત્મબળ ઉન્નત થાય છે, તેને સર્વ નમિત થાય "છે. રામદાશ સ્વામીના આત્મબળે શિવાજીને ઉન્નતિ ક્રમમાં મૂકયો. "બ્રહ્મેંદ્ર સ્વામીથી તમો સુકાશો. ધર્મજ્ઞ થઇ જગતનું કલ્યાણ કરવાની "વૃત્તિ રાખી ઉચ્ચાભિલાષી થાઓ. એક સૂર્યના પ્રકાશથી આખું "જગત્ પ્રકાશમય ઝળકી રહે છે, એ તેની વિભૂતિનો પ્રભાવ છે. "તમારી આત્મોન્નતિ તમારી અભિલાષાને પૂર્ણ કરી જગતની આંત-

"રહીને ઠારશે; ઉચ્ચાભિલાષીઓનો જગતમાં સર્વદા જય છે. મારા
"જેવા વૃદ્ધનો આશીર્વાદ છે કે, તમારી ઉચ્ચાભિલાષાને પ્રભુ પૂર્ણ
"કરો. આ આશીર્વાદ સાથે ઝાંસીનો કિલ્લો અને તેની આગળ પાછ-
"ળનો સવા બે લાખ રૂપીયાની ઉપજનો પ્રદેશ આપું છું. બાજીરાવ,
"તમારા સદ્‌વર્તનથી આ વૃદ્ધ ક્ષત્રિયની છાતી પ્રેમ ઉછાળા મારી રહી
"છે. તું મારા બે પુત્રો છે તેવો જ ત્રીજો છે. ભાઇ, હું તને કહેવા રૂપ
"જ પુત્ર ગણતો નથી. પરંતુ મારા મરણ પછી આ ગાદીના જેવા બે
"હિસ્સા પડશે તેવો તારો ત્રીજો પણ પડશે. એમ કહી પુષ્પની માળા
"પહેરાવી આશીર્વાદ દીધો."

બાજીરાવે પ્રેમભાવથી આશીર્ વચનનો સ્વીકાર કરતાં પ્રેમ
દન કર્યું. સર્વેએ જય જયનાં માંગલિક ધ્વનિથી ગર્જના કરી મૂકી.

છત્રશાળે યથા ક્રમે સિંધિયા, હોલ્કર, વિગેરે સરદારોને શીરપાવ
આપી સન્માનિત કરી સંતોષ્યા. હવે દરબાર વિસર્જન થયું હતું.
અને થોડા દીવસ રહી પેશ્વાએ સતારા તરફ પ્રયાણ પણ કર્યું.
શાહૂ મહારાજને મળતાં તેણે બહુ આનંદ સાથે સંતોષ પ્રદર્શિત કર્યો.

મનુષ્ય જેમ જેમ કર્તવ્ય કર્મ કર્યો જાય છે તેમ તેમ ઉન્નતિ
ક્રમમાં મૂકાતો જાય છે તેની સાથે તેના સહાનુભૂતિઓ પણ ઉત્ક-
તામાં આવતા જાય છે અને સૂક્ષ્મપણે તેની સત્તા સર્વ ઉપર
મહત્તા પસારતી જાય છે. છત્રશાળ રાજા થોડા કાળમાં દેવલોક
પામ્યા; તેણે મરતાં પહેલાં પોતાના રાજ્યના ત્રણ સરખા હિસ્સા
પાડી, બાજીરાવ ઉપર તેના હિસ્સાની સનંદ કરી, મોકલી આપી હતી.
આથી કાલ્પી, હટ્ટા, સાગર, ઝાંસી, શિરોજા, કુના, ગઢકોટા,
હિરદેનગર વિગેરે દેશ મળી એકત્રીશ લક્ષની જાગીરી બાજીરાવને
પ્રાપ્ત થઇ.

બાજીરાવ આ સમયે ઉન્નતિક્રમમાં વધ્યો જતો હતો. તેને
આ પ્રદેશની વ્યવસ્થા કરવા રહેવાની ફૂરસદ નહોતી તેથી એ
દેશની વ્યવસ્થા કરવાનું કામ પોતાના અનુયાયી ગોવિંદ ખેર નામના
કરાડા બ્રાહ્મણને સોંપ્યું. ગોવિંદપંત બાજીરાવના હાથ નીચે કેળવાયલો
પાકો શાગરીદ હતો. લાંબો કાળ થયાં બાજીરાવની તેહનાતમાં
રહી રસોઇનું કામ કરતો હતો. ગોવિંદપંત કેવળ અક્ષર શૂન્ય
રસોઇઓ જ ન હતો પરંતુ રાજ્યનીતિ રીતિથી ઘડાયલો, ચાલાક,
સમયસૂચક, વીરપુરુષ હતો. તે શારિરીક સમૃદ્ધિથી ઉત્તમ હોવા સાથે
પક્કો કલમ બાજ હતો. તેણે બાજીરાવની ઉત્તમ પ્રીતિ સંપાદન કરી હતી.
જેણે કામ કર્યું તેણે કામણ કર્યું, એ કહેવત પ્રમાણે સમયે સમયે યુદ્ધ

પ્રસંગે મહાન્ ચાતુર્ય અને વીરત્વ બતાવી, એણે સ્વામીનું મન રંજન કર્યું હતું. આથી સ્વામીની વૃત્તિ ગોવિંદપંત તરફ વળી હતી તેથી બુંદેલખંડની જાહાગીરીની વ્યવસ્થા કરવાનું અને રક્ષણ કરવાનું કામ એને સોંપી બુંદેલખંડનો સુબેદાર બનાવ્યો. ઇ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં જે ગોવિંદપંત બુંદેલેએ વીરખ્યાતિ સંપાદન કરી હતી. તે આ જ વીર હતો અને એ વીર પુરુષની પ્રિયાંગના એ જ પાણીપતના મેદાનમાં પતિ સાથે સહ ગમન કરી અક્ષયકીર્તિ સંપાદન કરી હતી. એ વીર પુરુષ અને તેની સતી સાધ્વી સ્ત્રીનો ઉજ્જવળ જય છે. ગોવિંદ ખેર નામથી ઓળખાતો વીર ઉન્નતિક્રમમાં મૂકાવાથી "ગોવિંદ બલ્લાળ બુંદેલે"ના નામથી ખ્યાતિમાં આવ્યો હતો અને મહારાષ્ટ્રના ઇતિહાસના પૃષ્ઠ ભાગ ઉપર ચળકી રહ્યો છે.

ઇ. સ. ૧૭૩૪ માં બંગશનું પારિપત્ય કરી, બુંદેલખંડના જય વર્તમાનની કીર્તિ પૂરી પસરી રહી ન હોતી, એટલામાં બાજીરાવને એક ઉત્તમ તક હાથ લાગી. આ સમયે બાજીરાવના પરમ મિત્ર જયપુરના રાજા જયસિંહને દિલ્હીના પાદશાહે આગ્રા તથા માળવાનો સુબો બનાવ્યો. સમય કાળનું પાદશાહી હિત બતાવી, માળવા પ્રાંત બાજીરાવને અપાવી બાજીરાવનું હિત સારી આપ્યું.

ઉભયના હિતાહિતના કરાર કરાવી, પાદશાહને સંતુષ્ટ કરી, જયસિંહે બાજીરાવ ઉપર ઉપકાર કર્યો. ઉન્નતિક્રમમાં જતા વિજેતાને સહસા લક્ષ્મી, કીર્તિ અને પ્રભુતાનો પ્રસાદ મળતો ચાલ્યો. એ ઉચ્ચાભિલાષી ઉન્નતિક્રમમાં ઉન્નત થનાર મહાવીરોનો ઉજ્જવળ યશ છે.



## પ્રકરણ ૨૩ મું

## વિજેતાનો સીદી ઉપર વિજય.

*शार्दूलविक्रीडितम्

नाऽस्योच्छ्रायवती तनुर्न दशनौ नो दीर्घ दीर्घः करः
सैन्यंवारणनैष कैसरीशिशुस्त्वाडंबरैः स्पर्द्धते ॥
तेजोबीजमजेयमस्य हृदये न्यस्तः पुनर्वेधसा
तादृक्ता दशमे वयेन सुतरांमोज्यं पशुं मन्यते ॥ १ ॥

*લાંબા દાંત નથી નથી ગજપતિ, જો સુંઢ તારા સમી,
ના પ્હોંચે સરખાવતાં કદ વિષે, આડંબરે છે કમી;

જંજીરાનો સીદી અહંતા તથા મમતાને આધીન થઇ
મદોન્મત્ત થઇ સત્તાલોભી થયો હતો. પારકી સત્તાને હરવાનો
અતિ મોહ તે અજ્ઞાન છે અને તે દુઃખનું મહા કારણ છે. અજ્ઞાનથી
અનાચાર વધે છે, અને અનાચારથી આપત્તિ આવી પડે છે. સર્વ
દુઃખનું મહાકારણ અજ્ઞાન છે. રાગ, દ્વેષ, મોહ, શોક, અભિમાન, કામ,
ક્રોધ, ગર્વ, તંદ્રા, આળસ, ઇચ્છા, અનિચ્છા, તાપ, પારકી સમૃદ્ધિ
જોઇ બળી મરવું, હિંસા અને કુટિલતા એ સર્વ અજ્ઞાનથી જ ઉત્તરોત્તર
વૃદ્ધિ પામે છે, અને એનું મૂળ અતિલોભ છે. અજ્ઞાન અને અતિ
લોભ એ સમાન ફળ આપનારાં છે. લોભ જ્યારે વધે છે ત્યારે સુખુ-
દ્ધિને નષ્ટ કરી અજ્ઞાનને વધારે છે. લોભ જ્યારે સમાન અવસ્થાને
પામે છે ત્યારે અજ્ઞાનતા પણ સ્થંભે છે, અને લોભ જ્યારે ક્ષય પામે
છે ત્યારે અજ્ઞાનતાના સર્વ અંકુરો સમેટાઇ જઇ તે પણ ક્ષયને પામે
છે. અતિલોભ એ દુઃખ સંતાપ અને મોહાદિને ઉત્પન્ન કરનાર અધિદેવ
છે. આ સદીનો તે અધિદેવ હતો. લોભે ઉત્પન્ન થઇ સર્વને અજ્ઞાનમાં
અંધ કીધા હતા. કર્તવ્યથી ભ્રષ્ટ કરી ખુનામરકી ચલાવનાર કુટિલ
અને સ્વાર્થી બનાવ્યા હતા, કુટિલતા અને કપટાચરણ મનુષ્યને અવળે
રસ્તે દોરી જાય છે. ન્યાય અન્યાયની તુલોતવીત તુલના તથા ઉત્તમ
વિચાર શક્તિ એથી જ અધમતાને પામી ઉન્નતિક્રમમાં ન લઇ જતાં
અધમતાને આણે છે. અઢારમી સદીની આખેરીએ જે પરિણામ
આપણે જોઇએ છીએ તેથી કુટિલતા અને સ્વાર્થપરાયણતાથી આર્ય
રાજ્યદ્વારીઓની જે તુલના તોળાઇ તેમાં કાયરપણું અને કર્તવ્ય
નષ્ટપણાને દુર્ગુણોએ પ્રાધાન્ય ધારણ કરીને ખાતે ખરાબી કરી છે.
તેથી બીજે ઘડો લેવા જવું પડે એમ નથી. અઢારમી સદી ખાતે
ખરાબીનું મુળ હતું અને તે ખાતે ખરાબીમાં મુસલમાન મરેઠા અને
રજપુત સર્વે તોળાઇ ગયા છે. તેનું સૂક્ષ્મ સ્પષ્ટીકરણ કરવાની આવ-
શ્યતા નથી. પરંતુ તે પ્રાયશ્ચિત્ત કેટલી સદી સુધી પહોંચશે એ વિચા-
રવું દુર્ઘટ થઇ પડયું છે.

જંજીરાનો સિદી શૂરત્વથી છકેલો સ્વતંત્રતાનો સ્વચ્છંદી પતિ હતો;
તેણે મરેઠી સત્તાને જબરો નાચ નચાવ્યો હતો. તેના વીરત્વ આગળ
મરેઠાઓનો પ્રયત્ન વર્ષોના વરસો થયા નિષ્ફળ નિવડયો હતો. ઇ. સ.
૧૭૩૩થી મહા ઉત્પાત લઇ બેઠો હતો તેને અતિ લોભ થયો હતો
અને તેમાં તે જેમ જેમ ફાવતો ગયો તેમ તેમ વધારે ધમાલ મચા-

---

તોએ લક્ષ્ય ગણે તને નિજતણું, આ સિંહનો બાળ તો,
પામ્યો તેજતણું અજિત બીજ તે, ધાંતા થકી હાલતો.

વતો ગયો. ઈ. સ. ૧૭૩૩ માં બાજીરાવ માળવામાં વિજય સેડ વગાડતો હતો. ત્યારે સતારાના સત્તાધારીઓને સીદી થકવી રહ્યો હતો. અરેઠી પ્રદેશ ઉપર સ્વારીઓ કરી ખંડણી લેવા લાગ્યો હતો આથી શ્રીપતરાવ પ્રતિનિધિ પોતાના અનુયાયી યમાજી શિવદેવ, ઉદાજી ચવ્હાણ વિગેરેને લઇ ચઢી ગયો હતો. અને રાજ્ય પ્રકરણી પ્રપંચથી સીદીના સરદાર યાકુબખાનને સ્વાધીન કર્યો હતો. પરંતુ પ્રપંચી પ્રકરણ નિષ્ફળ નિવડયું અને યુદ્ધ પ્રસંગમાં પ્રતિનિધિ ફળ પ્રાપ્ત કરી શકયો નહિ. યુદ્ધ પ્રસંગથી પ્રજાની જબરી ખુવારી થઇ. પ્રતિનિધિએ મહા વિરત્વથી ગોવળ કોન્ડાનો કીલ્લો હસ્તગત કીધો. સીદીએ છાપો મારી વીરત્વથી પાછો લીધો. આવી રીતે વિરત્વથી મદોન્મત થએલા સીદીએ શ્રીપતરાવ પ્રતિનિધીને ફાવવા ન દેતા સેહ આપી. તેથી મદદ સારૂ ચિમણાજી અપ્પાને બોલાવવા નિમંત્રણ કીધું પરંતુ કટાકટીના મામલામાં રોકાવાથી તે આવી શકયો નહી. આથી શાહૂ મહારાજાએ ચિમણાજી અપ્પા ઉપર સખત દબાણ કર્યું કે તમે જઇ નહી શકશો તો હું ચઢીશ. શાહૂ મહારાજાના સખત દબાણથી ચિમણાજી અપ્પાએ પિલાજીરાવ જાદવને મોકલ્યા અને બીજા સરદારોએ જવાની હિમ્મત કરી નહિ. આવા કટાકટીના મામલામાં નિભાવની દુર્લભ ધારી પ્રતિનિધિ પાછો ફર્યો. આ વર્તમાનથી બાજીરાવ ક્રોધાક્રાંત થઇ ગયો અને સીદીનો પરાજ્ય કરવા નક્કી કરી માળવાનો બદોબસ્ત કરી ઇ. સ. ૧૭૩૬ માં કોકણ તરફ કુચ કરી. બાજીરાવની સ્વારી ગોદાવરીના તટ પ્રદેશ ઉપર આવી પહોંચી ગોદાવરીના પ્રદેશ ઉપર આવતાંજ શાહૂ મહારાજાને વિનંતિ પત્ર લખી દંડા રાજાપુરી તરફ રવાના થવાના વર્તમાન જણાવ્યા. સીદીનો પરાજય કરવા બાજીરાવ આવી પહોંચ્યો જાણી શાહૂને મહા આનંદ થયો. તેને સતારાથી સિંન્દિયા, હોલ્કર તથા ખાસ પાયગાનું મહા સૈન્ય લઇ પિલાજીરાવ જાદવને મદદે મોકલ્યો. બાજીરાવ સહ્યાદ્રિ પર્વત ઓળંગી કોકણમાં પેઠો કે સીદી રહીમાન તથા સિદી યાકુબખાન તેને આવી મળ્યા. બાજીરાવે મહા યુદ્ધ શરુ કર્યું. પ્રથમ તડાકે જ તળે તથા ઘોસાળેના બે કિલ્લા સર કર્યા. એટલામાં અક્કલકોટનો ફત્તેસિંહ ભોંસલે તથા પ્રતિનિધિ સૈન્ય સહવર્તમાન આવી મળ્યા. યાકુબખાને રાયગઢના કીલ્લેદારને અનુકૂલ કરી રાખ્યો હતો તેથી પ્રતિનિધિએ રાયગઢ વગર મેહેનતે ત્વરાથી સર કર્યો. આ વર્તમાનના સંબંધમાં બાજીરાવે પોતાના દીવાન અંબાજીપંત પુરંદરેને એક પત્ર લખ્યો છે. તે અસલ લેખ દાખલ કરીએ છીએ.

श्री

राजश्रिया विराजित राजमान्य राजश्री अंबाजीपंत स्वामी गोसावी यांसी:-

सेवक **बाजीराव** यांचा साष्टांग नमस्कार विनंति उपरि येथील कुशल तागाईत ज्येष्ठ कृष्णपक्ष सप्तमी गुरुवार पर्यंत यथास्थित जाणून स्वकीय लिहिणें.

विशेष—तुमचीं दोनतीन पत्रें व बाळाचें पत्र व राजश्री स्वामींचीं पत्रें कांहीं काल व कांहीं परवां ऐशीं पावलीं. त्यांत सारांश कीं, " छावणी केली उत्तम केलें. खर्चास व लोक राजश्री स्वामी पुरवितात. प्रतिनिधीस व सर लष्कर, कृष्णाजी दाभाडे रवाना केले. महाडास येतील. उदाजी चव्हाणाकडील कारकुनास सांगोन दोन हजार प्यादे आणविले आहेत तेही येतील. संभूसिंग चव्हाण यासही बोलाविलें आहे तेही आलियावर रवाना होतील. सचिवासही निरोप दिल्हा." म्हणून विस्तर लिहिल्या प्रमाणें कळलें परंतु येथील मनसुबा ऐसा आहे शेखजी ह्मांस भेटले. खोकरीची वाट मात्र त्यांनीं दाखवून दिली. काम करितां तकेंच केलें येथें येतांच दुसरे दिवशीं त्यांस बोलावून हत्ती, वस्त्रें देत होतों. खर्चाची रदबदल करूं लागले तेव्हां बोली करून तूर्त दहा हजार रुपये त्यांचे पदरीं घातले. बहुमाना साठीं बहुतसा आग्रह केला. परंतु ते करून घेईनात. लोक कोणी त्यांजवळ राहिले नाहींत. सारे उठउठोन आपापले कबिले काढावयास गेले. तेव्हां गड सुटले नव्हते आतां गड सुटले. सारे कबिले मुलखांतच मागती राहिले. लोकांस मागती बोलावूं पाठविलें आहे. येतील तेव्हां खरें. पहिले लोक कोणींशें दोनशें भेटले त्यांस अटक करून ठेवावे तरी कौल दिला कार्य होतें कौलाचेंच होतें यास्तव त्यास अटकही करितां नये. यास्तव निरोप दिला. आंतील राजकारण होते तेतो पहिलेच दिवशीं वारले. आतां प्रस्तुत कांहीं शेखजीच्याने कार्य होत नाहीं. बरेंही वाटत नाहीं. चार महिने येथें राहील्या उपरी मग त्यांच्यांनें तरतूद होईल ते करतील. खर्चास मागतील तसें देणें लागेल. गड घेतले त्यां पैकीं अवचितगड त्यांचे हवालीं कबिले ठेवावयास करावा असें झालें. तोही त्यांचे हवाली केला, न करावा तरी बेदील होतो, करावा तरी इतबारही पुरेना, परंतु करणें प्राप्त झाला; केला. या जातीचें त्याचें वर्तमान आहे खानजादा थोरला मेला. त्याचा लेक बाहेर होता तो आह्मा जवळ आहे. आणि लहान भाऊ त्यांचे सहाजण आहेत. हाही मूल शहाणाच आहे. आंत सिद्धि समूल व सिद्धि अवर अकलानी ऐसे आहेत. चाराशें मनुष्यें किल्यावर आहेत. पहिले थोडके होते. आलीकडे अंजनवेली ह

दंदेरीहून मदत त्यास आली. एकू भरती झाली आहे. अंजनवेलही मज-बूतच आहे. दंदेरीही मजबूतच आहे चारी जंजीरे त्यांचे वरे खबरदार मुस-लमानच आहेत. अंजनवेलीस कांहीं मराठे असतील त्यांकडे विजयगड, गोवें-ळचा कोट दोन आहेतच. तिसरा मंडणगडही त्यानें वळकाविला आहे. रायगडावर तीनचारशें माणूस मुसलमान आहेत. चारपांचशें मराठे आहेत. गडन (१) वलाविला आहे झुंजता कांहीं पैगामही वरील लागला म्हणून गेले आहेत ते लिहितात सत्य मिथ्या तहहकीकत कोंवा कांहीं कळलें नाहीं. वर्तमान येईल तें लिहुन पाठवूं. ऐसें वर्तमान आहे. सविस्तर कळावें म्हणून लिहिलें असे. लोभ असों दिजे हे विनंती. छ २२ जिल्हेज शनवार.

આ વર્તમાન બન્યા પછી સીદી રહીમાનની આંખ ફાટી ગઇ, તે વિફરેલા વાઘની પઠીમ ક્રોધાક્રાન્ત થઇ ગયો, તેણે પોતાના ભાઇ સીદી રૂહેમાનને મદોન્મત ફાટેલી આંખોવાળા વિકાળ રાક્ષસી કદના સીદી સ્વારોનું સૈન્ય આપીને બાજીરાવ ઉપર મોકલ્યો. હપસાન શબ્દ ધ્વનિથી ઢોલ વગાડી, સિંહનાદ કરી, શૂર ચઢાવતું સીદી સૈન્ય શૌર્યથી મદો-ન્મત થએલું આવી પહોંચ્યું. મર્કટોની પેઠે કુદકારા મારી વાંકાં ચુકાં કુદી વાંજીત્રનાદ કરતા હપસાનો વીર ગર્જના કરી પ્રાણાર્પણ કરવાની પરિસીમા દર્શાવતા બરછીઓનાં ફળાંને ઝળકાવતા, વિદ્યુત જેવી તરવારોને ચળકાવતા, અશ્વોને કુદાવતા, સરણાઇ, ભેરી, રણ-સીંગા તથા હપસાનનાં કારમાં વાજીંત્રોથી ભયંકર શબ્દધ્વતિ કરતા બાજી-રાવની સામે આવીને ઊભા રહ્યા. બાજીરાવનું સૈન્ય તેનો સત્કાર કર-વાને તૈયાર થઇ ઉભું હતું. વીર વાજીંત્રોનો નાદ વીરજનોને ઉત્તેજીત કરી રહ્યો છે. તેમાં યુદ્ધારંભનાં નગારાનો ત્રીજો ડંકો થયો કે તુરત પ્રલયકાળના સમુદ્રની ભરતીના જલતરંગના પ્રવાહની પઠીમ એક બીજાના વીરો ગતિ કરવા લાગ્યા. સીદી તરફથી રહાન પોતાના ભયંકર કાઠાના રાક્ષસી કદના સરદારો સાથે "અલ્લાહ અકબર" નો ઉચ્ચાર ઉચ્ચારતો મોખરે આવી પહોંચ્યો. અને બીજી તરફથી "જય ભવાની" ની ભયાનક ગર્જના કરતો બાજીરાવ તેતરો ઉપર બાજ પક્ષી સુસવાટા મારતો ધસી જાય તેમ ધસી આવ્યો. અરસ પરસનાં શસ્ત્રો અથડાવા લાગ્યાં. અને યુદ્ધાગ્નિ પ્રજ્વલિત થયો, કેસુંડાના રંગ જેવી રૂધિરની સેડો છૂટવા લાગી, ઘોર સંગ્રામની ઘમસાણી મચી રહી, અને ગગન મંડળ જેમ મેઘથી ઘેરાઇ ઘમઘોર થાય તેમ રણભૂમિ વિરજનોના વીરત્વના ઘોષથી ઘેરાઇ ગઇ. તેમાં વિદ્યુતજેવી શમશેરોના ચળકારા ચમકવા લાગ્યા. સૂર્યના તેજથી ઝળકતી બરછીઓ અને ભાલાંઓ ઝળકવા લાગ્યાં; તોપોના તડાકા અને બંદુકોના ભડાકા, આને ખરાબી કરવા

આવી રીતે ઉન્નતિક્રમમાં જતા વિજેતાએ સીદીપર વિજય મેળવીને મહા ખ્યાતિ સંપાદન કરી, શાહુ મહારાજાને પ્રસન્ન કર્યો. શાહુ મહારાજાએ રાયગઢ વિગેરે મેળવેલો પ્રદેશ બાજીરાવના કબજામાં આપી તેને ઉપકૃત કર્યો.

સ્વાર્પણ કરનાર, સ્વામી સેવાને અનુસરનાર માનવ પ્રકૃતિને અનુસરનાર, મહાવીરોનું સર્વદા કલ્યાણ જ થાય છે. આ નિયમને અનુસારે બાજીરાવને કીર્તિ, લક્ષ્મી, અને પ્રભુતા પ્રાપ્ત થઇ હતી, તે સાથે પુત્ર રત્નનો લાભ થયો.

આ સાલમાં તેની ઉપપ્રિયાંગના લાવ્યણ્યની અધિદેવી મસ્તાનીને પેટે "સમશેર બહાદુર" નામનો પુત્ર ઉત્પન્ન થયો; જે "શમશેર બહાદુરે" અબદાલી સાથેના પાણીપતના યુદ્ધમાં મહાવીરત્વ બતાવી વિખ્યાતિ સંપાદન કરી હતી. તે આ જ વીર હતો. જેને બાજીરાવે પોતાની ઉપપ્રિયા સાથે કરેલા કરાર પ્રમાણે બુંદેલખંડમાંના બાંડ્યાંનો નવાબ બનાવ્યો હતો. જેના વંશજોમાં અલ્લી બહાદુર તથા જુલફીકાર અલ્લી વિગેરે નવાબોએ પેશવાની ઉત્તમ પંક્તિની સેવા બજાવી હતી. જે ઇતિહાસના પાના ઉપર ચળકી રહેલી છે.

સંપત્તિ, સંતતિ અને સુખ સત્તાના પ્રતાપથી પ્રતિદિન ચઢતીમાં આવતો બાજીરાવ ઉચ્ચાભિલાષી વીરોને ઉન્નત્તિક્રમમાં જ ધડો લેવા લાયક છે એમ કોણ નહીં કહી શકે ?

---

## પ્રકરણ ૨૪ મું.

—✲✲✲✲✲✲✲✲✲—

### કર્જદારીની નરકયાતના.

**દોહરો.**

ગતિ દાતા ધન જાણવું યંત્ર રૂપ વ્યવહાર.
અટકે ઝટ ભવતંત્રતો, જો નહિ ધન કરસાર.

કર્જદારી એ અઢારમો કોઢ છે પછી તે રાજા હોય પ્રજા હોય કે ગમે તે હોય; જેને કર્જ થયું કે તેને કોઢની પીડા ભોગવવી પડે છે. જ્યારે માણસ કર્જમાં ડુબે છે ત્યારે તેની બુદ્ધિ સર્વ પ્રકારે બુડી જાય છે. તેના ઉન્નત્તિક્રમનાં સાધનોમાં પ્રતિબંધ આવી પડે છે. તેને કંઇ માર્ગ સૂજતો નથી અને તેની પાસે બીજું જે સાધન હોય છે તેને પણ ગુમાવે છે. ભવિષ્યની ખોટી આશામાં કર્જ કરી ઘણા રવડી મરેલા છે. આખો રોટલો લેતાં ટુકડો પણ ખોઇ બેસાય છે. માટે

સર્વદા સાવધ રહી, સ્થિતિને અનુસરી દેશ કાળને માન આપી, કરજદારીથી દૂર રહેવા યત્ન કરવો. જગતમાં કર્જદારી જેવું ભયંકર દુઃખ બીજું નથી. એની યાતના રૌરવ નરક કરતાં પણ જાદે છે. કરજ કરી ...ાવોન્નતિ કરવા ઇચ્છનારે સારી પેઠે જાણવું કે એવા ખોટા વૈભવ ...ટે કરજદારીમાં પડવા કરતાં સાદાઇ અને ખોટા ડોળડમાક વગરની ...દગીમાં ઘણું સુખ છે. કરજદારી થવાથી માનવ પ્રકૃતિનું દૈવત્વ નાશ ...ામે છે, અંતઃકરણને વિશ્રાંતિ મળતી નથી અને ઘણી ફેરી કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ થવાની મતિ થાય છે. ન્યાયાચરણમાં ભ્રષ્ટતા આવી મળે છે. મનુષ્ય હૃદયમાં જે ઉત્સાહ પ્રેરાઇ આનન્દદાયક જગદુદ્ધારક મહાશક્તિ સ્ફૂરાય છે તે નષ્ટ થઇ જાય છે. એટલુંજ નહિં પરંતુ કરજદારી મતિને એટલી બધી બંધ કરી નાંખે છે કે, તે મહાસમર્થ પુરુષોમાં જે ઉત્તમ ગુણો હોય છે જેવા કે તે તેમના જ્ઞાનથી બીજાઓના અજ્ઞાનની નાસ્તિ થાય, તેમનાં વીરત્વથી જગતની અનિષ્ટતા નષ્ટ થઇ સુખશાંતિ થાય, તેમના તેજ પ્રભાવથી અનેક દુષ્ટો જગતને દુઃખ દેતા દૂર થાય, તેમની સદ્વૃત્તિથી અનેક મનુષ્ય પ્રાણીના દૂરાચારના માર્ગ રોધાઇ જાય, તેમના વીર્ય પરાક્રમથી જગતની નિર્બલતા નષ્ટ થઇ ઉત્તમતા થાય, એ શુદ્ધ તત્વો ઉન્નતિક્રમમાં ન આવતાં મગજપર ખોટા ભારને લીધે ઉંધે રસ્તે દોરાય છે અને જીવનનું ખરું સાર્થક જે જગતનું કલ્યાણ કરવું, એ તે પુરુષના હૃદયમાં હોય તો પણ તેને ઉંધે માર્ગે દોરાવાને ફરજ પાડે છે. એવો જ બનાવ શ્રીમંત બાજીરાવ બલ્લાલના સંબંધમાં બનેલો છે. તે તેણે પોતાના ગુરુમહારાજ બ્રહ્મેંદ્ર સ્વામી ઉપર લખેલો નિચેનો પત્ર વાંચેથી સારો ધડો મળશે.

"हल्ली मी बहुतांचा देणेदार होऊन माझी कुतरओढ झाली आहे.
"ही मला नरकयातनाशी वाटते आणी सावकार व शिलेदार यांच्या पाया
"पडतां पडतां माझ्या कपाळाच्चें कातडें गेलें"

ગર્જનાથી શત્રુના ગર્વ ગળી જતા હતા, જેણે પોતાનાં માનને સારુ દેહને હજારો વાર મરણની અણી સુધી રણસંગ્રામમાં ઝોકાવ્યો હતો, તે પુરુષ દેવાદાર થયેલો હોવાથી વીર્યહીન વણિકોને આજીજી કરતો હતો. તે સિંહ પુરુષ શાહુકારને દેખીને દેવાનો શું જવાબ દઇશ, એ વિચારે શિયાળની પેઠે દબાઇ જઇ તેમને જોતાંજ તેજહીન અને ગળગળો થઇ જતો હતો, એના હોંશકોશ ઉડી જતા હતા; જેનું મહાન્ વીરત્વ જગતનાં કલ્યાણ સારુ રણભૂમિમાં ચમકારા મારી રહેતું હતું, તે વીરત્વધારી ગરીબડો કંગાળ જેવો આધીન થયેલો રંક જણાતો હતો. આ કરજદારીની મહા નરકયાતના છે. તે જે કરજદારીમાં પડે છે, તેને ભોગવવી પડે છે. પેશ્વાના કુટુંબને ઘણા કાળ સુધી કરજદારીની ઉપાધિ રહી હતી. અને ખરું પૂછો તો કરજદારીના મહા સંકટે તેમનાં મન ઉપર ભારી ધોકા વખતોવખત માર્યા હતા. અને તેથી તેમને ઘણા અનર્થ સેવવા પડયા છે.

આ કરજદારીના દુઃખથી કંટાળી બાજીરાવ જેવા મહાવીરે અધર્મનો માર્ગ સ્વીકાર્યો, કે જે અધર્મના માર્ગે જ મરાઠી રાજ્યસત્તાને નામોશીથી કલંકિત કરી, આખરે તેની હસ્તિને નાબુદ કરવાને પ્રાધાન્યતા લીધી છે. મહાવીર બાજીરાવે કરજદારીના દુઃખથી કંટાળી, રાજા છતાં લૂટારાના માર્ગને પસંદ કર્યો અને પોતાના વીર અનુયાયી રાણોજી સિંધિયા તથા મલ્હારરાવ હોલ્કરને મોગલોના પ્રદેશમાં લૂટ કરવાનો હુકમ કીધો. હોલ્કર અને સિંધિયા મોગલોના પ્રદેશ ઉપર લૂટ કરવાને ઉતરી પડયા. હજારો રંક પ્રજામાંના અગણ્ય પુરુષો તેમને હાથે લૂટાઇ ગયા, છેદાઇ ગયા, અને અસ્ત વ્યસ્ત થઇ ગયા. આ મહાસંહારમાં મોગલ પાદશાહત થરથરી ગઇ, પ્રજા ત્રાસી ગઇ, અને બાજીરાવની કરજદારીએ આખી ભારત પ્રજાને ચગદી નાંખી, એમ કહીએ તો તે કાંઇ ખોટું નથી. વીરત્વથી રાજ્ય જીતવું, જેટલું ધન્યવાદને પાત્ર છે તેથી આખી પ્રજાને લૂટી લગડી પાયમાલ કરી નાશ અને પાયમાલ કરવાનું અધિક નિંદાપાત્ર છે. પરંતુ જે નિર્બળતા મનુષ્યપ્રાણીમાં એક ફેરી ભરાય છે તે અનેક અનિષ્ટ સૂચક માર્ગે દોરી જઇ મનુષ્યને કર્તવ્યથી ભ્રષ્ટ કરે છે. તેમ કરજદારીનાં ભૂતે બાજીરાવને અધમ માર્ગે દોર્યો, અને તેથી જે ભારત પ્રજાનું તે કલ્યાણ કરવા નીકળ્યો હતો, ને જેમને મોગલોના હાથમાંથી મુક્ત કરી સુખ આપવા નીકળ્યો હતો, તેમની જ સમૃદ્ધિ લૂંટી, તેમને ત્રાશ, દુઃખ અને ભયમાં બારી દીધાં હતાં અને લૂટથી પૈસા સંપાદન કરવાની લાલચમાં અનેક અનર્થો, તે કાળમાં ઉભરાઇ ગયા હતા કે જેને આર્યભૂમિના ઉન્નત્તિ

કૃમમાં મોટો રોષ ઉત્પન્ન કીધો હતો. તેમને ખરેખરું કહીએ તો, વિજે-
તાનો ખરો માર્ગ મૂકી, લૂટારાપણાનો માર્ગ ગ્રહણ કરી, વિજેતા થવા
ઇચ્છા કીધી હતી.

સિંધિયા અને હોલ્કરનાં પ્રતાપી સૈન્યે મધ્યહિંદુસ્તાનમાં વીર-
હાક વગાડી, મહા અનર્થ કરવાથી દિલ્લીની પાદશાહાત થરથરી ઉઠી.
અને જ્યારે તે લોકો ખંડણીઓ ઉઘરાવતા ઉઘરાવતા આગ્રા પાસે
ાવી પહોંચ્યા ત્યારે પાદશાહના વજીર ખાનદૌરાની ગભરામણનો
ાર રહ્યો નહિ. વજીર ખાનદૌરાએ મરેઠાઓ સાથે સંધિ કરવાનું કહેણ
હાવ્યું. પરંતુ સિંધિયા તથા હોલ્કરને સ્વામીની પરવાનગી શિવાય
તેમ કરવાનો અધિકાર ન હોતો, તેથી સંધિ થઇ શકી નહીં. ઉભય
પક્ષના યુદ્ધની સામગ્રી સતેજ થઇ, વજીર ખાનદૌરાએ પોતાના ભાઇ
મુજફ્ફરખાનને સૈન્ય આપી મરેઠા ઉપર મોકલ્યો.

મુજફ્ફરખાનનું સૈન્ય મહા ઠાઠમાઠથી નિકળ્યું હતું. તેના સૈનિ-
કોનો ઠાઠ અને રુઆબ બહુ ભારે હતો. તેનાં ચિત્ર વિચિત્ર નિશાનોના
ફડફડાટનો મનોહર દેખાવ, તેના રણતુરોનો હૃદયભેદક સ્વર, તેનાં
ભાલાં અને સમશેરોનો વિદ્યુત્ જેવો ચળકાટ, તથા તેના રાક્ષસી કદના
વિકાળ દેખાતા અફઘાન સીદી તથા મોગલોનો ઠાઠ, સર્વને વિજયનો
આભાસ આપતા હતા. શહેર બહાર નિકળતાં મુજફ્ફરખાનનાં સૈન્યે
કરેલા હથીઆરોના લખલખાટે, નિશાનોના ફડફડાટે, રણતુર
વાજીંત્રના નાદે તથા સૈનિકોની ગર્જનાએ, દિલ્લીના લોકોને વિજ-
યની આશા આપી હતી. પરંતુ વીરત્વ રહિત પુરુષોનો ખાલી આડંબર
કામ લાગતો નથી. તેમ મુજફ્ફરખાનનો આડંબર નિરર્થક નિવડ્યો હતો.
એશ આરામી થયેલી પ્રજા, તેમ તેના સરદારો પરાક્રમ કરી શકતા
નથી. કેમકે એશ આરામ એ ભીરુતાનો અધિદેવ છે; તેણે જેનામાં
વાસો કર્યો હોય તેનામાં વીરત્વ ટકી શકતું નથી. ખાનસાહેબે થોડે-
ક જ જઇ મુકામ કીધો. મરાઠાનાં વીરત્વની છાય આ કાળમાં સખત
મડી હતી. તેના કીર્તિકથનથી જ ખાનસાહેબ સજડ થઇ ગયા હતા.
નાની સરખી ઝપાઝપી સિંધિયા તથા હોલ્કરની નાની નાની ટુકડીઓ
સાથે વખતો વખત થઇ, તેમાં મરેઠાઓએ કેટલીક ફેરી એક સ્થળેથા
બીજે સ્થળે મુકામો કરી, મુજફ્ફરખાનના દાવ ચુકાવ્યા હતા. વળી એકાએક,
મુજફ્ફરખાનનાં સૈન્ય ઉપર રાત્રે કુદી પડી તેનો કચ્ચરઘાણ વાળી, છટકી
ાતા, આવી રીતે નાની નાની ઝપાઝપી કરી મરેઠા છટકી જતા,
માથા મુંજફ્ફરખાને ટુંકા વખતમાં વિજયનો ઘોષ કરી સૈન્ય દિલ્લી
તરફ પાછું વાળ્યું અને ત્યાં મરેઠાને નર્મદા પાર કરી નાંખ્યાની બડાસો

સારી, જય કર્યાના વર્તમાન પસાર્યા, પરંતુ ખરેખરું જોતાં હકીકત જુદીજ હતી. મરેઠાઓ મુલકો લુટી તથા ખંડણીઓ લઇ બાજીરાવ તરફ મોકલતા હતા. તેમને હાલ દેશ હાથ કરવા કરતાં પૈસાની ગરજ વધારે હતી; તેથી તે ઉદ્યોગે તેઓ લાગેલા હતા. માળવાપ્રાંત તથા ચંબલ નદીનો પ્રદેશ તથા તેમાં આવેલા કીલ્લાઓના કિલ્લેદારોને અસ્તવ્યસ્ત કરી નાંખી મહાભયંકર ત્રાસ મરેઠા વર્તાવી રહ્યા હતા. તેમાં તેમની સાથે રોહિલા લોકોએ મળી જઇ સ્વારીઓ કરવા માંડી. આ સમયે હોલ્કરે પોતાના અનુયાયી કંઠાજી કદમ બાંડેને ગુજરાત ઉપર સ્વારી કરવા મોકલ્યો. તેણે ગુજરાતમાં આવી ઘોર ઘાણ વાળ્યો અમદાવાદની ઉત્તરનાં કેટલાંક ગામ લુંટી લગાડી બાળી ભસ્મીભૂત કરી નાંખ્યાં અને ગુજરાતમાંથી ખંડણી લઇ તે માળવામાં આવી મળ્યો બાજીરાવના અનુયાયીઓ આ સમયે મધ્ય હિંદુસ્તાનમાં મહાન્ વીરત્વથી ઘૂમી રહ્યા હતા. અને જેમ જેમ સિંધિયા અને હોલ્કરે વીરત્વ બતાવી દેશો કબજ કીધા તેમ તેમ નર્મદાની પેલી પારના પ્રદેશે બાજીરાવ પોતાને હસ્તગત કરતો ગયો. દાસત્વની હલકી પાયરીમાંથી સિંધિયા તથા હોલ્કર ઉન્નતિક્રમમાં આવ્યા હતા. તેમનાં વૈભવોન્નતિનાં સાધન વધારવા બાજીરાવ બહુ ઉત્સુક હતો, તેમને રાજ્યવિભૂતિથી અલંકૃત કરી, ઉત્તમ સલાહકારો આપવા સૂધીની યોજના કરી હતી. આ સમયે રામચન્દ્ર બાબા સેણવીને સિંધિયાનો દીવાન બનાવ્યો. રામચન્દ્ર બાબા સેણવી મરાઠા ઇતિહાસમાં એક પ્રસિદ્ધ પુરુષ થઇ ગયો છે. તેનાં સમર્થ બુદ્ધિચાપલ્યે સમય પરત્વે અદ્ભૂત ચમત્કાર કરેલો છે. રામચન્દ્ર બાબા સેણવી સાવંતવાડી પાસેના આરોલી ગામનો કુલકર્ણી હતો. સાવંતવાડીના સત્તાધિશની ઇતરાજી થવાથી, બાજીરાવના આશ્રયમાં તે આવી પડ્યો હતો. બાજીરાવનાં સૈન્યમાં રહી, રામચન્દ્ર બાબાએ વીરત્વનાં તેમ સમયોચિત ચાતુર્યનાં કાર્યો કરી, સર્વને ચકિત કીધા હતા. બાજીરાવની કૃપા આથી રામચન્દ્ર બાબા ઉપર ઘણી જ હતી. બાજીરાવ ગુણજ્ઞ પુરુષોનો ગ્રાહક હતો. જે રાજા ગુણજ્ઞ પુરુષોને સંગ્રહે છે તેનો મહાજય ત્વરાએ થાય છે. તેમ ગુણજ્ઞ પુરુષો પણ ઉચ્ચાભિલાષી રાજ્ય કારોબારીઓ પાસે જ ઉન્નતિ ક્રમમાં જાય છે. સીંધીયાના દીવાન પદ ઉપરથી રામચન્દ્રપંત પેશવાની કારકીર્દી સાથે પાછળથી જોડાયા છે. અને બાલાજી બાજીરાવના સમયરંગ સુધી તેણે પેશવાની રાજ્યસત્તા સાથે જોડાઇ જૂદાં જૂદાં ઘણાં કાર્ય કર્યાં છે. પણ તેની સાથે આપણો ખાસ સંબંધ ન હોવાથી તે તરફ લક્ષ આપતા નથી.

દરજ યાતનાથી પીડાતા બાજીરાવનો પત્ર વાંચી તેના ગુરુ મહાત્મા

ધાવડસીકરે તેને ઉત્તેજિત કરવામાં ખામી રાખી ન હોતી. મહાત્મા ધાવડસીકર તત્વજ્ઞાનના આદ્યદેવ હતા; તે શિષ્યની કર્મ ઉપાધિની પરિસીમાને પામી ગયા હતા. તેમણે બાજીરાવને ઉત્તેજિત કરતાં શીક્ષણ આપ્યું કે,–"તારાં કર્તવ્યનો વિચાર કર, તેં શું કરવાનું માથે લીધું છે, તે વિચાર, આવી રીતે ખિન્ન થઇ કાયર થવાથી શું તારું કર્તવ્ય સિદ્ધ થશે? શું કાર્ય સાધક ઉદ્યોગી પુરુષોને આવું કાયર થવું યોગ્ય છે? ઉદ્યોગ કર, ઉદ્યોગથી સર્વ કાર્ય સિદ્ધ થશે. આર્યવિશુદ્ધિને તારવાનું કાર્ય લઇ તું બહાર પડ્યો છે ત્યારે તારે જાણવું જોઇએ કે, આત્મ ઉત્કર્ષ વધારવાથી જ જય વાવટો સર્વ સ્થળે ફરકશે. કાયરતાથી હાનિ છે. અધમકૃત્યો ખરી ઉન્નત્તિને આપતાં નથી. અને જ્યાં આત્મપ્રતિભા ઉત્તેજિત થઇ પ્રકાશે છે ત્યાં સર્વ પ્રકારની સુખ સંપત્તિ આવી મળે છે અને જ્યાં હોતાં નથી ત્યાં દુઃખ આવે છે. પ્રાચીન મહાત્માઓનું કહેવું છે કે, કર્તવ્ય કરવામાં પાછા પડવું નહીં અને કર્તવ્ય કરતાં જો કંઇ વિઘ્નો આવે ત્યારે શાંત થઇ વિચારવું તો તેથી સ્પષ્ટ જણાશે કે, કર્તવ્ય કરવામાં ખામી પડવાથી સંકટ આવી પડ્યું છે. જગતની સર્વ મહાન્ સિદ્ધિઓ ખરું કર્તવ્ય કરનારને આધીન છે, તું આજે લક્ષ્મી સારુ યાતના કરે છે. પરંતુ જરા સ્થિર ચિત્ત રાખી આર્યાવર્તની પ્રાચીન સ્થિતિ તપાસ. તારી ખાત્રી થશે કે, પૃથ્વી રસથી ભરપૂર હતી, ખાંણો જવાહીરથી ઉભરાઈ જતી હતી, આર્યભૂમિના રાજા અને પ્રજાના ખજાના સોનારૂપાની રેલછેલથી છલકાઇ જતા હતા. તે કાળે રંકની ઝુંપડીમાં, રાજાના રાજ્ય મહેલમાં અને યોગીની પર્ણકુટીમાં અને ગૃહસ્થના ગૃહસ્થાશ્રમમાં શાંતિ અને સુલભતા શિવાય બીજાનું દિગ્દર્શન થતું ન હોતું. શ્રી અને સરસ્વતીનો વાસો સર્વ સ્થળે પસરી રહ્યો હતો. એનું શું કારણ હતું? તેનો પ્રત્યુત્તર એ જ તારો આત્મા આપશે કે; કર્તવ્ય કર્મમાં દૃઢ શ્રદ્ધાવાન્ સ્વધર્માનુરાગી વીરોની વિભૂતિનું તે ફળ હતું. આજે ભારતભૂમિમાં એથી ઉલટું છે. પૃથ્વી રસરહિત છે. સુખ સત્તા અને સંપતિના ઝરા સુકાઇ ગયા છે. જરાપણ શાંતિ નથી. એનું કારણ શું? ધર્મભ્રષ્ટતા અને કર્તવ્યથી નષ્ટ થવાનું પરિણામ છે. હરેક પોત પોતાના અધિકારાનુસાર પોતાનું કર્તવ્ય કરવું અવશ્યનું છે. જેમ જેમ મનુષ્ય ધર્મ પરાયણતામાં ઉન્નત્ત થઇ કર્તવ્ય કરતો જશે, તેમ તેમ સૂક્ષ્મસૃષ્ટિમાંથી ઉચ્ચ શક્તિઓની પ્રસાદી તેને પ્રાપ્ત થતી જશે, અને સુખ સમૃદ્ધિ તથા શાંતિ એ બધી ચીજ આપો આપ આવી મળશે. આત્મબળથી દૈવી પ્રસાદીના ઝરા આપો-

"शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।
"तीर्णाः स्वयं भीमभवार्णवं जनान् हेतुनान्यानपि तारयन्तः ।
"अयं स्वभावः स्वतएव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम् ।
"सुधां सुरेषु स्वयमर्ककर्कशप्रभाभितप्ता भवति क्षितिः किल ॥

विवेकचूडामणि.

અર્થ—"શાંત મહાત્મા વસંતની પેઠે લોકોનું હિત કરતા, પાતે ભયંકર સંસારરૂપી સમુદ્રથી તરેલા અને બીજાઓને કેવળ કરુણાથી એ સમુદ્રમાંથી તારનારા સત્પુરુષો જગતમાં વસે છે. જેમ સૂર્યના કઠોર કીરણોથી તપેલી પૃથ્વીને શાંત કરવી, એ ચંદ્રનો સ્વભાવ જ છે. તેમ સંસાર સંબંધી બીજા પુરુષોના પરિશ્રમને પોતે મટાડવો, એ મહાત્માઓનો સ્વભાવ જ છે."

## પ્રકરણ ૨૫ મું.

### દિલ્હીપર સ્વારી.

કવિત્ત.

सारससे सुवा करवानकसे शाहजादे;
मोरसे मूगल मीर धीरमें धचै नहि ।
बगलासे बगस बलुच बलख ऐसे;
काबिली कुलंग याते रणमें रचे नहि ।
भूखण खेलत सितारेमे शिकार संभा;
सिवाको सुवन जाते धुवन बचै नहि ।
बाजीराव बाजकी चपेटै फरे चोर ओर;
तीतर तुरक दिल्ही भींतर बचै नहि. ।

(ભૂખણ.)

મહાવીરો પોતાના કાર્યમાં મચ્યા જ રહે છે અને દરેક કાર્ય ઉત્સાહથી પાછળ પડયા શિવાય પાર પડી શકતું નથી. બાજીરાવે છત્રપતિ મહારાજના રાજ્યની સીમા વધારવા માથે લીધું હતું અને જ્યાં સૂધી દિલ્હીની પાદશાહાત નમિત ન થાય ત્યાં સૂધી છત્રપતિ મહારાજની મહત્તા જગતમાં અભિવંદનીય ગણાય એવું નહોતું, એથી મહાવીર બાજીરાવ તે પ્રયત્નમાં મચ્યો રહેતો હતો.

દિલ્લીની પાદશાહાત મરેઠાના વીરત્વથી સેહ ખાઇ ગઇ હતી અને તેથી તે તેને રાજી રાખવા મથતી હતી. પોતાનું મહત્વ રાખી, મરેઠાને રાજી રાખી મહાપદને સાચવવું, એ દિલ્લીના દરબારનો હેતુ હતો. દિલ્લીના મુસદ્દીઓ જેમ પેચ કરી, પોતાનું ભીરુપણું છૂપાવી મહત્તાની છાપ પાડવા મથતા હતા. તેમ બાજીરાવ પોતાનું પાણી જાણતો હતો. તેથી એક બીજા પોતપોતાનું સંભાળી, આ સમયે કામ લેતા હતા. પાદશાહનો પાદશાહી ઠાઠ હતો પણ વીરત્વહીન પોકળ હતું. બાજીરાવમાં વીરત્વ હતું પણ સાધનની ન્યૂન્યતા હતી. તોપણ બાજીરાવ પાદશાહની ભીરુતાનો ભેદ પામી ગયો હતો. તેથી તેને વધારે હિંમત રાખી કસવા માંડયો હતો.

પાદશાહી વકીલ યાદ્દગરખાન મોટા ઠાઠમાઠથી બાજીરાવની મુલાકાતે આવ્યો. બાજીરાવે મિષ્ટ પણ વીરત્વ ભરેલી વાણીથી જણાવ્યું કે;—"અત્યાર સૂધીના એકકે કરાર તમારી સરકારે પાળ્યા નથી તેથી " રદ બાતલ છે. આ યાદી પ્રમાણે તમારી સરકાર વર્તવા ખુશી હશે તો " અમારે હરકત નથી. નહી તો આપ તરફનું કંઇ પણ કહેણ અમારે કબૂલ " નથી. એમ કહેતાં જ યાદ્દગરખાન વકીલના હાથમાં યાદી આપી.

૧ માળવા પ્રાંત અમારા સ્વાધીનમાં ખાલસા કરી આપો અને રોહિલા લોકોનો અંબાલા નદીની દક્ષિણનો પ્રદેશ અમારે સ્વાધીન કરો.

૨ અમદાવાદ, કાશી, ગયા તથા મથુરા એ સર્વ મુલક અમારે સ્વાધીન કરી આપો.

૩ સ્વારીના ખર્ચ બદલ પાદશાહી ખજાનામાંથી રૂપીઆ પચાસ લાખ રોકડા આપો. અગર એ દેવું પૂરું થાય ત્યાં સૂધી બંગાળાનો પ્રાંત કબજે આપો.

૪ દક્ષિણના સરસુબાની તથા દેશપાંડેની સનંદ આપો.

૫ માંડુ, ધાર તથા રાશિન એ ત્રણ કિલ્લા અમારે સ્વાધીન કરો.

ઉપરની પાંચ કલમના પ્રતિઉત્તરમાં પાદશાહે ફકત છ લાખ રૂપીયા નજરાણાના તથા સર દેશપાન્ડેનો હક આપવાનું કબુલ કર્યું. બીજી કલમનો પ્રતિઉત્તર આપ્યો નહિ. આથી બાજીરાવે ક્રોધાક્રાંત થઇ એંસી હજાર સૈન્ય લઇ, દિલ્લી ઉપર સ્વારી કરવાની તૈયારી કરી અને નર્મદાની પાર ઉતરી, દિલ્લી તરફ કુચ કરવા માંડી.

આ વર્તમાન મળતાં જ પાદશાહ કંપિત થઇ ગયો અને રક્ષણ સારુ તૈયારી કરવા લાગ્યો. નિઝામને પત્ર લખીને તેની મદદ માંગી અને પોતાનાં સૈન્યનો ભારે ઠાઠ બતાવવા દિલ્લીની બહાર હજારો તંબુઓ મારી, સૈન્યનો મહા ઠાઠ બતાવવા પોકળ ઠાઠ કર્યો.

પાદશાહ તરફથી દિલ્હીમાં મ્હોટા પાયા ઉપર તૈયારી થાય છે, એ વાત બાજીરાવના ધ્યાનમાં આવતાંજ તેણે પોતાને અગવડતા આપે એવો જે સામાન હતો, તે બુંદેલખંડનો જગદેવ રાજા કે જે એનો પરમ મિત્ર હતો, તેને સોંપી છડી સ્વારીએ ત્વરાથી વેગ કરતો પાદશાહના પ્રદેશ ઉપર ધસી આવ્યો અને આગ્રાથી વીસ કોશ દૂર યમુનાના પ્રદેશ ઉપર છાવણી નાંખી અને તેની આજ્ઞાથી મલ્હાવરાવ હોલ્કર, પિલાજીરાવ જાદવ, વિઠોજીરાવ બોળે વિગેરે કેટલાક મરેઠા વીરો યમુના પાર કરીને પેલી તરફ ધસ્યા અને દુઆબ પ્રાંતમાં ઘુસી જઇ પાદશાહી પ્રદેશમાં લૂટફાટ શરૂ કરી.

દિલ્હીથી યુદ્ધ કરવા વજીર ખાનદૌરા તથા કમરૂદીનખાન સૈન્ય સાથે મથુરા તરફ આવી પહોંચ્યા. બાજીરાવ આ પ્રાંતોમાંથી વસુલ કરતો કરતો આગળ ચાલ્યો. બુધાવરના રાજાએ હુમલો કર્યો, અને ખંડણી આપવાની ના કહી. બાજીરાવે તેના મદોન્મત્તપણાંને મરોડી નાખીને નમિત કર્યો, અને દયા વાપરી ખંડણી લઇ જીવતદાન આપ્યું.

દુવાબના પ્રદેશમાં મલ્હારરાવ હોલકરના ઉપર અયોધ્યાનો સુબેદાર સાદતખાન મહા સૈન્ય લઇ, એકાએક ધસી આવ્યો. મરેઠા સમયોચિત વિચારી યમુના ઉતરી આ પાર આવ્યા. આથી સાદતખાન બહુ ગર્વિષ્ટ થઇ ગર્જવા લાગ્યો. અને મહા પરાક્રમ દર્શાવતો શીશીયારીના બાંગ ફૂંકવા લાગ્યો. એટલું જ નહીં પરંતુ પાદશાહને અતિશયોક્તિ ભરેલા પત્રો લખી પોતાની પ્રશંસાનું બ્યુગલ પૂર જોરથી ફૂંક્યું. તે વર્તમાનમાં એણે જણાવ્યું કે—" મલ્હાવરાવ હોલ્કર જબર જખમ વાગ-
" વાથી મરણ પથારી સેવે છે. વિઠોજીરાવ બોળેને રણસંગ્રામમાં જ
" ઠાર માર્યો છે, અને મરેઠાના બે ત્રણ હજાર સ્વારોની કતલ કરી
" તન બેતન કરી નાંખ્યા છે. અને કેટલાકને યમુનાનાં જળમાં ડુબાવી
" દીધા છે. એટલું જ નહીં, પરંતુ મરાઠા સૈન્યને ચંબલના પ્રદેશની
" પેલી પાર દક્ષિણ તરફ હાંકી કહાડ્યું છે."

આ વર્તમાનથી દિલ્હીમાં મહા આનંદ વ્યાપી ગયો, અને સાદતખાનનો જયઘોષ સર્વ સ્થળે ગાજી રહ્યો. સાદતખાન પાદશાહને જય વર્તમાન લખી આગ્રે ગયો. પાદશાહના દરબારમાં પેશવાનો ધોંડોપંત પુરંદરે નામનો કાબેલ વકીલ રહેતો હતો. તેને વજીરે પોતાના જય વર્તમાન ગર્વ સાથે કહ્યા. પાછળથી મહમદખાન બંગશ તથા ખાનદૌરા સાદતખાનને આગ્રે જઇ મળ્યા. એ ત્રણે જણાઓએ યોગ્ય મસલત કીધા પછી, પેશવાના વકીલને પોતાની હજુરમાંથી હાંકી કહાડ્યો. આ વર્તમાનથી બાજીરાવ ક્રોધાક્રાન્ત થઇ ગયો. તેને પગથી તે

મસ્તક સુધી આગનો ભભકો લાગી ગયો. અને પોતાના વકીલને થયેલા અપમાનનો બદલો વાળવા તથા દિલ્લીને શાસન આપવા તલપાપડ થઇ ગયો. એ વર્તમાનની ખરી ખબર પાદશાહના દરબારમાં પડતાં જ સર્વે થરથર કંપવા લાગ્યા.

દિલ્લીને કંપાવવાનો નિશ્ચય કરનાર બાજીરાવે ટુંકી વાટ બાજુપર મુકી, આડે રસ્તે તે માર્ગ ઉપર કમરુદીનખાન સાત આઠ માઇલ ઉપર સૈન્ય લઇ માર્ગ રોકી બેઠો હતો, તેને સેહ આપી, લાંબી મજલ કાપતાં દિલ્લી આવી પહોંચ્યો. બાજીરાવે પોતાનાં સૈન્યનો પડાવ નાંખતાં જ પાદશાહી ઉંટો તથા હાથીઓને કબજ કીધા, અને કેટલાક હિંદુઓ તીર્થ જાત્રા કરવા ગયેલા હાથ લાગ્યા, તેમને લુંટી લઇને તેમની સાથે પાદશાહને વર્તમાન કહાવ્યા કે,–"બાજીરાવ આપની "દિલ્લી બહાર સૈન્ય લઇને ઉભો છે. માટે શરણુ થઇ તહ કરવાનો વિચાર "છે, કે યુદ્ધ કરવા મરજી છે."

બાજીરાવની ચઢાઇની દિલ્લીમાં ખબર પડતાં જ દિલ્લી ખળભળી ઉઠી, પાદશાહ કંપી ઊઠ્યો, અને ચોગરદમથી સર્વે આંફલાં ફાંફલા થઇ ગયા. બાજીરાવે પ્રતિઉત્તરમાં બાદશાહે તહ કરવા તેમનો વકીલ મોકલવા કહેણુ મોકલ્યું. બાજીરાવે પ્રતિઉત્તરમાં કહાવ્યું કે–"અમારા વકીલની જાન "માલની સલામતીની જામીનગીરી આપેથી વકીલ મોકલીશું અને હાલ તુરત "શહેરના લોકોને ઉપદ્રવ ન થાય માટે અમારો મુકામ ઝીલતલાવ તરફ રાખીશું." બાજીરાવે પોતાનો મુકામ ફેરવવાનું જણાવ્યું. તેનો અર્થ પાદશાહના દરબારીઓએ બાજીરાવ ડરે છે અને તે કમ કૌવત છે એમ ઉઠાવી તેના ઉપર સૈન્ય મોકલવા તૈયારી કરી. મુજફ્ફરખાન, મીરહુશેન કોકા, તથા રાજા શિવસિંગ વિગેરેના ઉપરીપણા નીચે દશ હજાર સૈન્ય આપી, બાજીરાવ સામે મોકલ્યા. મહા ઠાઠથી સમર રંગ ખેલવા જતા દિલ્લીના સૈન્યના સર્વ વર્તમાન બાજીરાવને વિદિત થતાં તેમને શાસન કરવા સીંધીયા, હોલ્કર તથા બીજા સાહસિક સરદારો સાથે તેમના સામો ધસ્યો. બન્ને સૈન્યોના મળતાં જ રાણોજી સીંધીયાએ હોલ્કરની સાથે જબરો ધસારો કરી, છસો સાતસો પાદશાહી સૈનિકોનો સંહાર કરી નાંખી, પાદશાહી સૈન્યને મહા ક્ષોભ આપ્યો. પાદશાહી સૈન્યે વીરત્વ ભરેલી રીતે સામો ધસારો કર્યો. તેમાં સીંધીયાના સરદાર ઇંદ્રાજીરાવ કદમ જરા જખમી થયો. અને કેટલાક સીપાઇઓ રણસંગ્રામમાં પડયા. રાણોજીએ ઇંદ્રાજીરાવ કદમને જખમી થયાના વર્તમાન જાણી, રૌદ્રગર્જના કરી ધસારો કર્યો. મીર હુશેનખાન કોકા, સમરક્ષેત્રમાં હજારો જખમો ખાઇ, ટુકડે ટુકડા થઇ ગયો. રાજા શિવસિંગ શૌર્ય દર્શાવતો

દર્શાવતો મરણ પામ્યો અને વીરત્વનો ગર્વ રાખનાર મુજફ્ફરખાન રણરંગનો વિકટ મામલો જોતાંજ ભીરુ બની, સમર ક્ષેત્ર છોડી પલાયન કરી ગયો. આવી રીતે ત્રણે સરદારોની દુર્ગતિ થવાથી બાદશાહી સૈન્ય દિલ્હી તરફ પલાયન કરી ગયું. આવી રીતે બાદશાહી સૈન્ય પરાજય પામવાથી બાજીરાવનો જયઘોષ ગગન મંડળ સુધી ગર્જના ગર્જવા લાગ્યો. બાજીરાવનું સૈન્ય જયથી ગર્વિત થયેલું વિશ્રાંતિ લેતું હતું. એટલામાં આસરે ત્રીજે પહોરે કમરુદ્દીનખાન સમર્થ સૈન્ય લઇ, બાજીરાવ ઉપર ઉતરી આવ્યો. બન્ને સૈન્ય ભેગાં થતાં જબરી ગાંઠ લાગી. પરંતુ યુદ્ધનું પરિણામ કોઇની તરફેણમાં પ્રસિદ્ધ થયું નહીં. બાજીરાવને વધુ બાતમી મળી કે, કમરુદ્દીનખાનની મદદે ખાનદૌરા તથા સાદતખાનનાં સૈન્યો આવે છે. આ સમયે બાજીરાવનાં સૈન્યને થોડી વિશ્રાંતિની જરૂર હતી. તેથી તેણે પોતાનાં સૈન્યને ચાર માઇલ પશ્ચિમમાં પાછું ફેરવ્યું. કમરુદ્દીનખાનની મદદે ખાનદૌરા તથા સાદતખાનનાં સૈન્યો પ્રાતઃકાળે આવી મળ્યાં. પરંતુ વજીર, સાદતખાન, તથા કમરુદ્દીનખાન ત્રણમાંથી એકેની પણ હીંમત બાજીરાવ ઉપર ચઢી જવાની ચાલી નહિ. બાજીરાવે રેવારી તથા સંદાવરી આગળના ગામો સુદી યમુના ઓળંગી દુવાબનો મુલક લૂટવાનો બેત ઉભો કીધો. બીજી તરફ માળવાના સંબંધમાં નિઝામને સેહ આપવા, ચીમણાજી આપાને બનતી સૂચના આપી મોકલ્યો હતો. તે ઉપર સંપૂર્ણ કાળજી રાખવાની હતી. તેમાં એ સમયે કોકણમાં ગડબડ થવાથી દક્ષિણમાં તાણતોબ બાજીરાવને બોલાવવા શાહુ મહારાજાએ આજ્ઞા પત્ર લખ્યો હતો. આવી રીતે સર્વ તરફથી ખેંચતાણ હોવાથી, બાજીરાવને બાદશાહ તરફથી સલાહનું કહેણ આવ્યું. તે તેને નિચે પ્રમાણે કરીને કબુલ કર્યું.—સ્વારી બદલ તેર લાખ રુપીઆ બાદશાહે રોકડા લીધા. અને માળવા પ્રાંતની સર્વ પ્રકારનું માલીકીપણું સ્વાધીન કર્યું, અને પોતાનો જુનો વકીલ ધોંડોપંત પુરંદરેને મહત્વતા ભરેલાં માન પાન સાથે દિલ્હીના દરબારમાં પાછો મૂક્યો. આ પ્રમાણે દિલ્હીના દરબારમાં શાહુમહારાજાનું મહત્વ વધારી, ઇ૦ સ૦ ૧૭૩૬ માં બાજીરાવ સતારે જઇ શાહુમહારાજાને મળી સંતોષ આપીને પુને ગયો. દિલ્હીમાં મેળવેલી મહત્વથી બાજીરાવનું મહત્વ વધવા લાગ્યું. અને જે દિલ્હીમાં મરેઠાની ગણત્રી નહોતી તે દરબારમાં તેનો દરજ્જો ઉંચો ગણાવા લાગ્યો. પ્રજાની આંખમાં તેનો દરજ્જો વધેલો જણાયો, એટલુંજ નહિ પરંતુ હિંદુપદ પાદશાહતને માટે જે યોગ્યતાની જરૂર છે, તે યોગ્યતાના સુચિન્હનું બીજ ફુટવા માંડ્યું. એથી મરેઠી રાજ્યકારીઓ હર્ષેલા થઇ ગયા.

## પ્રકરણ ૨૬ મું.

—✲✲✲✲✲✲✲✲✲—

### ઈર્ષાનું વિષ.

" विवेकान्निःशेषदुःखनिवृत्तौ कृतकृत्यता नेतरान्नेतरात् ॥

" વિવેકથી નિઃશેષ દુઃખનિવૃત્તિ થવાથી જ કૃતકૃત્ય થવાય છે.
" બીજા કોઇથી થવાતું નથી."

———

ઉન્નતિક્રમમાં જનાર સર્વ ઉપર ઈર્ષાનું વિષરૂપી શસ્ત્ર થોડું કે ઘણું પોતાનું બળ અજમાવ્યા શિવાય રહેતું નથી. તેમાં રાજ્ય કારોબારમાં જય પામી, ઉન્નતિ ક્રમમાં ચઢનાર ઉપર મુખ્યત્વે કરી ઈર્ષાનું શસ્ત્ર મહાપ્રહાર કરવા સદા તત્પર હોય છે.

બાજીરાવ દિલ્લીમાં વિજય પ્રાપ્ત કરીને આવ્યો, તે વર્તમાનથી દક્ષિણમાં જેટલો આનન્દ થયો હતો, અને સતારાના દરબારે જેટલો હર્ષ દર્શાવ્યો હતો, તેથી સહસ્ત્રગણી વિશેષ ઈર્ષા સતારાના રાજ્યદ્વારીઓમાં ઉત્પન્ન થઇ હતી. અને તે ઈર્ષાનું વિષ શાહૂ મહારાજના કાનમાં જૂદા જૂદા રૂપમાં દરબારીઓ નવીન યુક્તિથી રેડતા હતા.

સાંપ્રત કાળના રાજ્યકારભારીઓ કરતાં તે કાળના કારભારીઓની સ્થિતિ બહુજ વિલક્ષણ હતી. મહારાજા અને રાજાઓ કપોલ કલ્પિત વહેમોને આધીન થતા ને કપોલકલ્પિતપણે તેમની પરીક્ષા કરવા યત્ન કરતા, તેમાં જે સમય રંગને પારખી બાજી ખેલી લેતો તેનો રંગ રહેતો; નહીં તો વિલક્ષણ દશા ભોગવી બેઆબરુ થઇ, અતિ હાનિ ભોગવતો હતો. બાજીરાવનો વખત આજે એવો આવ્યો હતો. શાહૂ મહારાજાનો પૂર્ણ વિશ્વાસ ને ભાવ છતાં વારે વારે કર્ણમાં રેડાતાં વિષથી તેનું મન પણ બાજીરાવના અંતર રંગની પરીક્ષા કરવા લલચાયું હતું અને તેથી જ સમર ક્ષેત્રમાં જય મેળવનાર વિજેતાના મહદ્ગુણોની પરીક્ષા કામ ઉપરથી થયા છતાં, તેના મનની સ્થિતિની પરીક્ષા કરવા કપોલકલ્પિત મનસ્તરંગ કસોટી ઉપર કસ કઢાડવાનું, સતારાના દરબારીઓએ ધતીંગ ઉભું કીધું હતું અને તેમાં મહારાજાએ પણ ભાગ લીધો હતો.

દિલ્લીથી બાજીરાવ આવ્યા પછી, એક દિવસે શાહૂ મહારાજ મદારી હાથી ઉપર સૂવર્ણ અંબાડી મૂકાવી, ત્રીજા પહોરને સુમારે પંત પ્રતિનિધિ તથા કેટલાક માહુલીઓની સાથે ગામ બહાર સ્વારી કઢાડીને નીકળ્યા, અને વડના ઝાડ નીચે ઉભા રહ્યા. મહારાજની સ્વારી બહાર

નીકળ્યાના વર્તમાન જાણી, બાજીરાવ થોડા લશ્કરી સીપાઇઓ લઇ, છડી સ્વારીએ મહારાજને મળવા નિકળી પડયો. બાજીરાવને પાસે આવતો જાણી, મહારાજાએ નજીક આવેલા બાગની બાજૂએ સર્વને ઉભા રહેવાનો હુકમ કીધો, અને પોતે બાગમાં ગયા. પેશ્વાને વર્દી ળી કે, તમારે બાગમાં જવું. એટલે ચાર પાંચ ખીજમતગાર સાથે પેશ્વા બાગના દરવાજા તરફ ચાલવા લાગ્યો. બાગના દરવાજા પાસે જતાં, ખીજમતગારને ત્યાં અટકાવવામાં આવ્યા અને બાજીરાવ આગળ ચાલ્યો. શાહૂ મહારાજા બાગમાં પાણીનો પ્રવાહ વહેતો હતો, તે તરફ કોઇ પણ ખીજમતગાર શિવાય જતા હતા, તે તરફ પેશ્વા ગયો. મહારાજ પગમાંથી પૈજાર પાણીના પ્રવાહ આગળ કહાડી નાંખી, જરા ત્યાંથી ફ્રૅટાઇ પાછા વળી બંગલામાં જઇને બેઠા. બાજીરાવ સમયોચિત વીર હતો, તે મહારાજના મનોભાવનો પાર પામી ગયો. બાજીરાવે ખીજમતગાર હજુરમાં નથી એનો વિચાર કરી, રાજસેવાધર્મ નિરભિમાને બજાવવાનું કર્તવ્ય બતાવવા, પેજારને હાથમાં ઉંચકી લઇ, મહારાજ જ્યાં બંગલામાં બેઠા હતા ત્યાં નમ્રભાવથી પૈજારને મુકી, અદબ કરીને ઉભો રહ્યો. શાહૂ મહારાજે વિવેક દર્શાવતાં કહ્યું.–"બાજીરાવ, આ શું કર્યું?"

બાજીરાવે વિનયયુક્ત નમ્રતાથી હાથ જોડીને કહ્યું,–"સ્વામીની
"સર્વ સેવા કરવાનું અમારું કર્તવ્ય છે, સ્વામી મોકલે ત્યારે હાથ
"ઘોડે ચઢી સ્વારીઓ કરી આપના પુણ્યના પ્રતાપથી પાદશાહો
"કંપાવીએ. અને સ્વામીની પાસે અનુચર ન હોય તો અનુચરનું પણ કા
"કરીએ. આપની સર્વ સેવા કરવી એમાં અમારું ભૂપણ છે, સ્વામી
સર્વ કાર્યમાં મને તો મહત્તા જ જણાય છે."

શાહૂ મહારાજ—"પૈજાર ઉંચકવાનું કામ કંઇ તમારા જેવા વીર કયનું નથી."

બાજીરાવ—"ભરતજીએ રામચંદ્રજીની પાદુકાને જટામાં ધારણ કરીને સેવા કરી હતી, તેના આગળ તો આ રંક દેહે કંઇજ કર્યું નથી."

શાહૂમહારાજ—"ભરતજીએ તો પાદુકા ધારણ કરી હતી, તે કાષ્ટની
"હતી. આ તો ચર્મની પૈજાર છે."

બાજીરાવ—"સ્વામીના ચરણથી પાવન થયેલું ચર્મ મહાભાગ્યશાળી
"છે. કેમકે એ સ્વામીની સર્વદા સેવામાં રહે છે, અને મ્હારા જેવા
"દુર્ભાગ્યને તો દર્શન પણ દુર્લભ છે."

બાજીરાવની નમ્રતા અને સ્વામી ભક્તિથી મહારાજા પ્રસન્ન થઇ ગયા અને પ્રેમાર્દ્રવૃત્તિથી બાઝી પડી, બાજીરાવનો સત્કાર કરી પાસે બેસાડયો. અને બોલ્યો–'દિલ્લીમાં જય મેળવવાથી તમો અભિમાની

" થયા હશો, એમ ધારી તમારી મનોવૃત્તિ તપાસવા જિજ્ઞાસા થઇ હતી.
" પરંતુ મ્હારો બાજીરાવ જેવો ને તેવો નિરભિમાની સ્વામીભક્ત છે
" એવી મારી ખાત્રી થયેલી છે.–" એમ કહેતાં જ એક ખાસ દરબાર ભરી બાજીરાવને સીરપાવ આપી, બાજીરાવની પ્રશંસા કરી, તેની મહત્તામાં વધારો કર્યો. બાજીરાવે દિલ્લી દરબારમાં જે વીરબુદ્ધિથી છાપ મારી મહત્તા સંપાદન કરી હતી, તેને સ્વામી ભક્તિનું એકનિષ્ઠપણું દર્શાવી તેના તેજ દ્વેષથી ઇર્ષાનું વિષ વાવી રહેલાને મહાત કરી, આજે જે કીર્તિ સંપાદન કરી હતી તે સર્વોપરી હતી.

દરબારમાંથી નિવૃત્ત થતાંજ બાજીરાવ આજના બનાવથી વ્યથિત થએલા જીવને વિશ્રાંતિ આપવા ગુરુમહારાજ બ્રહ્મેંદ્રસ્વામી પાસે ગયો. સ્વામી આજના વર્તમાનથી આનંદિત થયા હતા. બાજીરાવને આનંદિત વૃત્તિથી સત્કાર કરી, સ્વામી જ્ઞાનગોષ્ટિ ઉપર ચઢયા. બાજીરાવના આત્માને શાંત પાડતાં પાડતાં આજના પ્રસંગ ઉપર ગુરુ શિષ્ય આવી પહોચ્યા.

બાજીરાવ–"તેજદ્વેષી આત્મસ્વાર્થીઓને મહારાજ શું લાભ થતો હશે ? !"

બ્રહ્મેંદ્રસ્વામી—"સર્વકાળમાં તમ પ્રકૃતિના અંકુરો અલ્પદર્શીઓના
" હૃદયમાં વસ્યા કરે છે અને તમોગુણને અધીન થએલા પુરુષાર્થહીન
" પુરુષો કુત્સિત કૃત્યો કરીને આનંદ માને છે. એવાઓ સૃષ્ટિક્રમમાં દુઃખ
" ઉત્પન્ન કરનારા છે અને "પોતાની બાહ્ય તથા આંતર સ્થિતિને
" અધોગતિએ પહોંચાડનારા છે. તેમજ તેમના ઓજસથી જે ભૂમિમાં
" તે જન્મે છે તે ભૂમિને તેમજ તે દેશને દુઃખમય સ્થિતિમાં લાવનારા છે."

બાજીરાવ—"ત્યારે ભારતભૂમિની દુર્દશા આવા કારણોથી જ થઇ છે?"

બ્રહ્મેંદ્રસ્વામી—"એ અને એવાં અનેક બીજાં ગુપ્ત કારણોથી દુર્દશા
" થયેલી છે. અને તેથીજ ભારત પ્રજા દુઃખમય સ્થિતિ અનુભવે છે."

બાજીરાવ—"ભારતની દુઃખમય સ્થિતિથી મ્હારું હૃદય કંપી
" ઉઠયું છે."

બ્રહ્મેંદ્રસ્વામી—"દેશસ્થિતિનું સ્વરૂપ સૂક્ષ્મ દૃષ્ટિથી જો, તે કેવું
" કુત્સિત થઇ ગયું છે. ધાર્મિક, સાંસારિક તથા રાજ્યદ્વારી દુર્દશા પૂર્ણાંશે
" વ્યાપી ગઇ છે."

બાજીરાવ—"આવી સ્થિતિમાંથી આર્ય વિભૂતિને કેમ તારવી ? !"

બ્રહ્મેંદ્રસ્વામી—"સૂક્ષ્મમાં સુધારો થવા શિવાય સ્થૂળમાં થતો
" નથી. સૂક્ષ્મ તત્વોને સુધારવાનો આધાર શુદ્ધ ધર્માચરણ છે. શુદ્ધા-
" ચરણના પ્રતાપથી સાત્વિક તત્વ વધે છે. અને સાત્વિક તત્વો રજ
" તથા તમના દોષદર્શી ભાગનો નાશ કરીને સાત્વિકતા પ્રસારે

“ છે તેથી શાંતિ અને સુખસમૃદ્ધિની અમૃત વેલીની અમી વરસી રહે “ છે. દરેકમાં અમી મેળવવી, એ આ દુનિયામાં સત્તાની બહાર છે. એ અમી “ સાત્વિક કર્મોથી ઉત્પન્ન થયેલા સત્કર્મોનાં ફળરૂપે સૃષ્ટિક્રમ ચલાવનાર “ આપે છે. અને તેટલા જ માટે સૃષ્ટિક્રમ ચલાવનારને પ્રસન્ન કરવા આચાર, “ વિચાર અને વાણીથી મહાતપ કરી જગતનું કલ્યાણ કરવા મથવું, તે કંઇ પોતાનાં એકલાનાં જ કલ્યાણ સારુ નથી, પરંતુ તેમાં સકળ જગતનું હિત સમાએલું છે અને તે જ હેતુથી અધર્માચરણી જગતના શત્રુ છે અને તેથી જ મહાત્મા જનો તેમનાં કલ્યાણ માટે ઉપદેશાદિ દેવાનું લઇ બેસે છે. રાજાઓ શાસન કરે છે, આ મહા સૂક્ષ્મ ભેદ છે. પ્રાચીન “ પુરાણોમાં રાજ્ય કારોબાર યોગ્ય ન રાખનાર રાજાઓને તથા પ્રજામાં “ આપવૃત્તિને પોષનાર રાજાઓને સૃષ્ટિક્રમ ઉપર કાબુ રાખનાર મહા “ શક્તિએ શાસન દીધેલાં છે, તે ઉદાહરણો ઉપરથી સમજાશે. ને “ સાંપ્રત પ્રસંગમાં પણ સૃષ્ટિક્રમ ચલાવનાર મહાશક્તિ મંદ થઇ બેઠી “ નથી, પણ તે તેનું કામ કર્યા જ કરે છે. માટે જ ભારતની ઉન્નતિ કરવી “ હોય તો ધર્મતત્ત્વમાં મન લગાડીને તેને ઉન્નત કરો. મહાત્માઓનું “ શાસન એ છે કે, એકલા જગત મંડળનું નહિ, પરંતુ ત્રણે લોકનું કલ્યાણ “ કરવું. અલ્પદર્શી થઇ અલ્પ-જન મંડળમાં પ્રીતિ રાખી, મહાજન “ મંડળને દુઃખ દેવા ઇચ્છા શક્તિને ઉન્નત કરવી, એ ઉત્તમ કાર્ય નથી.”

બાળકરાવ—“બીજાં મંડળો એમ કેમ કરે છે? અને એમ કરીને “ પણ ઉન્નતિમાં આવેલાં આપણે જોઇએ છીએ.”

અમોદ સ્વામી—“સમગ્રનું ન કરનાર કરતાં થોડા સમૂહનું કલ્યાણ “ કરનાર ઠીક છે અને તે સૂત્રને આધારે તેમની ઇચ્છા શક્તિ ઉત્તમ “ અભિલાષા પૂરી પાડે છે. પરંતુ મહા નિયમને વિચારતાં આ કર્મ “ અધમ છે. જ્યારે તેમનો કર્મપાક છલોછલ ભરાઇ જશે, ત્યારે તેમને “ પણ ભોગવવું પડશે. માટે સકળ જગતનું કલ્યાણ જેમ આર્ય મહામુનિ “ ઇચ્છતા હતા, તેમ ઉત્તમ સંસ્કારને ઉન્નત કરો. અને સૃષ્ટિક્રમનો “ મહા સત્તાધારી આખરે તેને જ જય આપશે.”

બાળકરાવ—“પ્રજાનું કલ્યાણ કરવામાં રાજાઓ મ્હારા ત્હારાપણું “ કરે છે તે શું યોગ્ય છે?”

અમોદ સ્વામી—“તે અધમાધમ છે. તે રાજાના ભૂપણને છાજતું “ નથી. એવી ખોટી ઇચ્છા શક્તિથી તે તેનું મહત્ ઐશ્વર્ય નાશ કરે “ છે એ જ અધમદશાનું કારણ છે. કેમકે તેની એ યોજના સામે હજારો “ માણસોની ઇચ્છાશક્તિ ઉલટું કામ કરી રહી હોય છે. એટલે તે

"બધી ઇચ્છા શક્તિનું બળ તેનાં બળને કાળે કરી ભેદશે. માટે સાવ-
"ધાન રહેવાની આવશ્યકતા છે."

બાજીરાવ—"સ્વામી, સતારાના દ્વેષી રાજ્ય કારોબારીઓથી મને
"બહુ વિક્ષેપ નડે છે, માટે તેનો માર્ગ બતાવો."

બ્રહ્મેંદ્રસ્વામી—"અધમ જનો સ્વાર્પણ કરનાર ઉચ્ચ આત્મબળ
"આગળ આધીન થાય છે. તમારા આત્મબળને દૃઢ કરશો, અને
"જેમ દ્રઢતાનું બળ પ્રબળતાને પામશે તેમ વિરોધી બળ નિર્મૂલ થશે."

બાજીરાવ—"તે કેમ કરું"?

બ્રહ્મેંદ્ર સ્વામી—"એ કંઇ પાઠશાળાની રીતે શીખવાય એવું નથી.
"મનની ઇચ્છાને પ્રબળ કરી, દ્રઢતાથી શિવાજી મહારાજની પેઠે કાર્ય
"કર્યા જાવ, અને તેને માટે ભૂખણ કવિનું કહેલું નિચેનું કાવત્ત
"તમારા લક્ષમાં લાવું છું.—

**कवित्त.**

"वेद राखे विदित पुरान राखे सारमुत,
"राम नाम राख्यो अति रसना सुधरमैं,
"हिंदुनकी चोटी रोटी राखीह सिपाहिनकी,
"कांधेमे जनेऊ राख्यो माळा राखी ग्ररमैं,
"मिडराखे मुगल मरोड राखे बादशाह,
"बैरी पीस राखे बरदान राख्यो करमैं,
"राजनकी हद्ध राखी तेग बल शिवराज,
"देवराखे देवल स्वधर्म राख्यो घरमैं.

(ભૂખણ.)

"આત્મબળને ઉન્નત કરી, સ્વાર્પણ વૃત્તિથી સ્વામીની સેવા કરવા
"શમશેર પકડી સ્વારીઓ કર્યા કર, અને મહાન્ શક્તિ તને સહાય થશે."

બાજીરાવે ગુરુની મુખમુદ્રાને નિમિષ માત્ર નિહાળી, અને ગુરુના ઉપદેશને સ્વીકાર્યો હોય એવું ચિહ્ન કરતાં, સાષ્ટાંગ પ્રણામ કર્યા. ગુરુએ આશીર્વચન કહ્યાં. બાજીરાવ હવે પોતાની શમશેર કોના ઉપર નાંખે છે, તે જોઇએ.

## પ્રકરણ ૨૭ મું.

### પોર્ટુગીઝ ઉપર સ્વારી.

દોહરો.

સતત કાર્ય પ્રયાસ થકી, સર્વ કાર્ય સિદ્ધ થાય;
વીરત્વના વીર કાર્યથી, વિજયમાળ પેરાય.

પોર્ટુગીઝ લોકોની પ્રબળતા કોલાબા તથા સાષ્ટિમાં વિશેષ હતી. પોર્ટુગીઝો પોતાની યુક્ત અને કળાથી સર્વને મહાત કરવામાં ઓછી પ્રવીણતા બતાવતા ન હોતા. યૂરોપવાસીઓમાં દઢ આગ્રહ અને દીર્ઘદૃષ્ટિપણું વાપરી, પોતાની પ્રકૃતિની જે શક્તિ છે, તેને ઉન્નતિક્રમમાં લઇ જનારું મહાસાધન છે અને તેમનામાં પણ તે ચળકી રહેલું હતું, અને તેના પ્રતાપથી જ તે આટલે બધે દૂરથી આવેલા અને ઓછા સાધનવાળા છતાં પણ સર્વ ઉપર પોતાની મહત્તા પાડતા હતા.

કોલાબાનો કિલ્લો પોર્ટુગીઝ લોકોની સહાયતાથી માનાજી આંગ્રીયાના સ્વાધીનમાં આવ્યો હતો. માનાજીએ તે સહાયતાના બદલામાં રેવદંડયાની પાસેનો થોડો પ્રદેશ આપવાને કબુલાત કરેલી, પરંતુ તે આપવાને વાયદાપર વાયદા કરવાથી પોર્ટુગીઝ લોકોએ સંભાજી આંગ્રીયાનો પક્ષ સ્વીકારી, તે કિલ્લો તેને આપવા તૈયારી કરવા લાગ્યા. આ વર્તમાન માનાજીને જાણ પડતાં જ તેણે શાહૂ મહારાજાની મદદ માંગી. શાહૂ મહારાજાએ બાજીરાવ પુને હતો, ત્યાં તેને એક આજ્ઞાપત્રિકા લખી આંગ્રીઆની મદદે મોકલ્યો.

શાહૂ મહારાજાની આજ્ઞા આવતાં જ, બાજીરાવ વિજળીના વેગથી કોંકણમાં જઇ પહોંચ્યો, અને કોલાબા પાસે પોર્ટુગીઝ લોકો સાથે મહા રણસંગ્રામ કર્યો. પોર્ટુગીઝ લોકો દારુગોળા વાપરવામાં મહા પ્રવીણ હતા. તેમણે તોપના ગોળાનો વરસાદ વરસાવી બાજીરાવને કાવરો બાવરો બનાવી મૂકયો. બાજીરાવે વિદ્યુત્ જેવી ત્વરાથી શમશેર ચલાવતાં, પોર્ટુગીઝ લોકો ઉપર ધસારો કર્યો અને તોપોના મારાને નિરર્થક બનાવી મૂકયો. મહા કતલ ચલાવી અને લોહીની નદી ચલાવી દીધી. બાજીરાવના વેગ ભરેલા ધસારાથી પોર્ટુગીઝ લોકો રણક્ષેત્ર મુકી ભયભીત થઇને નહાસી ગયા અને વિજયનો કળશ બાજીરાવ ઉપર ઢોળાયો. કોલાબાનો કિલ્લો બાજીરાવે સર કરી, માનાજી આંગ્રિયાને સ્વાધીન કીધો અને તેના બદલામાં નિચે મુજબનો તહ થયો.

માનાજી આંગ્રિયાએ પ્રત્યેક વર્ષ સાત હજાર રૂપીઆ રોકડા

આપવા, તથા ત્રણ હજાર રૂપીઆનો વિલાયતી તથા ચિનાઇ માલ બિલ્લોર વિગેરેનો આપવો. આ શિવાય પેશ્વા સરકારને બીજા કિલ્લા આપ્યા, ઇ. સ. ૧૭૩૭.

પોર્ટુગીઝ લોકોનો દોર તોર આ સમયે બહુ વધી ગયો હતો. તેમણે હિન્દુ પ્રજા ઉપર સાષ્ટિમાં મહા જુલમ ગુજારવા માંડયો હતો. તેમાંથી હિન્દુ પ્રજાનું રક્ષણ કરવું અવશ્યનું ધારી, બાજીરાવ ત્યાં ગયો. આજકાલ ત્રણ વર્ષ થયાં આપા સાહેબ વસઇ આગળ યુદ્ધ સમારંભ કરી રહ્યા હતો. અનેક પ્રયત્નો કર્યા છતાં, પોર્ટુગીઝો તાબે થયા ન હોતા. આપા સાહેબ સાથે હોલ્કર, જાદવરાવ, બાજીભિંવરાવ, ગણપતરાવ મેહેંદળે સાસવડકર, રામચંદ્ર હરી પટવર્ધન, તથા માનાજી આંગ્રે, વિગેરે સરદારો મહા પરિશ્રમ કરી રહ્યા હતા; છતાં યુદ્ધની બાજી હાથ લાગી ન હોતી. કિલ્લા ઉપર મોરચા બાંધી ઘેરો નાંખ્યો હતો. વચ્ચે વચ્ચે પોર્ટુગીઝો ધસારો કરી સંહાર કરતા હતા. વિશાજીપંત લેલે નામના એક કારકુનની સહાયતાથી પોર્ટુગીઝોએ દેશી લશ્કર ઉપર સારો કાબુ બેસાડયો હતો. પોર્ટુગીઝોએ વસઇ પાસેનો ઘોડ બન્દરનો કિલ્લો હસ્તગત કીધો. ઇ. સ. ૧૭૩૭ ના એપ્રિલ માસની તા૦ ૬ ને રોજ પોર્ટુગીઝોએ સમરક્ષેત્રમાં મહાવીરત્વ બતાવી બાજીભિંવરાવ અને ચિંચણ હલ્લારને ઠાર કર્યા. બાજીભિંવરાવે વીરત્વ બતાવવામાં બાકી રાખી ન હોતી, પરંતુ પોર્ટુગીઝોના જબરા હલ્લા સામું તેમનાં વીરત્વે યશ પ્રાપ્ત કર્યો નહિ. બીજે દિવસે ( શંકરાજી કેશવ ફડકેના ભાઇ ) હશમાના સરદાર મહાદાજી કેશવે પોર્ટુગીઝ ઉપર હલ્લો લઇ જઇને તેમાં મહાન્ વીરત્વ બતાવ્યું. પોર્ટુગીઝોએ કિલ્લામાંથી જબરો મારો ચલાવ્યો. કિલ્લાના દરવાજા સૂધી મહાદાજી કેશવ ધસી આવ્યો, એટલામાં એક આબાદ ગોળી વાગી તેથી મહાદાજી કેશવ ઠાર થયો. મહાન્ ઘોર સંગ્રામ વળી ગયો. હજારો સૈનિકો સમર ક્ષેત્રમાં રોળાયા. આથી આપા સાહેબને મહા ખેદ થયો. બાજીરાવે સરદારોને ભેગા કર્યા, અને મહત્વતા ભરેલી વાણીથી કહ્યું કે-"હેમર વીજયી "વીરો! અનેક કિલ્લા કોટો તોડી તમે કીર્તિ મેળવી છે, કઠણ પહા- "ડોની ખીણો ઉપરના કિલ્લાઓને હસ્તગત કીધા છે, મોગલોનું માન "મરોડી જમામર્દી જગતમાં જાહેર કીધી છે, પરંતુ વિદેશી મ્લેચ્છો આગળ "તમારું સર્વ વીરત્વ રદ ગયું છે, તેની કળાકૌશલ્યાએ તમને આંજી નાંખ્યા "છે. અને આબાજીરાવની મુછના વાળને હંમેશાં ઉંચા રાખનારાઓ, તમે "આજે તેમનાથી તેજહીન થયા છો. મારા સમર્થ વીરો! તમે આજે "કેમ કાયર દેખાવ છો. તમારા કરતાં એમનામાં શું વધારે વીરત્વ

« બચ્યું છે, જરા સ્થિર બુદ્ધિ રાખી, તમારું વીરત્વ બતાવો. એ નામર્દ
« વિદેશીઓ તમારા આગળ જરા પણ ટકી શકનાર નથી. તેઓ નામર્દ
« છે. તમારી વિદ્યુત્ જેવી શમશેરથી સેહ ખાઇ કિલ્લામાં ભરાઇ
« રાંડીરાંડનું કૃત્ય કરે છે. ભવાનીની જય બોલાવી સમર્થ હલ્લો કરો,
«અને દરવાજાને તોડી પાડો. એ નામર્દ પેદરુઓના શા ભાર છે કે, તમારા
સામે ટકી શકે ? છતાં જો તમે એ વિદેશીઓથી ડરી ગયા
હો તો તોપો ભરો, હું મોખરે ઉભો રહું છું, અને તે તોપોને
' મારી ઉપર છોડી દઇ તમો સમર ક્ષેત્રમાંથી તમારે ત્યાં પધારો.
' મારા વહાલા વીરો, અત્યાર સૂધી તમારી સાથે કરેલી અનેક સ્વા-
« રીઓમાં તમારી આવી ભીરુતા જોઇ નથી. આજે તમારું હીર નાશ
« થઇ ગયું જોઇ, મને મહા ખેદ થાય છે. વીરો ! તમારા બાજીરાવની
« એક પણ બાજી હજી સૂધી રદ ગઇ નથી. જોઉં છું કે, આજનો
« રંગ કેમ અપાવો છો !"

સદ્દાવરાવ હોલ્કર—હાથમાં શમશેર લઇ તેને વિદ્યુત જેવી ચમકા-
« વતો બોલ્યો—"સ્વામીનું નિમકહરામ કરવા ખાધું નથી, તેમ વીરત્વનું
« લોહી હજી થંડું થયું નથી. એ વિદેશીઓથી સેહ પામવાને હું સરજેલો
« નથી, આજે સમર ક્ષેત્રને ગર્જાવવા હું યા હોમ કરું છું. સ્વામીને
« મારી વિદ્યુત્ જેવી સમશેર શિવાજી મહારાજના પ્રતાપથી સંતોષ
« આપશે, કે પછી સમરરંગમાં આ દેહ ખપશે."

બાજીરાવના બોલવાથી લાલચોળ મુખ મુદ્રાથી વીરત્વની રેલમાં
ચઢી ગએલો પિલાજીરાવ જાદવ બોલ્યો—"શું આ તોપો મહારાજ
' ઉપર છૂટશે ? જગતનો પ્રલય થાય તો શું થયું ! સારા જેવા
« હજારો પિલાજી રણસંગ્રામમાં રોળાઇ જાય તો શું થયું ! મહારાજ
« પિલાજીની શમશેર ફીરંગીઓને આજે બચવા દેનાર નથી. અમારાં
« દુર્ભાગ્યે આજે મહારાજ પાસે જે શ્રવણ કરાવ્યું છે, તેથી અમારું
« હૃદય કંપિત થયું છે. સ્વામી આજનો રણરંગ જુઓ, એમ કહેતાં
« કહેતાં શમશેર કહાડી રૌદ્રગર્જના કરી શમરક્ષેત્રને ગજાવી મુક્યું."

એટલામાં રામચન્દ્રહરિ પટવર્ધન આગળ આવીને બોલ્યો,—"હવે
« સ્વામી, હદ થઇ ગઇ છે. અમારે કહેવાનું કે સાંભળવાનું બાકી રહ્યું
« નથી. વીરો, ચાલો કિલ્લા ઉપર ધસો અને સ્વામીના મનને આનંદ
« આપવા પ્રાંણાન્ત સૂધી યત્ન કરો."

મરેઠી સૈન્ય, "હર હર મહાદેવ"નો ધ્વનિ કરતું શત્રુ તરફ ધસ્યું.
મરેઠી સૈન્યે દારુની સુરંગો ભરી બુરજોને ઉડાવ્યા, અને નદીના કાંઠાને
ઘેરી બેઠા તેથી સાબ્ટિને માર્ગે આવતો ખોરાક બંધ થયો. ત્રણ દિવસ સૂધી

પરમ સંકટ વેઠી પોર્ટુગીઝ લોકોએ વસઇનો કિલ્લો સ્વાધીન કર્યો. સરેઠા સીપાઇઓ થાણાના કિલ્લા તરફ ચાલવા લાગ્યા. આ સમયે પોર્ટુગીઝ સરદાર લુઇસ બોટેલો હતો તે થાણાથી કરંજના કિલ્લામાં નહાસી ગયો. થાણાના કિલ્લામાં કપતાન પેરિરા હતો, તે મહાન્ વીરત્વથી ચીમણાજી આપ્પાના સામે થયો. અને બે હલ્લા પાછા વળ્યા. એટલામાં ચીમણાજી આપ્પાની ગોળી વાગવાથી તે ઠાર થયો, ત્યાર પછી બીજો પોર્ટુગીઝ સરદાર યુદ્ધ માટે ચઢયો. પણ બાજીરાવના વીરત્વ આગળ તેનું કંઇ ચાલ્યું નહીં. તે સેહ ખાઇને રણસંગ્રામમાંથી પલાયન કરી ગયો. આવી રીતે સહેજમાં થાણાનો કિલ્લો બાજીરાવને હસ્તગત થયો.

વસઇનો કિલ્લો હસ્તગત થયાના વર્તમાન જાણી, શાહૂમહારાજને મહા આનંદ થયો. વસઇના કિલ્લાની સનંદ બાજીરાવના નામની કરી મોકલી અને શંકરાજી કેશવના ભાઇ સમરક્ષેત્રમાં પડયા માટે તેમને વસઇની સુબાગીરી આપી. તથા જે જે સરદારો રણસંગ્રામમાં મરણ પામ્યા હતા તે તે સરદારોના કુટુંબ કબિલાને ત્યાં પોષણનું સાધન કરી આપી, વસવાટ કરવાનો બંદોબસ્ત કર્યો. સુબા બાજીરાવ બેલોસને આરમારનો અધિકારી બનાવ્યો. અને ચંદ્રરાવ મોરેને વસઇના કિલ્લાની હવાલદારી આપી. વસઇનો કિલ્લો જિતી, બાજીરાવ શાહૂમહારાજ પાસે ગયો. મહારાજે બાદલી ચાદરનો સિરપાવ આપી, અત્યંત આનંદ દર્શાવ્યો. ચીમણાજી આપ્પાને પંડિતનો ઇલકાબ આપ્યો.

વસઇનો કિલ્લો હસ્તગત કીધાના વર્તમાન ગુરુમહાજ બ્રહ્મેંદ્ર સ્વામીને ચીમણાજી આપ્પાએ નિચેના પત્રથી આપ્યા હતા. તે પત્ર તે કાળની પદ્ધતિનું જ્ઞાન થવા માટે, જેવોને તેવો નીચે ઉતારીએ છીએ.

श्रीमंत महाराज श्रीपरमहंस बावा स्वामीचे सेवेसी.

अपत्यें चिमाजीनें कृतानेक साष्टांग नमस्कार विज्ञापना येथील कुशल तागाईत ज्येष्ठ वहुल षष्ठी पर्यंत स्वामींचे आशीर्वादें करून यथास्थित असें.

विशेष सोमाजी बराबर स्वामींनी आशीर्वाद पत्र पाठविलें तें प्रविष्ट होऊन संतोषावाप्ती जाहली. वसई फत्ते जाहली यावरून स्वामींनीं मजला कित्येक कृपा–उत्तरें गौरवून दशरथी आदिकरून साक्ष–उपसाक्ष* देऊन आज्ञा दिली. हें सर्व सामर्थ्य स्वामींचे आशीवार्दाचें. वसई दिल्ही दिल्ही हे उत्तरें त्रिवार स्वामींनी लेख केलीं व स्वामींनीं पाटसास मज दर्शन दिलें तेथेंही वसईविशीं अभय दिल. तदनुरूप स्वामींनीं वसईवर सुदर्शन पेरून धर्मद्रुष्टे यांचा निःपात केला. वसई सई होती असे (नवतें) व टोपकर अग्निरूप होते

* ઉપમાપ્રતિ ઉપમા.

त्यांच्या सर्व शक्ती कुंठित करणें हा प्रताप स्वामींचा, आह्मां मानवी लोकांचें हें कृत्य नव्हे. श्रीरघुनाथ (यांणीं) वानरां हस्तें समुद्रीं पाषाण तरवून लंकेशादिक त्रिकूटाचळांचें मर्दन केलें तैसेंच श्रीकृष्णें यादवा हस्तें म्लेच्छादि दैत्यांचें निर्दळण केलें याच प्रकारें पाश्चात्यांचें उपमर्दन स्वामींनीं करून वसईत ध्वजारोहण केलें स्वामी मूर्तिमंत ईश्वररूप आहेत. स्वामींचा प्रताप कर्तृत्व वर्णावयास आमची बुद्धि नाहीं. प्रपंचिक विचारें स्वामींनीं मज महत्व देऊन आज्ञा दिली तर हें सर्व भूषण स्वामींचें आहें. मी स्वामींचा असें.

આ સમયે દિલ્હીના દરબારમાં મરાઠાનો નાશ કરવા મ્હોટા પાયા ઉપર યોજના ઘડાતી હતી. પાદશાહે નિઝામને મરાઠાનો નાશ કરવાને મસલત કરવા દિલ્હી બોલાવ્યો. નિઝામને અત્યંત માન આપી રાજી કર્યો. અને તેમનાં વડીલ પુત્ર ગાઝીવદીનને ગુજરાત તથા માળવાપ્રાંતનો અધિકાર આપ્યો, અને બુંદેલખંડ તથા બીજા માંડલિક રાજાઓને નિઝામના તાબામાં રહેવાનો હુકમ કરવામાં આવ્યો. નિઝામ પાસે આ સમયે ઉંચા પ્રકારનું તોપખાનું હતું. તેને બરોબર ઉન્નતિક્રમમાં આણ્યું અને એકંદર પાંત્રીશ હજાર સૈન્ય જમાવી, મરેઠી સત્તાનો અંત લાવવા નિઝામે ઉદ્યોગ આરંભ્યો.

શાહૂ મહારાજને આ વર્તમાનની ખબર પડતાં જ, બાજીરાવને યુદ્ધની તૈયારી કરવા હુકમ કર્યો. બાજીરાવે સ્વાર, પાયદળ ડંકા, તથા હાથીઓથી શણગારાયેલી ચતુરંગી સેના તૈયાર કરવા ઉદ્યોગ આરંભ્યો. બાજીરાવે કેવા વીરત્વના ઠાઠવાળી સેના મહાન્ ચાપલ્યતાથી ઉભી કરી, તે હવે નિહાળીએ.



## પ્રકરણ ૨૮ મું.

—✲✲✲✲✲✲✲✲✲✲—

### તાલ ભોપાળનું યુદ્ધ, મરેઠા વિજયોન્નતિ.

" उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः ॥

" ઉદ્યોગી પુરુષને જ લક્ષ્મી પોતાની વરમાળ આરોપે છે."

---

ઉત્સાહ યુક્ત પુરુષાર્થ કરનારાઓ ઉન્નતિ ક્રમમાં ઉત્તરોત્તર ચઢતા જાય છે, અને જેમ જેમ ઉન્નતિક્રમમાં ચઢતા જાય છે, તેમ તેમ યત્નશીળ પુરુષોને વધારે રસ પડે છે. તેથી તે મહા ઉન્નતિને જલદી પામે છે. ઇ. સ. ૧૭૩૭ માં બાજીરાવે, કોલાબાનો કિલ્લો માનાજીને સ્વાધીન કરી, તથા પોર્ટુગીઝના તાબાના સાષ્ટીપ્રાંત ઉપર

આધિપત્ય સ્થાપી, કોંકણમાં વિજય મહત્તા સ્થાપી. આ વર્તમાનથી તેમજ બાજીરાવ મહાપુરુષાર્થ કરી રહ્યો છે, એ હકીકતો પ્રતિદિન દિલ્હીના દરબારમાં ચર્ચાતી હોવાથી, મરેઠાના ઉત્કર્ષનો નાશ કરવા બાદશાહે નિઝામ સાથે મસલત ચલાવી. પેશવાના વીરચાપલ્ય બાદશાહને સંપૂર્ણ ભીતિ આપી હતી. અને મરેઠી રાજ્ય જો વધારે પ્રબળતા પામશે તો મોગલાઇ પાદશાહાત રસાતાળ જવા સાથે ભારતભૂમિમાં મુસલમાની સત્તા અસ્ત વ્યસ્ત થઇ જશે, એમ ખાત્રી થઇ હતી.

પેશવાના જયથી ભારતવાસીઓ ઉત્તેજિત થયા હતા. આખા ભારતવર્ષની પ્રજા મુસલમાની સત્તાનો અનાદર કરવા તત્પર થઇ હતી. પંજાબના શીખો વીરત્વ બતાવી, શેહ આપવાને તૈયાર થયા હતા, ત્યારે બંગાળા અને દક્ષિણમાંનું પ્રજામંડળ તો મુસલમાની સત્તાને જરાપણ આદર આપવાને રાજી ન હોતું; તેમાં બાજીરાવનો દિનપ્રતિદીન જય ઉપર જય સંભળાવાથી તેને હજારો સૈનિકો મળતાં જતાં, આથી બાદશાહને, પેશવાને મહાત કરવાની, વધારે જરૂર જણાઇ. દિલ્લીની પાદશાહાતમાં પેશવાને શેહ આપવાની તાકાદ ન હોતી તેથી એશ આરામથી નિર્માલ્ય થયેલા મોગલોની નજર ફક્ત નિજામનાં વીરત્વ ઉપર હતી. જે પ્રજા એશ આરામી થાય છે, તેની સત્તા નષ્ટ થાય છે. કેમ કે જે પ્રજામંડળ એશ આરામ અને નાના પ્રકારના ભોગવિલાસ તથા દુર્વ્યસનોને આધીન થાય છે, તેનું આત્મબળ આપો આપ નષ્ટ થાય છે, આત્મબળ જવાથી નિરુત્સાહી થવાય છે, નિરુત્સાહી થવાથી પુરુષાર્થ થતો નથી અને પુરુષાર્થ અટકવાથી અધમ સ્થિતિએ જવાય છે. બાદશાહે નિઝામને મસલત કરવા દિલ્હી બોલાવ્યો. બાદશાહનું નિમંત્રણ આવતાં જ નિઝામ મહા સૈન્ય લઇ દિલ્લી ગયો. બાદશાહે નિઝામનો અપૂર્વ સત્કાર કર્યો અને તેના વડીલ પુત્ર ગાજીવદીનને ગુજરાત તથા માળવાનો અધિકાર આપ્યો. તથા બુંદેલખણ્ડ વિગેરે સ્વસ્થાનોના રાજ્યસત્તાધારીઓને સૈન્યો જમાવી નિઝામને કુમક કરવાને આજ્ઞા કરવામાં આવી. નિઝામ સરકાર પાસે આ સમયે ઉત્તમ તોપખાનું હતું. તેમ પાંત્રીશ હજાર સૈન્ય તૈયાર હતું. નિઝામ નર્મદાપાર કરીને આગળ ગયો કે, તે સમયે તેની પાસે એક લક્ષ સૈન્યનો સમૂહ ભેગો થઇ ગયો હતો.

શ્રીમંત બાજીરાવ પેશવાની ઇચ્છા દિલ્લીની પાદશાહાતને અસ્ત વ્યસ્ત કરવાની હતી, તેથી તે પોતાની તૈયારી કરી રહ્યો હતો. તેને નિઝામની તૈયારીના વર્તમાન જણાતાં જ સ્વાર, પાયદળ, તોપખાનાનું સૈન્ય તેમ ડંકા, નિશાન, હાથી વિગેરે ચતુરંગી સૈન્ય તૈયાર કરવા પોતાના

...યીઓને આજ્ઞા કરી અને સેનાપતિ યશવંતરાવ દાભાડે, શમશેર બહાદુર દામાજીરાવ ગાયકવાડ, વિઠોજીરાવ કદમ બાંડે, ફત્તેસિંગ ભોંસલે અકકલ કોટકર, શંભુસિંગ જાદવ, સેના સાહેબ શુભે રઘુજી ભોંસલે, નાગપુરકર તથા સરલશ્કર દાવલશી સોમવંશી, આ વિગેરે સર્વ સરદારોને સૈન્ય તૈયાર કરી મદદે આવી મળવા હુકમો રવાના કીધા અને બીજી તરફથી પેશવાની સંનિધમાં રહેનાર સરદારો, ચિમણાજી આપ્પા તથા જવાલા પ્રસાદસિંગ, રાણોજી સીંધીઆ તથા અમરસિંગ, મલ્હારરાવ હોલ્કર તથા પૃથુસિંગ, પિલાજીરાવ જાદવ તથા ઠાકુરસિંગ, સયાજીરાવ ગુજર, સંડુપસિંગ, યશવંતરાવ પવાર તથા ચન્દ્રસિંગ વિગેરે સુભટો પોત પોતાનાં સૈન્યને સજ્જ કરી, દક્ષિણમાં વીરગર્જનાથી વીરશ્રી ચમકાવી રહ્યા. પેશવાએ હિન્દુસ્તાન તરફ કુચ કરવાનો દિવસ વિજયાદશમીનો બીજો દિવસ રાખ્યો હતો. સૈન્ય સમૂહ લગભગ એક લક્ષ સૂધીનો થયો હતો. વીશ હજાર સૈન્ય ચીમણાજી આપ્પાના સ્વાધીનમાં, નર્મદાના પ્રદેશમાં બંદોબસ્ત સારુ મુકી, શ્રીમંત બાજીરાવ હેંસી હજાર સૈન્ય લઇ આગળ વધ્યો. આ સમયે ભોંસલે બાહાનું કહાડીને કુમકે આવ્યો નહીં.

શ્રીમંત બાજીરાવ બલ્લાળ પેશવાનું સૈન્ય ઇ. સ. ૧૭૩૮ માં નર્મદા પાર ઉતર્યું ત્યારે નિજામ સાહેબે ભોપાળના કિલ્લામાં મુકામ નાંખ્યો હતો. ભોપાળની રાજ્યસત્તા બેગમના હાથમાં અદ્યાપિ પર્યંત ચાલી આવી છે. એ રાજ્યની ઉપજ લગભગ ત્રીશ ચાલીશ લાખ રૂપીઆની છે. ભોપાળનો કિલ્લો મજબૂત અને અભેદ્ય જેવો છે. એ કિલ્લાના આશ્રયમાં રહી યુદ્ધ કરવાનો નિજામે નિશ્ચય કરી, મુકામ નાંખ્યો હતો. બાજીરાવની રાહ જોતો નિજામ ત્યાં પડયો છે. એ સમયે યુદ્ધનિપૂણ બાજીરાવે પોતાનું સૈન્ય એ પ્રદેશની ચારે પાસ પસારી દીધું અને નિજામના સૈન્યને ઘેરામાં ઘેરી લઇ, ખોરાક તથા ચાર પાણીને જતાં અટકાવી, નિજામને મુશ્કેલીમાં મુકી દીધો. નિજામનું મહા સૈન્ય અન્ન પાણીની તાણથી સંકટ વેઠવા લાગ્યું અને જ્યારે આ વાત ઉપર નિજામની નજર પહોંચી ત્યારે તેને પોતાની ચુકનો પસ્તાવો થવા લાગ્યો. અન્ન અને પાણીની તાણથી સૈનિકો ટપોટપ મરવા લાગ્યા. સૈન્યમાં ભૂખ તરસને લીધે મહાવ્યાધિ ઉત્પન્ન થયો, ત્રાહે ત્રાહે વર્તી રહ્યો અને પરમાવધિ વિપત્તિની મહાવ્યથાને સકળ સૈન્ય અનુભવવા લાગ્યું. સકલ સૈન્ય ભૂખ તરસને લીધે ઉદ્ધત થઇ ગયું. કોઇ કોઇને ગણકારતું નહીં અને નિજામ જેવા રણચતુર વીરની બુદ્ધિ આથી છેક ભ્રષ્ટ થઈ ગઇ. તેને કંઇ સૂજવા લાગ્યું નહીં. ન સૂજે

હલ્લો કરવાનું કે ન સૂજ્યું જગો છોડવાનું. આ સમયે બાજીરાવે પોતાના અંગિત સરદાર પિલાજીરાવ જાદવ, રાણોજી સીંધીયા તથા સયાજીરાવ ગુજ્જરને નિઝામ ઉપર હલ્લો કરવાને સૂચના કરી. નિઝામ ગભરાયો અને તેમના ઉપર તોપખાનું તૈયાર કરી યુદ્ધ કર્યું. રાજા જયસિંગનો પુત્ર દશ હજાર બુંદેલખંડી રજપૂતોને લઇને મરેઠી સૈન્ય ઉપર ધસ્યો. અલૌકિક વીરત્વ દર્શાવતાં બન્ને સૈન્યો કટાકટીના મામલા ઉપર આવી લાગ્યાં. રજપૂતો અને મરેઠા જીવ ઉપર આવીને યુદ્ધ કરવા લાગ્યા. તીર, ભાલાં, બરછી અને બંદુકોનો મારો શરુ થઇ ગયો. યોદ્ધાઓના પગરવથી તથા ધૂળના પુષ્કળ ગોટાઓથી આકાશ આચ્છાદિત થવા લાગ્યું, વીર પુરુષોની તેજદાર તલવારોના ચળકાટો મેઘઘટા વચ્ચે ચમકતી વિદ્યુત્ જેવા ચમકવા લાગ્યા, રણભૂમિ લોહીની નીકોથી વહેવા લાગી; અને વીરશ્રીથી ઉત્તેજિત થયેલા વીરની ગર્જનાથી સમરભૂમિ ગગનમંડળ સૂધી ગાજી રહી. કોઇ કોઇને પાછી પાની આપતા ન હોતા. વીરત્વથી છકેલા રજપૂતો પ્રાણાર્પણ કરવાને ધસ્યા. રણચાપલ્ય મરેઠા પ્રાંપચિક બુદ્ધિથી યુક્તિ કરતા ગયા. જયસિંગને સાંકડા ભાગમાં લાવી તૂટી પડવાની સંધિ સાચવી, રણધીર બાજીરાવ ઉભો રહ્યો હતો. પરંતુ એટલામાં તો રાજા જયસિંગના પુત્રનો મરેઠી વીરોએ પરાજય કર્યો. નિઝામના હાથ હેઠા પડયા. અન્ન પાણીનો દુષ્કાળ શરુ થયો. નિઝામ સરકારના અંગિત સૈન્યનો અધિપતિ *અબદુલ મનસુરખાન સફદરજંગ તથા કોટાનો નવાબ હતો. તે લોકો બીજે રસ્તે સૈન્ય લઇ બહાર પડયા કે બાજીરાવની દૃષ્ટિ તે તરફ પડી. લાગલી હોલ્કર અને પવારને તેમને મહાત કરવાને આજ્ઞા અપાઇ. ચાલીશ હજાર સ્વાર લઇ હોલ્કર શત્રુ ઉપર ચાલી નિકળ્યો. ઘોડાઓની ખરીઓના ખણખણાટથી ભાલાંઓના ચળકાટથી, તથા બંદુકો, જંબુરા તથા તોપોના અવાજોથી રણભૂમિ દશે દિશાએ ભભકી રહી. વીરશ્રીથી ઉત્તેજીત થયેલા મરેઠાઓના હરહર મહાદેવના સિંહનાદથી તથા મુસલમાન સૈનિકોની અલ્લાહ અકબરની વીરગર્જનાથી ગગનમંડળ ગર્જાવી નાંખ્યું, નિઝામના તોપખાનાએ તડામાર ગોળા છોડવા માંડયા, હોલકરે વીરશ્રીથી મરેઠીવીરોને ઉશ્કેરી તોપો ઉપર ધસારો કર્યો, નિઝામના પંદરસે સીપાઇઓની હાર કાપી નાંખીને મરેઠા એકદમ ધસી ગયા અને અબદુલ મનસૂરખાન તથા કોટાના નવાબના અંગરક્ષકોને કાપી નાંખ્યા. નિઝામના સૈન્યમાં

* અબદુલ મનસૂરખાન સફદરજંગ જે પાછળથી અયોધ્યાનો નવાબ થયો હતો, અને પ્રસિદ્ધ સુજાઉદ્દઉલાનો બાપ હતો.

ભયંકર ત્રાસ વર્તી રહ્યો. જેમ જેમ નિજામનું સૈન્ય નહાસવા લાગ્યું તેમ તેમ વીરશ્રીથી ઉત્તેજિત થયેલા મરાઠા ધસતા ચાલ્યા અને રણભૂમિને વીરગૌરવથી ગૌરવાન્વિત કરતો બાજીરાવ, હોલકરને, પવારને તથા સૈનિકોને ઉત્તેજિત કરતો અશ્વ ઉપર આરૂઢ થઇ, હર્ષધ્વનિથી ઉશ્કેરવા લાગ્યો. નિજામનું લશ્કર નહાસી છૂટયું અને મરેઠા વિજયી થયા.

નિજામનાં સૈન્યનું હીર નાશ પામ્યું, સૈન્યમાં અન્ન જળ માટે હાહાકાર હતો, તે વધતો ચાલ્યો; કેટલુંક સૈન્ય બાજીરાવને મળી જવા તત્પર થયું. પણ બાજીરાવે તેનો સ્વીકાર કીધો નહીં. અને તેમ કરવામાં તેણે બન્ને સબળ મુદ્દા વિચારમાં લીધા હતા. એક તો સ્વામી સેવાથી ભ્રષ્ટ થયેલા વિશ્વાસને પાત્ર નથી અને બીજી રીતે નિજામ પાસે જેમ વધારે લશ્કર હશે તેમ તેની અન્નપાણી વિના વિપત્તિ વધતી જશે. અને તે સહેલાઇથી હારી જશે.

દિવસે દિવસે નિજામ વધારે કઢંગી હાલતમાં મુકાતો ચાલ્યો. તેને પોતાની મદદ સારુ દિલ્હી ગુપ્તપણે વર્તમાન મોકલ્યા અને આર્જવતાથી તેમાં જણાવ્યું કે, "સવેલા કુમક નહીં આવી પહોંચે તો મારી માઠી વલે થશે."

દિલ્હીના દરબારની આ સમયે વિલક્ષણ સ્થિતિ હતી. નિજામનો ઉત્કર્ષ દિલ્હીના દરબારીઓથી ખમાતો ન હોતો, તેઓ નિજામની આવી રેવડી દાણા દાણા થયેલી જાણી આનંદિત થયા. નિજામના પત્રથી તેને કુમક આપવાની તૈયારી થવા લાગી. પરંતુ તે અન્તઃકરણની ન હોતી.

જ્યારે અલ્પદર્શી રાજ્ય કાર્યભારીઓના હાથમાં રાજ્ય સત્તા આવે છે, ત્યારે આપો આપ રાજ્યસત્તાનો પ્રતાપ ઝાંખો થાય છે. કેમ કે અલ્પદર્શીઓ તેજસ્વી પુરુષોના તેજને સહન કરી શકતા નથી અને તેજનો દ્વેષ કરવાથી તેજસ્વી પુરુષો આપો આપ રાજ્યતન્ત્રમાંથી ખસતા થાય છે. અને તેથી રાજ્યકળા કળાહીન થઇ અસ્તને પામે છે. દરેક રાજ્યસત્તાધારીઓએ આ વાત યાદ રાખવાની છે કે, પ્રમાણિક અને બહાદુર પુરુષો જ રાજ્યના સ્થંભરૂપ છે. હાજી હા કહેનારા હજુરીઆ અધમ સ્થિતિને પહોંચાડનારા છે. જે હલકા છે તેમાં ઉંચાપણું આવનાર નથી, જેનામાં આત્મબળ નથી, તે અધમ કૃત્યોથી ખરડાયલા છે, અને જેઓ ન્યાયપરાયણ વર્તી શકતા નથી તો તે કટાકટીના વખતમાં શું કરી શકે? અધમ પુરુષોને ભેગા કરવા કરતાં ઉચ્ચાભિલાષીને રાજ્યવેત્તાઓએ સંગ્રહવા જરૂરના છે. ઉચ્ચાભિલાષીઓ સ્વતંત્ર નિડર અને ન્યાયપરાયણ વર્તનાર

હોય છે. જે ધણીને ઉચ્ચ વીરોની કદર નથી તેવા નરાધમની ચાકરીને ધિક્કાર છે. નિજામની સ્થિતિ આ સમયે એવી જ થઇ હતી. જે પાદશાહતને દીપાવવાને એ આટલો બધો ખંતી હતો અને જોખમ ખેડતો હતો, તેના રાજદ્વારીઓ તેના સંકટના સમયમાં આનંદિત થયા હતા. આવા અક્કલ શૂન્ય પુરુષો જે દેશમાં વસે છે તે દેશ પરતંત્રતાની બેડીમાં સર્વદા સપડાય છે. અધમતા આણે છે. અને પોતાની માતૃ ભૂમિ સાથે આ-લઓલાદને અધમતામાં નાંખી પરબંધનમાં નાંખે છે. જેના અનુયાયી સારાં તેનું સર્વ સારું થાય છે. મહાન્ કાર્યો વિશ્વાસ શિવાય થતાં નથી. વિશ્વાસ રાખતાં પહેલાં તેની પાકી શોધ કરવી એ જરૂરનું છે. પરંતુ અવિશ્વાસી સદા ઉદયમાર્ગમાં આવી શકતો નથી. આ સર્વ અવિશ્વાસી મંડળ હતું. પાદશાહ, તેના રાજ્યદ્વારીઓ અને નિજામ એ બધાનો રંગ એકરંગી નહોતો. નિજામને એ રંગનો ભાસ હતો તેથી તેને પોતાના પુત્ર નાસિરજંગને ગુપ્ત પત્ર મોકલી પોતાની વિપત્તિનો ચિતાર આપ્યો હતો. પિતૃભક્તિપરાયણ પુત્ર પિતાની વહારે મહાસૈન્ય લઇ હૈદ્રાબાદથી નિકળી પડયો. નાસિરજંગની ફોજ ઔરંગાબાદ નજીક ફુલમર્ડી પાસે એકત્ર થવા લાગી. આ વર્તમાન બાજીરાવને આવી મળતાં જ તેણે ઓગરદમથી પેબંધી કરવા માંડી. સઘળા મરેઠા સરદારોને જાગ્રત કરી દીધા, અને યવનરાજ્યને દક્ષિણમાંથી અસ્તવ્યસ્ત કરવાની પાકી તક છે એમ જણાવી જેમનાથી મદદ થઇ શકે એમ હતું તેમની કુમક માંગી. સેના સાહેબ સુભા રઘૂજી ભોંસલેના ઉપર કુમક સારુ ઘણા પત્રો લખ્યા પણ તેને એકે પત્રનો સ્વીકાર કીધો નહિ. રઘૂજી ભોંસલે શ્રીપતરાવ પ્રતિનિધિનો પરમ મિત્ર હતો તેથી બાજીરાવનો ઉત્કર્ષ સહી શકતો નહોતો. જેમ દિલ્લીમાં નિજામના દ્વેષી હતા તેમ મરેઠાપક્ષમાં સતારામાં પણ થોડું ઘણું હતું અને શ્રીપતરાવ પ્રતિનિધિના વાવેલા વિષવૃક્ષથી મરેઠી રાજ્યના ઉદયને કંઇ થોડો ધકકો પહોંચ્યો નથી. રઘૂજી ભોંસલેએ મહાનિન્દાપાત્ર વર્તણુંક આ સમયે ચલાવી હતી. શાહૂ મહારાજે, યશવંતરાવ દાભાડે સેનાપતિ જે હાલ ગુજરાતમાં આવેલા શોનઘઢમાં હતા, તેમને પેશવાની મદદે જવાનો હુકમ કીધો હતો. બાજીરાવે પોતાના આપ્તબંધુ ચીમણાજી આપ્પાને જેટલી ફોજ જમાવાય તેટલી જમાવવા આજ્ઞા કરી હતી અને તાપી નદીનાં કાંઠાના પ્રદેશમાં નાસિરજંગને પ્રતિબંધ કરવા રાખ્યો હતો. તેમ ફત્તેહસિંહ ભોંસલે, શંભૂસિંગ જાદવ, તથા સરલષ્કર વિગેરે સરદારોની મદદ લઇ નાસિરજંગને આગળ વધતાં અટકાવવા હુકમ કીધો હતો અને જણાવ્યું હતું કે, તમે નાસિરજંગને

આ તરફ આવવા નહિ દેશો તો હું નિઝામને પહોંચી વળીશ. એટલું જ નહીં પરંતુ મુસલમાની રાજ્યને દક્ષિણમાંથી જર્જરિત કરી નાંખીને અસ્ત કરી નાખીશ.

મરેઠી સરદારોની મદદ ચોગરદમથી આવી પહોંચવાથી તથા બાજીરાવનાં યુદ્ધચાપલ્યથી નિઝામ મહાવિપત્તિમાં સપડાઇ ગયો હતો. નિઝામે ધીમે ધીમે મુકામ ખસેડવા માંડયો પરંતુ એની પાસે ભારે તોપો વિગેરે એટલો બધો સરંજામ હતો કે તેથી એને ઘણી વિપત્તિ પડતી હતી. *બાજીરાવના મારાથી કંટાળીને કિલ્લામાં મુકામ લઇ ગયો પરંતુ લશ્કરનો તેમાં સમાસ થઇ શકયો નહીં. બાજીરાવ પાસે કિલ્લો તોડવા જેવી તોપો ન હોતી તો પણ બંદુકો તથા બાણોથી એટલો બધો મારો ચલાવ્યો કે; તેથી નિઝામને યુદ્ધ કરવાની જરૂર જણાઇ. તોપો વિગેરે સરંજામ ભોપાળ તથા ઇસલામ ગઢમાં મૂકી, સેવા લાયક તોપો તથા ઉંટો ઉપરની જંજીરો લઇ એકદમ સૈન્ય સાથે બહાર પડયો. આ સમયે સીંધીઆએ બાજીરાવ સાથે હલ્લો કરીને નિઝામની તોપો હસ્તગત કરવાની મસલત કરી. જે બાજીરાવને ઘણીજ પસંદ પડી. મરેઠાઓએ તોપો હસ્તગત કરવાનો પ્રયત્ન કીધો પરંતુ નિઝામની તોપોના મારા આગળ તેનું કંઇ ચાલ્યું નહીં. તોપોના આશ્રય નિચે નિઝામ દરરોજ ગાઉ દોઢ ગાઉ મજલ કાપતાં કાપતાં દુરાઇ, સુરાઇ, નામનાં ગામો છે ત્યાં સૂધી આવી પહોંચ્યો. પરંતુ મરેઠી સૈન્યનો ઘેરો ઓછો થયો નહીં. ઇ. સ. ૧૭૩૮ ના જાનેવારી માસની તા૦ ૧૮ મીએ ઘાલેલો ઘેરો તા૦ ૧૧ મી ફેબ્રુવારી સૂધી ચાલુ રહ્યો. નિઝામને ઘેરામાંથી છૂટવાને તક મળી નહીં. આખરે રાણોજી સીંધીઆ મારફતે શરણ થવાનું કહેણ કહાવ્યું. આ વાત હોલ્કરને પસંદ પડી નહીં પરંતુ રાણોજી સીંધીઆના આગ્રહથી બાજીરાવે તહ કીધો. એ તહમાં બાજીરાવની બધી માંગણી નિઝામે કબુલ રાખી.

આ કરારથી નિઝામે પાદશાહની પાસેથી આખો માળવા પ્રાંત નર્મદા તથા ચંબલાનદી વચ્ચેનો પ્રદેશ અપાવવા કબુલાત આપી તથા પંદર લાખ રૂપીઆ સ્વારીના ખરચ બદલે રોકડા આપ્યા. આ પ્રમાણે તા૦ ૧૧ મી ફેબ્રુવારી ઇ. સ. ૧૭૩૮ ને રોજ તહનામું કરી ભોપાળનો ઘેરો બાજીરાવે ઉઠાવ્યો.

---

* આ સંબંધી પત્ર બાજીરાવે શ્રીમંત પરમહંસ મહારાજ (બ્રહ્મેંદ્ર) સ્વામી ઉપર લખેલો પ્રકરણ દશમામાં ટાંકયો છે તે વાંચેથી ઐતિહાસિક હેવાલ ઉપર અજવાળું પડશે.

મરેઠાના વિજયની ઉન્નતિનો વિજયધ્વજ ફરકાવતો ફરકાવતો બાજી-રાવ છત્રપતિ શાહુ મહારાજની સન્મુખ જઇ નમ્રતાથી નમ્યો. હર્ષિત થયેલા સ્વામીએ વિજયગર્વથી ગૌરવાન્વિત થયેલા પેશવાને અભિ-નંદન આપ્યું અને હિન્દુપદ પાદશાહતની જય પોકરાવનાર વીરને દક્ષિણે હર્ષથી વધાવી લીધો.



## પ્રકરણ ૨૯ મું.

—✲✲✲✲✲✲✲✲✲✲✲✲—

### વીરની વિજય શ્રેણીનો વિજય.

"શ્લોક"

" बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
" धर्मोऽविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥

"બલવાનમાં, ઇચ્છા અને મમતા વગરનું જે બળ તે હું છું. હે ભરત-વંશી! સઘળા જીવોમાં જે ઇચ્છા ધર્મથી ઉલટી નથી તે ઇચ્છા હું છું."

---

શૌર્યપ્રવાહથી મદોન્મત થયેલા નાદિરશાહનાં સૈન્યે ભારત ભૂમિમાં મહાસંહાર વાળી નાખ્યો છે. તેની ગર્વિત થયેલી ઉન્મત્તતાએ ભારતખંડની ઐશ્વર્યસંપન્ન રાજ્યધાની દિલ્લીને લુંટીલગડી તેની રમણીયતાને ખંડિત કરી છે. દુનિયામાં મહત્તાની ટોંચે પહોચેલી મોગલાઇ પાદશાહતની સત્તાને છિન્નભિન્ન કરી નાખી અસ્તવ્યસ્ત કરીનાખી છે. પાદશાહ દિલ્લી મૂકી નહાસી છુટયો છે. વજીર ખાનડૌરા યુદ્ધ કરતાં મરણ પામ્યો છે. અયોધ્યાનો નવાબ સાદતખાન નાદિરશાહને હાથે કેદ પડયો છે. પાટ નગર દિલ્લી મહાસંહારને લીધે રમણીયતા તજી સ્મશાનભૂમિનો વેશ ધારણ કરી ભયંકરતા દર્શાવી રહી છે. રુધિરથી ખરડાયલી દિલ્લીના દરવાજા ઉપર નાદિરશાહનો વિજયી વાવટો ફરકી રહેલો છે. સ્વતંત્રતાની પરિસીમાથી ગર્વિત થયેલો નાદિરશાહ આટલેથી પણ સંતોષ પકડવા રાજી નથી; તેની શૌર્ય તેજથી વિદ્યુત જેવી ઝબકારા મારતી સમશેર કોના ઉપર તુટી પડનાર છે, તે કળી શકાતું નથી. એ ભારતભૂમિનો સાર્વભૌમ મહારાજા થવા ઇચ્છે છે. એ વાયકાએ ભારતભૂમિના રંકથી તે રાય સૂધીના સર્વને કંપત કરી નાખ્યા છે. એ વર્તમાનો વીર બાજી-રાવના કર્ણદ્વારપર અથડાતાંજ તેના અંતઃકરણ ઉપર વિદ્યુત જેવા સખત ઘા અનુભવાયા. તે સિંહગર્જના કરતો સમશેર ઉપર હાથ નાખી ક્ષણભર



નાદીરશાહ.

સ્તંભિત થઇ ગયો. તેના મનની સાંકળે વિચારને ગતી આપી. રઘુજી ભોંસલે તથા કોંકણમાં થતા ફીરંગી સાથના ન્હાનાં મ્હોટાં યુદ્ધોને આટોપી દિલ્લી તરફ થયેલા આ ભારે ફેરફાર તરફ લક્ષ આપવાની અગત્ય ધરાઇ. નાદિરશાહ દિલ્લીના તખ્ત ઉપર આવવાથી, મુસલમાન તેમ અવર ભારત વાસીઓને સર્વને સરખી હાની હતી. એ વિચારે પ્રાધાન્યતા લીધી અને એકફેરી નાદિરશાહ દિલ્લીના તખ્ત ઉપર આરૂઢ થયો તો પછી ન્હાના મ્હોટી સર્વ ભારત કુળની રાજ્ય સત્તાઓને નષ્ટ કરી ત્રાહે ત્રાહે વર્તાવી રહેશે. આ વિચારોની સાંકળો પુરી નથી થઇ એટલામાં તો વર્તમાન આવ્યા કે, નાદિરશાહ એક લક્ષ ઇરાનીઓનું સૈન્ય લઇ દક્ષિણ ઉપર ચઢી આવે છે. આ વર્તમાનથી છંછેડાયલા સિંહને ખિજવવા જેવું થયું. બાજીરાવે જ્વલંત ત્વરાથી નાદિરશાહને સેહ આપવા મહાસૈન્યની તૈયારી કરી. બીજાં ન્હાનાં મ્હોટાં યુધ્ધો બંધ પાડવાને યોજના કરી. આજ સમયે નિઝામ ઉલ મૂલ્કના પુત્ર નાસિરજંગ વિગેરેએ દિલ્લીની પાદશાહતનાં રક્ષણ માટે મદદ માગવાનો લખેલો પત્ર આવી પહોંચ્યો. એ વિગેરે દેશકાળને અનુલક્ષી શ્રીમંત બાજીરાવે, પાદશાહ મહમદશાહ ઉપર ૧૦૧ મોહોરો સાથે એક ખલીતો મોકલ્યો, તેમાં દર્શાવ્યું હતું કે, "આપના ઉપર જે મહાન શત્રુ ચઢી આવ્યો છે તેને મહાત કરવા સારુ મારા વીરસરદારો તથા હું ચતુરંગી સૈન્ય લઇ તમારી કુમકે આવી પહોચું છું. તમારા તથા અમારા વચ્ચે સત્તાતુલાના નિયમને આધારે દ્વેષ ખરો. પરંતુ બહારનો શત્રુ આપ ઉપર આવે ત્યારે તો તે અમારો પણ શત્રુ છે. એમ અમે માનીએ છીએ. આપ અમારી પડોશના મ્હોટા રાજ્યસત્તાધારી છો તેથી આપની કુમકે આવવાનો અમારો ધર્મ છે. તે રાજ્યનીતિને અનુ-સારે અમે તમારી કુમકે આવવા નિકળી ચૂકયા છીએ."

બાજીરાવ આ પ્રમાણે મહાન તૈયારી કરી રહેલો છે તે વખતે કોંકણની સ્થિતિ કેવી હતી તે જોઇએ.

કોંકણનો યુદ્ધસંબંધ જેને જાણવાની ઇચ્છા હોય તેને માટે નીચેનો ચીમણાજી આપ્પાએ શ્રીમંત બાજીરાવ ઉપર લખેલો પત્ર વાંચવાથી સર્વ વર્તમાન દૃષ્ટિગોચર થશે.

"શ્રી"

"वडिलांचे सेवेसीं अपत्यसमान आप्पानें दोन्हीं कर जोडून त्रिकाल चरणांवर मस्तक ठेवून शिरसाष्टांग नमस्कार विज्ञापना तागाईत ९ पावेतों जिल्हा वसई, प्रांत कोंकण येथें स्वारींत वडिलांचे आशीर्वादें करून वर्तमान

यथास्थित असे. विशेष. आज्ञेप्रमाणें वीस हजार फौज बरोबर देऊन शिंदे व होळकर यांस नादिरशाहावर स्वारी करण्यासाठीं वडिलांकडे पाठविलें आहे. इकडील हकीकत कळवीत आहें तिजवरून आज्ञेप्रमाणें पूर्वींच फौज कां रवाना केली नाहीं तें विदित होईल थोडें काम अद्यापि इकडे उरलें आहे. तें आटपून मीही वडिलांच्या चरणांपाशीं लवकरच हजर होतों."

"इकडे येण्याबरोबर एकेका सरदाराची एकेका स्वारीवर योजना केली. चिरंजीव व्यंकटराव घोरपडे यास कांहीं स्वार देऊन गोंव्यावर पाठविलें. त्यानें तिकडे गेल्यावर पोर्तुगीज लोकाचा खूप धुवा उडविला. उत्तरेकडे खंडोजी मानकर याची योजना केली. त्याच्याशीं शत्रु बहुत निकरानें लढला; परंतु आमच्या पराक्रमी सैन्यापुढें टिकाव धरवला नाहीं. बहुत किल्ले मानकराच्या हातीं लागले. राणोजीराव व दुसरे कित्येक सरदार यानीं कतलवाडी, ढाणूं, शिरगांव, केळवें आणि तारापूर हे सर्व किल्ले लढून सर केले. केळवें माहीम व तारापूर येथें शिंद्यानें फारच मर्दुमी केली. तारापुराजवळ मोठें तुमुल युद्ध झालें. शिंद्याने तटाखालीं चार सुरुंग पाडले. त्या पैकीं दोन चांगले उडून तटास मोठें हत्तीच्या अंगाएवढें भोंक पडलें."

"बाजी भिवराव, रामचंद्र हरी, यशवंतराव पवार आणि तुकोजीराव पवार हे आपआपले ध्वज घेऊन 'तूं आधीं कीं मी आधीं' अशा स्पर्धेनें व इभ्रतीनें एकदम किल्याकडे धांवले. फिरंगीही या समयीं जिवावर उदार होऊन लढला. कांहीं वेळपर्यंत जय कोणास मिळतो याचा निश्चय होईना. शेवटीं आमचा रणशूर सरदार सेना साहेब सुभा राणोजी भोंसला उमरावतीकर हा खंदकांत उडी टाकून पोहत तटाजवळ गेला. त्याच्या मागून शिपायांनींही उड्या घेतल्या. पलीकडे तटावर चढण्यास त्यांस वाट नव्हती. मग भिंतीस शिड्या लावून हातीं नंगी तरवार घेऊन भोंसला एकटाच वर चढून तटावर उभा राहून ह्मणाला, "गडेहो, चला, वर या, भिऊं नका. आतां किल्ला आपलाच आहे. जलदी करा ह्मणजे एका क्षणांत फिरंग्याचा चेंदामेंदा करून टाकूं." हे शब्द कानीं पडताच शेंकडों शिपाई ईर्षेनें वर चढले. शत्रूकडचे लोकही फार शूरत्वानें लढले. त्या बहुतेकांस आमच्या शूर शिपायांनीं मृत्युची वाट दाखविली. कांहीं फिरंगी जिवाच्या भयाने टोप्या काढून, दांतीं तृण धरून, आह्मांस शरण आले. त्यांत त्यांचा मुख्य सरदार अलाकेओ हाही होता.

"पुढें आह्मीं वसईच्या किल्ल्याजवळ लढण्यास आरंभ केला. तोही किल्ला आह्मी सर केला. या युद्धांत दोन्ही पक्षांकडे लढण्याच्या कसबाची पराकाष्ठा झाली. खुषकीचे बाजूनें बिनीवाला शंकराजी नारायण याजकडून वेढा देवविला. आणि पाण्याचे अंगास लढाऊ जहाजें ठेवून मानाजी

फिरंग्यांनीं शेवटीं तहाचें बोलणें लाविलें. आह्मीं त्यांस एकच सांगितलें कीं, "तुह्मी आपलीं मुलें माणसें काढून किल्ला आठ दिवसांत खाली करून द्याल तर बरी गोष्ट आहे." शेवटीं त्यांनीं किल्ला आमच्या स्वाधीन केला. या समरभूमीवर आमच्या कडचें सुमारें पांच हजार मनुष्य पडले. ही मोठी दुःखाची गोष्ट आहे. फिरंग्यांचेंही सुमारें हजार माणूस जायबंदी झाले. इंग्रज लोकांनीं तहा प्रमाणें या समयीं आह्मांस दारुगोळ्याची बरीच मदत केली."

"खंडोजी मानकरावर पोर्तुगीज लोकांनीं तारापुरा जवळ पांच हजार सैन्यानिशीं हल्ला करून ते ठाण्याकडे नीट चालले. तेव्हां होळकरानें अंगावर तुटून पडून त्यांस माघारें हटविलें. त्यांचा फोईस नामक सरदार मोठ्या शौर्यानें होळकराशीं लढला. होळकरानें त्याच्यावर नेम धरून एक गोळी सोडिली ती सूंसूंसूं करीत त्याचें शिरकमळ फोडून पार निघून गेली. त्या बरोबर तो सरदार गतप्राण झाला. मालवण प्रांतातले हेटकरी व गडकरी या स्वारींत फार उपयोगीं पडले. आमच्या बरकंदाच बेहेड्यांत बहुत करून हेच लोक फार आहेत. या प्रमाणें वडिलांच्या आशीर्वादें करून आमच्या तरवारींस यश आलें. आमच्या श्रीवर्धन गांवाच्या आसपास एकंदर सुमारें दीडशें कोस लांब आणि पंचवीस तीस कोस रुंद कोंकणपट्टी आहे. एवढ्या प्रदेशांत मुसलमान, शिद्दी, फिरंगी वगैरे परदेशस्थांचें चिलट पांखरुं सुद्धां फिरकूं देऊं नये असें मी करणार आहें. या कोंकणच्या मोहिमेंत एकंदर मेलेल्या लोकांची संख्या सुमारें चवदा पंधरा हजार होईल. त्याच्या तपसीलवार यादी तैयार करण्याचें काम चाललें आहे. जीं माणसें सरकार कामीं पडलीं त्यांच्या मुलामाणसांस सरकारांतून बाळपरवेशा चालविणें अवश्य आहे.

" या समराची इत्थंभूत हकीकत श्रीगुरु महाराज महापुरुष यांस मीं घावडशीस पत्रद्वारें विदित केली आहे. सेवेशीं श्रुत होय. हे विज्ञापना."

ઇચ્છાશક્તિની મહત્તા ભૂમંડળમાં ભારે ચમત્કાર કરે છે. જેવી સંકલ્પની દૃઢતા તેવી કાર્યની સિદ્ધિ. એ સૂત્રાનુસારે નાદીરશાહ દિલ્લી તજીને ચાલ્યો ગયો. બાજીરાવની ઇચ્છાશક્તિમાં સમગ્ર દેશની ઇચ્છાશક્તિએ વાસો કીધો હતો અને તેથી નાદિરશાહનું પાછા જવું ભારતમાં અભિવંદનીય ગણાયું.

દિલ્લીનો પાદશાહ મહમ્મદશાહ હવે તખ્તારૂઢ થયો હતો; તેને વિવેકને ખાતર પોતાની કુમકે આવવા ઉભા થયેલા તથા દીલાસો અને આશરો આપનારા ઉપર આભાર દર્શક પ્રત્યુત્તરો લખ્યા હતા. તેમ પેશવા ઉપર પણ નીચેના આશ્રયની યાદી લખી હતી.

" આપનો પત્ર પોહોંચવાથી અત્યંત સંતોષ થયોછે. આ પ્રમાણે સ્નેહ રાખવાની આ દરબારની ખાસ ઇચ્છા છે, પરંપરાથી તમારા

ચાલ્યા આવતા માન, પાન, જહાંગિરી, તથા મુલકને કોઇ પણ પ્રકારની ઇજા થનાર નથી. તેમ કોઈ જાતની હરકત પણ થનાર નથી. આ સાથે શિરપેચ તથા વસ્ત્રાલંકાર મોકલ્યા છે તે સ્વીકારશો." વસ્ત્રાલંકારની વીગત.

(સાધારણ વસ્ત્ર) ૧ મંદીલ, ૧ ઝભો (કિનખાબનો), ૧ પાયજામો, કીનખાબનો, દુપ્પટો ભરજરીનો (કમરે બાંધવાનો) (અલંકાર) મોતીઓનો તુરો, (મંદીલમાં ખોસવાનો), ૧ શિરપેચ કલગી રત્ન જડિત (મંદીલની આગળ બાંધવાની) ૧ મોતીની કંઠી (ઉંચાં પાણીદાર મોતીની.

(હથિયારો) ૧ ઉત્તમ પાણીદાર તરવાર સુનેરી રત્નજડિત મુઠ સાથે તથા કીનખાબના મઢેલા અસ્તર સાથે, ૧ સુંનેર ઘોડો સોનારૂપાના અલંકાર તથા સરંજામ સાથે, ૧ હાથી ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકાર સાથે સણગારેલો. મોગલ પાદશાહ તરફથી આ પ્રમાણે સત્કાર થવાથી બાજીરાવ આનંદિત થયો. આ બનાવ ઇ. સ. ૧૭૩૭ માં બન્યો હતો.

રાજ્યદ્વારી તંત્રનો કંઇ નિયમ હોતો નથી. ઉલટું અને સુલટું સમયપરત્વે ગતિ કર્યાજ કરે છે. રાજ્યતંત્ર તો ન્યાયસત્તાનું કાટલું કાઢે છે. જેની સત્તા પ્રબળ તેનો ન્યાય ગણાય છે. તેનું સર્વ ઉત્તમ ગણાય છે અને તેને આધિન સર્વને થવું પડે છે તે કાંતો ઉત્તરોત્તર વૃદ્ધિને પામે છે યાતો ઉત્તરોત્તર અધમતાને પામતી જાય છે. સ્થિર સ્થાવર સત્તાતુલા રહેતી નથી, રહી નથી; અને રહેવાનીએ નથી.

બાજીરાવની સેહ હવે મોગલ પાદશાહાતમાં સર્વ સ્થળે પસરી રહી હતી. જોઇએ તેવી સરલતા સર્વ સ્થળે થવા લાગી હતી, બધે ઠીકઠીક હતું. પરંતુ પાદશાહે માળવા પ્રાંતની સનંદો આપી હતી તે નિજામ હજી આપતો નહોતો; નિજામ ઉલ મૂલ્ક મહાપાકો રાજ્યદ્વારી હતો; તેને વારે વારે બાજીરાવ સીધો કરતો તો પણ તે કદી પણ સમજતો નહીં. સમયરંગ ફરતો કે નિજામની કપટજાલ ચપટ ફરતી કે પથરાતી. જેવી નિજામની કપટજાલ પથરાતી કે બાજીરાવની વિદ્યુત જેવી સમશેર તેને કાપી કાઢતી. નિજામને સિધો કરવાને તેણે ઠરાવ કીધો. નિજામ સાહેબનું સૈન્ય આ સમયે હિન્દુસ્થાનમાં રોકાયું હતું. તેમ બાજીરાવનું સૈન્ય પણ કોંકણમાં ગુંથાયું હતું. બન્નેની સ્થિતિ સરખી હતી. આ સમયનો લાભ લઇ બુંદેલખંડના* છત્રશાળ રાજાના પુત્ર જગદેવ તથા હરદેવ સાથે સ્નેહ ભાવ તાજો કરી, ચંબલના પ્રદેશથી તે

* બુંદેલખંડના રાજા છત્રશાલે બાજીરાવને ઝાંસીનો મુલક બક્ષીસ આપ્યો હતો; જેની વ્યવસ્થા ગોવિન્દપંત બુંદેલને બાજીરાવે સોંપી હતી. એ ગોવિન્દપંતના વંશમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ થઇ ગઇ છે.

છેક અલ્હાબાદ સુધીના રજપુત રાજાઓ સાથે તહ કરી, યવન રાજ્યો ઉપર સ્વારી લઇ જવાની યોજના કરી.

પૂર્વે સંકેત પ્રમાણે નિઝામ સાથે યુદ્ધ કરવા બાજીરાવે બાજી માડી કે; નિઝામનો પુત્ર નાશિરજંગ દશહજાર સૈન્ય લઇ ઔરંગાબાદ આગળ આવી પડયો. તે તરફ સૈન્યે પ્રયાણ શરૂ કીધું. મજલ દરમજલ જતાં ઔરંગાબાદ પાસે સિંહ પઠીમ બાજીરાવ આવી પહોંચ્યો. નાશિરજંગ કંઇ કાચો નહોતો, વાઘ પઠીમ ગર્જના કરતો તેના આવતાં પહેલાં તો હલ્લો કરીને આવી ઉભો. બન્ને સૈન્યનું મળવું થતાંજ મહાઘોર યુદ્ધ શરુ થયું. સુતરનાળ, જંજીર અને બંદુકોના ભડાકા થવા લાગ્યા. તોપોનો મારો જબરો ચાલ્યો; પરંતુ એટલામાં તો બાજીરાવના બહાદુર સૈનિકોએ મહાગર્જના કરી સમસેરનો મારો શરુ કર્યો. ક્ષણમાત્રમાં તો એકમેકના સૈનિકો એક બીજામાં ભળી ગયા અને મહાઘોર સંહાર ચાલ્યો. એક પ્રહર સુધી મહાયુદ્ધ શરુ રહ્યું; તેમાં પોતાના અને પારકા ઓળખાવાનો વખત રહ્યો નહોતો. એટલામાં નાસિરજંગની કુમકે બીજું સૈન્ય આવી પહોચ્યું. બીજી કુમક આવતાંજ મરાઠા ચેતી ગયા અને ગોદાવરી ઉતરી અહમદનગરની વાટે ઉતરી પડયા. એટલામાં કોકણમાંથી મ્હોટી મ્હોટી મજલો કાપી ચીમણાજી આપ્પા બાજીરાવની મદદે આવી પહોંચ્યો.

સમુદ્રના મોજાની પઠીમ ગતિ કરતું મરાઠી સૈન્ય નાશિરજંગ ઉપર તુટી પડયું ને તેને ગોદાવરીના પ્રદેશમાંથી પેલી બાજુએ નસાડી મૂક્યો. નાશિરજંગ મહામર્દ હતો. રણવાદ્યનો કોલાહલ બન્ને સૈન્યોને વીરત્વથી ઉશ્કેરતો હતો. વીર પુરુષો મરણીયા થઇ, જયનાદ કરી ગર્જના કરતા ઉશ્કેરાઇ ગયા, અને ગોળીઓનો વરસાદ વરસાવ્યો. ભયથી ઉભય સૈન્ય કંપિત થયું. વાયુથી ધુળના ગોટેગોટ ઉભરાયા, ક્ષણ માત્રમાં તો અંધકાર પથરાઇ ગયું. મહારાષ્ટ્રી સૈન્યે સખ્ત મારો માર્યો. નાશિરજં-ગના સૈન્યે જરા પણ ચમક મારી નહી. ઘણા ઘસારા એક બીજા સૈન્યોએ પરસ્પર કર્યા, પણ કોઇની બાજી નમી નહી, ઘણા માસ સુધી એક બીજાની ટકરો ચાલ્યા કરી. આખરે નાશિરજંગે તહની માગણી કરી, જે તહ બાજીરાવે સ્વીકાર કરી તેમાં ઠર્યું કે, આપણે હવેથી રૈયતને ખાલી ઉપદ્રવ કરવો નહિ. અને મોગલોએ નર્મદા કાંઠાનો હિંદિયા તથા ક્રિરકોણ એવા બે પ્રાંતો બાજીરાવને આપ્યા. ઉન્નતિક્રમમાં જનાર વીરોની ઇચ્છા દ્રઢ વેગથી વધતિજ જાય છે તેમ તેમ સર્વ વિકટતાને સરળ કરી સાધ્ય કરે છે તેની ઇચ્છાશક્તિ મહા-વેગથી વહી અનેક રંગને ઓપાવે છે. બાજીરાવની ઇચ્છા છત્રપતિ

મહારાજની રાજ્યસત્તાને ભારતભૂમિમાં સર્વોપરી કરવાની હતી અને તે કરવાને શ્રમ લેવાને હવે તે દ્રઢીભૂત થયો હતો. અને તેને પૂર્ણ કરવા ઉત્તર હિન્દુસ્થાન તરફ સ્વારી કરવા ઉત્સુક થયો હતો. તેની યોજનાને અમલમાં મુકતાં પહેલાં કોકણમાં મહાઉત્પાત ઉત્પન્ન થયો; જેને શાંત કરવા ચીમણાજીઆપ્પાને કોકણમાં મોકલ્યો. અને પોતે ઉત્તર હિંદુ-નમાં જવાની સંકલના ગુંથાતો નર્મદાના પ્રદેશ ઉપર મુકામ કરી રહ્યો છે. નર્મદાના તટપ્રદેશ ઉપર પડેલા ભારતના અભ્યુદયને ઇચ્છનાર પેશ-વાનું ચિત્ર દૃષ્ટિગોચર કરીએ.

## પ્રકરણ ૨૦ મું.

### ભારતાભ્યુદય ભાનુનો અસ્ત.

“ શ્લોક ”

‘‘क्लैव्यं मास्म गमः पार्थ नैतत्त्वय्यु पद्यते ॥

‘‘ क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

“હે પાર્થ ! કેવલ બાયલાપણું ન કર. એ છાજતું નથી, મનનું નબળાપણું તજી હે શત્રુને જીતવાવાળા, ઉભો થઇ જા.

---

ગ્રીષ્મ ઋતુના પ્રાત:કાળમાં મનોહર લાલ ઉષા નભમંડળમાં પસરી ભૂમંડળમાં સુંદરતા પસરાવી રહી છે, પવિત્ર નર્મદા નદીના જળ તરંગો કલ્લોલ કરતા તેના ચિત્રપટથી ચિત્રાતા વેગથી ગતિ કરી રહ્યા છે. નર્મદા નદીની બન્ને બાજુએ સુંદર ઝાડી તથા ઉંચા નીચા ટેકરાના વિલક્ષણ દેખાવો દૃષ્ટિગોચર થઇ રહ્યા છે. તે રમ્ય પ્રદેશમાં મનોહર સૃષ્ટિ સૌંદર્યતાથી ઘેરાયલું “કાકડે” નામનું ગામ આવી રહ્યું છે.

આજે કાકડે ગામે ઇતિહાસના પાના ઉપર પોતાનું નામ ચિરકાલીન કર્યું છે. ભારત ભૂમિનો અભ્યૂદય ઇચ્છનાર પ્રાત:સ્મરણીય વીર બાજીરાવ પોતાના વીરમંડળ સાથે ત્યાં મુકામ કરી રહ્યો છે. રાણોજી સિંધિઆ, મલ્હારાવ હોલકર, વિગેરે ન્હાના મ્હોટા સરદારો જયધ્વજો ફરકાવતા તેની પાસે પડાવ નાખીને પડયા છે.

આજે ગામ કાકડેમાં સરનોબત સુવર્ણ દંડિકાથી મહાનાદ કરી વીરત્વને ઉત્તેજીત કરતી નહોતી. તોપોના તડાકાને બંદુકોના ભડાકા તથા વિદ્યુત જેવા સમશેરના ચમકારા શત્રુ ઉપર થતા ન હોતા. સર-

ણાઇ, ડફ, ભેરી અને દુંદુભિના નાદો જરા પણ સંભળાતા નહોતા. સર્વે શાંત અને ચુપચાપ હતું. સર્વના મુખ ઉપરથી મનોહરતા ઉડી ગઈ હતી અને સૌ મનોવેદનાથી વ્યાકુળ થઇ ગયા હતા. સર્વનું લક્ષ વીર બાજીરાવના તંબુ તરફ હતું.

પુષ્ટ કદાવર કાઠાનો, ભવ્ય મુખમુદ્રાથી, રાજ્ય વિભૂતિથી ગર્વિત દેખાતો. ઉંચી પેસાની અને ભરાઉ શીનાબાજ છાતીથી વીરત્વની છાપ પાડતો, આજાનબાહુથી શૌર્યતેજની મહત્તા અંકાવતો, શ્રીમંત બાજીરાવ બલ્લાલ શયન શય્યા ઉપર લોથપોથ થઇ પડ્યો છે. તેની વ્યાધિથી અસ્વસ્થ થયેલી પ્રકૃતિથી મુખમુદ્રા ભયાનક દેખાતી હતી. નર્મદાના તટ પ્રદેશ ઉપર આવ્યા પછી પ્રકૃતિ બગડવા માંડી હતી તોપણ નર્મદાના પવિત્ર જળ સ્નાનની ઇચ્છામાં ઉર્મિ વધુ રાખી હતી. આજે પ્રાતઃકાળે નર્મદાસ્નાન કરેલું છે. ભસ્મનું ત્રીપુંડ્ર કરી દેવયજન કરી વ્યાધિથી વ્યાકુળ થયેલો બેઠો છે; તેણે સિંધિઆ, હોલકર તથા બીજા અનુયાયીને પોતાની પાસે બોલાવ્યા.

આજે પેશવાને અસહ્ય વેદના થતી હતી. સર્વે એક બીજાના સામું મૌન ધારણ કરીને બેસી રહ્યા હતા. સર્વના મુખ ઉપર શોકની લાગણી પસરી ગઇ હતી. મુખમાંથી જરા પણ ઉદ્ગાર કહાડવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી. આ વખતે વીર બાજીરાવે મહા પ્રયત્ને પોતાની શુદ્ધિને ઠેકાણે આણી, વીર રાણોજીના ખભા ઉપર હાથ નાખી બેઠા થઇ કહેવાનો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ થયું. શ્વાસ ચઢી જતો હતો. શરીર કહ્યામાં નહોતું તોપણ દૃઢ, ધીટવીરે પોતાનાં કર્તવ્યની છેલ્લી ફરજ બજાવવાનો નિશ્ચય કરી, નિશ્ચયાત્મક વૃત્તિથી ઇચ્છાશક્તિને સબળ કરી, સ્થૂળ દેહને ઉત્તેજીત કરી રાણોજીનો ટેકો લઇને બેઠો થયો. આ સમયે એના મુખ ઉપર ઇશ્વરી તેજ લખ-લખી રહ્યું હતું. તે ધીમે ધીમે રાણોજી તથા સકલ સરદાર મંડળ તરફ દૃષ્ટિપાત કરતો મમતા અને માયાનાં અમૃતને વરસાવતો બોલ્યો— "રાણોજી! આ સ્થૂળ પંચમહાભૂતનું પુતલું અનંત કોટી બ્રહ્માંડાધિશની અકલિત કળામાં લૂપ્ત થનાર છે તેના ક્ષણભંગુર દેહને માટે જરા પણ શોક કરતા નહિ."

સર્વના મુખ ઉપર શોક વ્યાપી ગયો. રાણોજીના મુખમાંથી શોકનો ઉદ્ગાર નીકળી પડ્યો. રાણોજીથી રહેવાયું નહિ. આંખમાંથી આંસુની ધારા વહી રહી.

થોડો કાળ સુધી સર્વેએ મૌન્ય દશા ભોગવી. ક્ષીણ થતાં બળને પરાકાષ્ઠાએ એકત્ર કરી, ભગ્ન થતા અવાજથી બાજીરાવ ફરી

બોલ્યો–"મ્હારા વહાલા વીરો–ભારતને હત ભાગ્યમાંથી છોડવવાનું કર્તવ્ય અધુરું રહે છે. ભારત પ્રજા અને ભારત ધર્મનો ઋણગ્રસ્ત રહી ચાલ્યો જાઉં છું. એ ઋણનો ભાર કોણ ઉતારશે?" રાણોજીએ દીનવદને સ્વામીવાત્સલ્ય દર્શાવતાં વિનયથી કહ્યું;–"આપે શું નથી કર્યું? ભારતીય પ્રજાના હિતને માટે, સ્વધર્મનાં રક્ષણને માટે આપે મહા શ્રમ લીધો છે. નરાધમ, પિશાચવૃત્તિશીળ યવનોને ત્રાહે ત્રાહે પોકરાવી છે. શાહૂ છત્રપતિના જય ઝુંડાનો ફડફડાટ યવન રાજ્ય ઉપર ઉડાવ્યો છે યશ અને કીર્તિનું મંડન કર્યું છે."

બાજીરાવ જરા ગ્લાનિ થયેલા ચેહેરાથી પણ ઉશ્કેરાયલી પદ્ધતિથી બોલ્યો–"વીરો જે કરવું જોઇએ તેથી સામે હિસ્સે પણ થયું નથી. દિલ્લીનું તખ્ત હસ્તગત કરી રુમશામ સુધી શેહ ન પહોંચાડાય ત્યાં સુધી આપણું કર્તવ્ય પુરું થાય છે એમ કોઇએ સમજવું નહિ. ભારત ભૂમિ બહાર મોગલાઇ સત્તાને કાઢયા શીવાય સુખ સમૃદ્ધિ તથા સ્વધર્મનું રક્ષણ થાય છે એમ માનવું નહિ. જ્યાં સુધી યવન રાજ્યનું ઉચ્છેદન કર્યું નથી ત્યાં સુધી આર્યપ્રજાનું હિત ક્યાં છે? કીર્તિનો વિજય ક્યાં છે? ઉન્નતિનો માર્ગ ક્યાં છે? મારા વહાલા વીરો! આર્ય પ્રજાને વીર્યહીન કહીને નિંદે છે, એ કલંકની કાલીરેખાને અંકિત થતી છેદવાને, પરતંત્રતાની બેડીને તોડવાને, સ્વધર્મના ગૌરવને ગૌરવાન્વિત કરવાને, તેજ રહિત થતા મોગલ સત્તાના વિસ્તીર્ણ ક્ષેત્રમાં શૌર્ય બળથી સત્તાના બીજને વાવવાના પ્રયત્નમાંથી પાછા ફરતા નહિ."

રાણોજી બોલ્યો–"સ્વામિના ઉપદેશથી ઉદ્દેશાયલા છીએ, સ્વામિની સર્વ આજ્ઞાઓ માથે ચઢાવી, સંતોષ આપતા આવ્યા છીએ, પ્રભુ આપની ઇચ્છા પૂર્ણ કરવા અમને બળ બુદ્ધિ આપો." બાજીરાવ ફરી શોક ઉદ્‌ગાર કરતો બોલ્યો,–"અરે! અરે! ભારત ભૂમિમાં આજે ત્રાહે ત્રાહે છે. દુ:ખનો અગ્નિ વર્ષી રહ્યો છે. દુ:ખની પરિસીમાનો હાહાકાર થઇ રહ્યો છે. પેટપુર અન્ન પ્રાપ્ત કરવાને પણ આર્યને મહાવેદના છે. અરે! અરે! આર્ય પ્રજાના પૂજ્ય ધર્મનું અપમાન થાય છે. ભારત ભૂમિમાં સર્વ સત્તાનું ઉચ્ચપદ આજે યવન ધરાવે છે! રાજ્યકુળ તિલક ક્ષત્રિઓ નમ્ર થયા છે. શુદ્ધ ક્ષત્રિયત્વ નષ્ટ થયું છે. સ્વધર્મ માટે કોઇ પ્રાણાર્પણ કરનાર નથી." હોલ્કરે વિનયથી સ્વામીની પ્રશંસા કરતા કહ્યું.–"સ્વામી શિવાજી મહારાજનાં શૌર્ય તથા આપના પ્રયત્ને શું નથી કર્યું. મોગલ પાદશાહાતથી દક્ષિણને બને એટલું બચાવ્યું છે. સ્વધર્મને રક્ષણ આપ્યું છે. યવન રાજ્યસત્તાને જર્જરિત કરી છે. શેહ આપી છે. મહારાષ્ટ્રના ગૌરવને દીપાવ્યો છે, મહારાજ મને કહેવા દો, આપનો

પ્રયત્ન એક પણ ક્યાં નિષ્ફળ ગયો છે.? હા, હજી હિન્દુ દેવ અને હિન્દુ ધર્મનું અપમાન થાય છે. દેવાલયોની અવદશા થાય છે. અન્ન વસ્ત્ર વિહીન આર્યો ત્રાહિ ત્રાહિ પોકારે છે. ગૌબ્રાહ્મણનું રક્ષણ નથી, પરંતુ સ્વામીના કૃપાપ્રસાદથી હવેના રણરંગમાં યવનોને જોઇ લઇશું. તેમનાં પાણીને ઉતારી નાંખીશું અને વીરત્વની સેડ વગાડી બાતાવીશું કે, આર્ય ભૂમિ ઉપર વીર પાકે છે. સ્વામિ, કલ્પાંતે પ્રભુ પણ યવનોની દુર્બુદ્ધિથી ત્રાસી ગયો છે. જે રાજ્ય કરતા દયાહીન પ્રજા મંડળને સ્વાર્થ પરાયણ થઇ દુઃખી કરે છે, ધનને હરે છે, ન્યાયને તજે છે, તેને તેના ધર્મોનું ફળ છોડતું નથી. તેમ તે યવનોને પણ છોડનાર નથી. જે સ્વાર્થ પરાયણ થઇ આર્ય પ્રજાને ત્રાહે ત્રાહે પોકરાવે છે, તેજ સમય રંગ ફરતાં ત્રાહે ત્રાહે પોકારશે. મહાજન મંડળને દુઃખ દેનાર કદી સુખી થતા નથી."

બાજીરાવ બોલ્યા—"સમય રંગ તપાસતાં સ્પષ્ટાભાસ આપે છે કે, દિલ્લીના તખ્ત પ્રત્યે એક હલ્લો બસ છે, યવન રાજ્યવેતાઓ કે જેમનું જીવન આર્ય પ્રજા ઉપર છે, તેના પોષણ માટે, તેના ધર્મ માટે તથા રક્ષણ માટે જરાપણ દરકાર કરતા નથી. છેક હિમાચળથી તે કન્યા-કુમારી સૂધી સર્વની અપ્રીતિ ઉભરાઇ ગયેલી છે અને તેથી આખી ભારત પ્રજા તેની જુસરીમાંથી નીકળી જવા ઉશ્કેરાઇ ગયેલી છે. તેથી રાજ્યતંત્રના મંત્રથી ભેદાભેદના સમુદાયને એકત્ર કરવા ગોઠવણ કરી હોય તો એક જ રાત્રિમાં છેક કન્યાકુમારીથી તે પેશાવર સૂધી મહાસમ-રાંગણ સળગી ઉઠે, કે જેને શાંત કરવો દુર્ઘટ થાય, એટલું જ નહિ, પરંતુ તેને શાંત કરવા યત્ન કરનાર સમરાંગણની આહુતિ થઇ જાય. આ બધું વિચારતાં યવનોના ગ્રહ અવનતિશીળ છે. તેમનો ગૌરવ ઝાંખો પડયો છે, વીરત્વ કલંકિત થયેલું છે, મહારાષ્ટ્રીયોનું પ્રારબ્ધ ઉન્નતિશીળ છે, યવન સ્થિતિ તપાસતાં ભારત રાજ્યધાની જલદીથી શૂન્ય પડશે, યુધિષ્ટિર તથા પૃથુરાજનાં સિંહાસન ઉપર ભારત રાજ્ય તેજ પાછું ઝળઝળી રહેશે. જો યત્નશીળ રહેશો તો જયમાળા તમને વરશે, નહિ તો યત્ન કરશે તેને વરશે."

રાણોજી બોલ્યો—"સ્વામીની આજ્ઞાનુસારે યત્ન કરીશું. મહારાજનાં વાક્યો સત્ય થાય." બાજીરાવ વ્યાધિની વ્યથાથી જરા જરા લોથપોથ થતો બોલ્યો—"આર્ય વીરો, આર્ય ભવિષ્યનું ગૌરવ ઉચ્ચ પદે દીપાવવાને હજુ પાત્ર થયું નથી. એ વાત ભુલી જતા નહિ. ઉન્નતિક્રમમાં જવાને ઉચ્ચ ઉત્સાહની આવશ્યકતા છે. તેમ ઉચ્ચતા સાચવવાને ઉચ્ચ નિયમો પાળવાની આવશ્યતા છે અને તેને સારુ પ્રથમ ધાર્મિક, સામાજિક

તથા રાજકીય વ્યવસ્થા ઉત્તમ બાંધવી અવશ્યની છે. ધાર્મિક સ્થિતિ સાંપ્રત કાળમાં તદ્દન હીનતાને પામી છે અને તેને ઉન્નતિમાં લાવવાને વેદની રક્ષાની આવશ્યકતા છે, વેદ એ રાજનું પરમ તત્ત્વ છે, એટલું જ નહિ, પરંતુ ભૂમંડળનું મહત્ તત્ત્વ છે, તેને લુપ્ત થવા દેતા નહિ. સામાજિક ઉન્નતિ શિવાય શાંતિયુક્ત વ્યવહાર ચાલતો નથી, અને રાજકીય વ્યવસ્થા થયા શિવાય તેનું સ્થિરપણું લાંબો કાળ રહેતું નથી, રાજ્યસત્તાને સ્વહસ્ત કરવા સારુ, સ્વારીઓ કરવી એ શિવાય બીજા વિષય ઉપર મ્હારાથી લક્ષ અપાયું નથી. તે ઉપર લક્ષ આપવા ચીમણા* તથા બાળાને † કહેજો. અને તમો સર્વે લક્ષમાં રાખજો કે, અહંકાર અને સ્વાર્થબુદ્ધિ રાખી જનમંડળને દુઃખ દેવું, એ ખરા વિજેતાનાં લક્ષણ નથી, સકળ જગતને ભ્રાતૃભાવથી જોડવા યત્ન કરતાર ખરો વિજેતા છે. પ્રજામંડળને દુઃખદેનાર રાજા, રાજ્યદ્વારીઓ તેમ જ દુષ્ટાચરણ કરનાર સર્વને તેમનાં પાપનો બદલો વહેલો મોડો મળ્યા શિવાય રહેતો નથી. તમો સર્વેને મનુ ભગવાનનું શિક્ષણ કહું છું કે,

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥
મનુ. અ. ૪–૧૭૩.

“ અધર્મ કરનારને અધર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી. કદાપિ કરનારને પોતાને ન મળ્યું તો તેના પુત્રને મળે છે, પુત્રને ન મળ્યું તો તેના પૌત્રને મળે છે, પરંતુ નિષ્ફળ જતું નથી.”

પાપાચરણ વૃત્તિ તજી સ્વાર્પણ કરવા તત્પર થઇ, મહાપુરુષાર્થ કરેથી ભારતનો જય છે અને વિજયની ઉન્નતિ છે.”

હોલ્કરે સવિનયથી કહ્યું–“ મહારાજની આજ્ઞાનુસારે સર્વ થશે.”

બાજીરાવ બોલ્યા–“ મારું શરીર વ્યાધિથી રોકાઇ ગયું છે અને મને બોલવાને બહુ જોર પડે છે. પરંતુ એક નવીન ભવિષ્ય, ભારતભૂમિ ઉપર ઝળઝળાટ કરે છે, તેનું સૂચન કરું છું. મોગલાઇ જર્જરિત થઇ ગઇ છે. એ જર્જરિત થયેલી સત્તા ખંડિત થઇ ભારત ભૂમિ ઉપરથી વહેલી મોડી લુપ્ત થશે. ભારતમાં કોની સત્તાપ્રતાપ ઉન્નતિને પામશે એ તપાસવા એક માપ આપું છું. તે માપમાં જે ચઢશે તેનું ઐશ્વર્ય મહત્તાને પામશે.

સત્વ, રજ અને તમના બળથી સર્વ તંત્ર બંધાયલું છે. પ્રાચીન-કાળથી જે જે તત્ત્વનું બળ પ્રાધાન્ય પામેલું, તેનો સત્તાપ્રતાપ વિજયી

* ચીમણાજીઆપા. † બાળાજીપંત.

થએલો છે. યવન રાજ્યદ્વારીઓ તામસ પ્રકૃતિના અધિષ્ઠાતા થઇ, આત્મબળથી રાજ્ય મેળવી શકયા છે. તેમનું આત્મબળ લુપ્ત થયું છે. સમયરંગ ફરી ગયો છે. તામસ પ્રકૃતિને આધીન હવે સત્તાપ્રતાપ રહેનાર નથી, ત્યારે ભારતનો સત્તાપ્રતાપ કોને તાબે થશે તે અનુલક્ષીએ. ભારતમાં આજે મહાભારત વિલક્ષણતા પ્રસરી છે. અનેક ધર્મની ભિન્ન ભિન્ન પ્રજાનું તે નિવાસસ્થાન છે, પરદ્વીપસ્થવાસીઓનું પ્રબળ સમયરંગ તપાસતાં વધતું જાય છે, તે પ્રજામાં રાજસ પ્રકૃતિનું બળ પ્રબળતા પામતું વિશેષ જણાય છે. એ પ્રજામાં કંઇક સ્વાર્પણ બળ પણ છે. તે બળના પ્રતાપથી, જો મહારાષ્ટ્રી પ્રજા સ્વાર્થ પરાયણતા તજી, રાજપ્રકૃતિમાં વધુ ઉન્નતિ નહિ પામે તો, જ્યારે ત્યારે મહારાષ્ટ્રીય બળને એ બળ નડનાર છે, માટે એથી સાવધાન રહેજો. જ્યાંસુધી મહારાષ્ટ્રમાં સ્વાર્પણબળનું પ્રબળ રહેશે, ત્યાંસુધી ચિંતા નથી, પરંતુ એ બળની ન્યૂનતા થયે તમારાથી પ્રવૃત્તિમાં ચઢતી કળાસંપન્ન પ્રકૃતિ અધિપતિપણું સ્થાપશે.

હમ્મેશાં ચઢતી પ્રકૃતિવાળો બળ, સત્તા અને પ્રતાપ મેળવે છે. તામસ ઉપર રજોગુણ અને રજોગુણ ઉપર સત્વગુણ સત્તાપ્રતાપ સ્થાપે છે. આ કાળ તમોગુણના અંતનો અને તમોગુણ સાથે મળેલા રજોગુણનો છે. પરંતુ કાળ જતાં તે બાજી પણ ફરશે અને રજોગુણના પ્રતાપથી સત્તાબળ પામેલા, રજોગુણમય સાત્વિક મિશ્રણથી મહાત થશે. સત્વ, રજ અને તમની બાંકી બલિહારીનો પ્રવાહ એમ વહેતો આવ્યો છે, તે વહ્યા કરે છે અને વહેશે. એ સૂત્રને અનુલક્ષી ઉત્તમ પ્રકૃતિ સ્થાપજો. ઉત્તમતા ઉત્તમ પ્રકૃતિને જ વરે છે, એમાં સંદેહ ન રાખતા.”

રાણોજી એકચિત્તે શ્રવણ કરતો હતો, તે બોલ્યો—“ મહારાજ, બહુ શ્રમ ન લો. આપની પ્રકૃતિ બગડશે. આપના અનુયાયીઓ આપના સહવાસથી ઉત્તમતા શિખ્યા છે; અને આપની મહા આજ્ઞા સર્વ કાળ માથે ચઢાવી વર્તશે.”

બાજીરાવ જરા બેભાન જેવી દશામાં આવી ગયો. હોલ્કરે જરા શુદ્ધિમાં લાવવાને પ્રયત્ન કીધો. બાજીરાવ તીક્ષ્ણ સ્વરથી બોલ્યો—“ અરે, જે યવન પાદશાહાત રસાતલ કહાડવા નીકળેલો, તે કાર્ય...કાર્ય...બાકી...રહી...જાય છે.”

રાણોજી બોલ્યો—“મહારાજ! બાકી નહીં રહે, એ સત્ય માનજો.”

બાજીરાવ મહાપ્રયત્ને પણ ઉશ્કેરાઇને બોલ્યો—અરે; જે દુષ્ટોએ, ભારતની દશાને છિન્ન ભિન્ન કરી છે, જે દુષ્ટોએ, જોર જુલમથી ધર્મભ્રષ્ટ, કર્મભ્રષ્ટ અને સંપત્તિથી ભ્રષ્ટ કર્યા છે, તે દુષ્ટોનું નિકંદન કાઢયા શિવાય ભારતને સુખ શાંતિ મળનાર નથી. અમારૂં કર્તવ્ય કોઇ પૂર્ણ કરવા અગ્ર નહિ પડે?

પેશવાનાં વચનથી ઉશ્કેરાયલા, તેમ શોકથી દબાયલા, રાણોજી
તથા હોલ્કર હાથ જોડી સન્મુખ આવ્યા. હોલ્કર બોલ્યો—"મહા-
રાજ ! આ દેહમાં પ્રાણ છે ત્યાંસુધી યવનરાજ્યોનો ઉચ્છેદ કરવા યત્ન
કરીશ. ભારતભૂમિને યવન સત્તાથી સ્વતંત્ર કરવા મચીશ. મહારાષ્ટ્રી
ગૌરવને દીપાવવાને, શાહૂ છત્રપતિની કીર્તિ દીગંતરોમાં ગર્જાવવાને,
પ્રાણાંત સુધી યત્નશીળ રહીશ. આપ સ્વામીની કૃપાથી, ગુરુ મહારા-
જના પ્રતાપથી, પેશ્વાનો જયઝુંડો દિલ્હીના કિલ્લા ઉપર ફરકાવવા સપથ
લઉં છું."

પેશવાને હોલ્કરના બોલવાથી અને રાણોજીના આશ્વાસનથી
શાંતિ વળી. હવે એનામાં બોલવાની શક્તિ રહી નહોતી. કરવા લાયક
સર્વ વ્યવસ્થા થઇ રહી. સુકાતી જીભ ઉપર ગંગાજળ નાંખવા બાજીરા-
વે સૂચવ્યું.

હવે સર્વ મંડળ ખસી ગયું હતું. મરણકાળના પવિત્ર સંસ્કારો બાજી-
રાવને પવિત્ર પુરુષો કરી રહ્યા હતા. પેશ્વાના કુળધર્મ પ્રમાણે હજારો
ખેરાતો અપાઈ રહી હતી. આખું ગામ સુમશામ શોકમય થઇ ગયું હતું.
પેશવાએ પ્રભુ સ્મરણ કરતાં કરતાં પવિત્ર નર્મદા નદીના કાંઠાના પ્રદેશ ઉપર
પ્રાંત રાવરેના ગામ કાકડેમાં વૈશાક શુદ ૧૩ શાકે ૧૬૬૨ તા૦ ૨૮ માહે
એપ્રિલ સને ૧૭૪૦ ને રોજે સવારના અગીઆર કલાકે દેહ છોડયો.

રાણોજી સિંધિયા મલ્હાવરાવ હોલ્કર અને સર્વ સામંત મંડળ
નિસ્તબ્ધ થઇ ગયા. સર્વે બાલિકાની પેઠે સ્નેહમય સ્વામીના શોકમાં
આંસુ વરસાવવા લાગ્યા. આ શોકાગ્નિની વેદનામાં વાંચનાર આપણે
પડવું નથી, આ ક્ષણભંગુર દેહનું ભાવી વિલક્ષણ છે. પુત્ર, ભાઇ તથા
સ્ત્રીના વિયોગમાં મહાવીરે દેહ છોડયો. એના અનુયાયી એના બાળ-
કાળના સાથી હતા, તે અવસાન કાળ વખતે હાજર છે. સર્વ કરતાં અનુ-
યાયીઓ વધારે ઋણાનુબંધી હોય છે. મહાપુરુષનું કાર્ય અનુયાયી જેટલું
બીજા કરી શકતા નથી.

નર્મદાને તીરે રાજ્યમાન ગૌરવથી મરેઠાઓ દહનક્રિયા કરવા
ગયા. સુખડ તથા તુલસીથી તૈયાર કરેલી ચિતામાં બાજીરાવને સુવાડી
ઘીની આહૂતિથી ચિતાને પ્રજ્વલિત કરી. અગ્નિની જ્વાલા મહાધ્વનિ
કરતી ગગન મંડળ તરફ ધસી અને આખા ભારતમાં, ભારતનો હીરો,
આર્ય ધર્મનો રક્ષક, મહારાષ્ટ્રનો વીર, લૂપ્ત થઇ ગયો, તેના સમાચાર
રી વળ્યા. ભારતે મહા આક્રંદ કીધું. શાહૂમહારાજનો જમણો હ
ખંડિત થવા જેવું થયું. શાહૂની વેદના અપૂર્વ હતી, પ્રિયા કાશીબાઇ અને
રૂપ પ્રિયાંગના મસ્તાનીના આક્રન્દની પરિસીમામાં પેશવું ઉચિત નથી.

શિવાજી પછી ભારત જીવનને ઉન્નતિમાં મુકનાર ભારત તારાના મરણુથી બાળ, વૃદ્ધ અને તરુણોએ હાહાકાર વર્તાવી મૂકયો. વીર બાજી-રાવની ઇચ્છાશક્તિના રજકણોએ સને ૧૭૬૧માં પાણીપતના મેદાનમાં મહાયુદ્ધાગ્નિ પ્રજવલિત કર્યો હતો. તે પાણીપતનું યુદ્ધ વાંચવાથી અનુભવાશે. તેની ઇચ્છાશક્તિના અંકુરોએ ચિત્રગુપ્તમાં (એસ્ટ્રલલાઇટમાં) રહી, હવે શું કરવા ધાર્યું છે, તે ગગનમંડળ સામું જોઇ નિહાળો. ઇચ્છાશક્તિ એ મહાચમત્કારિક વિભૂતિ છે, ભારતને ભારતની આશા છે.

अनन्याश्चितयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે જે પદાર્થ ઇચ્છે તે તે પદાર્થ, તે ઇચ્છાશક્તિનું અનન્ય ચિંતન કરનારને તત્કાળ પ્રાપ્ત થાય છે, તથા તે પદાર્થોનું રક્ષણ કર્યા વિના રક્ષણ થાય છે.

ॐ, शांति, शांति, शांति.

સયાજીરાવને બે સ્ત્રીઓ હતી (૧) ચીમનાબાઇ (૨) ગીરજાબાઈ. ચીમનાબાઇથી પાંચ પુત્ર અને ચાર પુત્રી નીચે મુજબ થઇ હતી.

સયાજીરાવ (૩) ને ચીમનાબાઇથી

| | | | | |
|---|---|---|---|---|
| ગયાજીરાવ. (બાળપણમાં ગુજરી ગયો હતો) | ગણપતરાવ. ( મૃત્યુ ઈ. સ.૧૮૫૬) | ખંડેરાવ. ( મૃત્યુ ઈ. સ.૧૮૭૦) | મલ્હાવરાવ. (પદભ્રષ્ટ ૧૮૭૫) | આનંદરાવ. (બાળપણમાં ગુજરી ગયો. |

| | | | |
|---|---|---|---|
| બજુબાઈ (એ વ્યંકટરાવ ઘોરપડે દતવાસ્કર સાથે પરણી હતી.) | બાઈજાબાઈ (એ તુકોજી રાવ કદમ સાથે પરણી હતી.) | ગંગાબાઇ (એમનાં લગ્ન ગંગાજીરાવ ખાનવેલકર સાથે થયાં હતાં.) | રેવાબાઈ (એ ખાસેરાવ કદમ સાથે પરણી હતી.) |

સયાજીરાવ (૩)
ને ગીરજાબાઈથી થયેલી પ્રજા.

| | | |
|---|---|---|
| યશવંતરાવ (મૃત્યુ ઇ. સ. ૧૮૪૬.) | ગુરજાબાઈ (એ દશરોજી રાજેસીરકે સાથે પરણી હતી.) | જમનાબાઇ (એ ખાસેરાવ પુવાર દેવાસેકર સાથે પરણી હતી.) |

૨ ગણપતરાવને પાંચ રાણીઓથી નીચે મુજબ પરીવાર હતો.

(૧) રાણી ગુજાબાઇને (૧) પુત્રી સંતુબાઇ તેને સંતાજીરાવ ભોંસલે સાથે પરણાવી હતી.

(૨) રાણી ભાગીરથીબાઈ (એમને પ્રજા નહોતી.)

(૩) રાણી ગજરાબાઇને (૧) પુત્રી બાશીબાઇ એમને કરવીરના છત્રપતિ શિવાજી મહારાજ સાથે પરણાવી હતી. (૨) પુત્રી બબાબાઇ–એને નરસિંહરાવ ધાયબર સાથે પરણાવી હતી. (૩) પુત્રી તાંનીબાઇ એને જગદેવરાવ જગતાપ સાથે પરણાવી હતી.

(૪) રાણી નર્મદાબાઈ—(૧) પુત્રી કમળજાબાઈ તેને નાનાસાહેબ પરવાર સાથે પરણાવી હતી.

(૫) રાણી રાધાબાઇ—(તેમને કાંઇ પ્રજા નહોતી.)

(૩) મહારાજા ખંડેરાવને ત્રણ રાણીઓથી નીચે મુજબ પરીવાર હતો.

(૧) રાણી સાવીત્રીબાઈ—(૧) પુત્રી હંસાબાઇ એને તાત્યાસાહેબ ધાયબર સાથે પરણાવી હતી.

(૨) રાણી અંબાબાઇ—(૧) પુત્રી મંજુબાઇ એનાં લગ્ન ખાસેરાવ સિરકે સાથે થયાં હતાં.

## વેદાન્ત.

૧ **પંચદશી**-વેદાન્ત જ્ઞાનનો આ ગ્રંથ પૂજ્યપાદ ભગવાન્ શ્રીમત્ શંકરાચા-
ર્યની ગાદીપર વિરાજનાર વિદ્યારણ્ય સ્વામીનો રચેલો છે. એનાપર વિસ્તાર સહિત
**ચન્દ્રકાન્ત** નામનું **વિવરણ** આપવામાં આવેલું છે, જે એવી તો સરળતાથી
આપવામાં આવ્યું છે કે સાધારણમાં સાધારણ વેદાન્તનો જિજ્ઞાસુ પણ, વેદાન્ત
જેવા ગહનમાં ગહન વિષયની અંદર અતિ સરળતાથી પ્રવેશ કરી શકે. પ્રથમ
ઉત્થાનિકા આપવામાં આવેલી છે, પછી મૂળ શ્લોક, પછી શબ્દાર્થ અને તેની
નિચે વિસ્તારવાળું વિવરણ આપવામાં આવ્યું છે. જિજ્ઞાસુને સમજવાને સરળ પડે
તેટલા માટે સ્થળે સ્થળે દૃષ્ટાંતોથી સિદ્ધાંતો સિદ્ધ કરેલા છે. આ પ્રકારની કોઇ
પણ જાતની ટીકા ગૂજરાતી ભાષાના કોઈ પણ ગ્રંથમાં થઇ નથી. સૂપર રોયલ
ઓકટેવો પૃષ્ઠ ૮૦૦; પાકાં પૂઠાં અને ઉત્તમ કાગજપર છાપેલું છે... ૬- ૦-૦

૨ **ચન્દ્રકાન્ત**-પ્રથમ ભાગ ( ચોથી આવૃત્તિ )... ... ... ૨- ૮-૦
૩ **ચન્દ્રકાન્ત**-બીજો ભાગ ( બીજી આવૃત્તિ )... ... ... ૨- ૮-૦
૪ **શ્રી** અધ્યાત્મ રામાયણ (સચિત્ર ૨ જી આવૃત્તિ) ... ૨- ૮-૦
૫ **પંચરત્ન** ગીતા ( રેશમી ) (૩ જી આવૃત્તિ) ... ... ૧- ૦-૦
૬ **શ્રીમદ્** ભગવદ્‌ગીતા ( શ્રીધરી ) શ્લોક અને ભાષાંતર
સહિત રેશમી (૫ મી આવૃત્તિ)... ... ... ... ૦- ૮-૦
૭ **શ્રીમદ્** ભગવદ્‌ગીતા-મૂળ શ્લોક, ગુજરાતી ટીકા હિંદી ને
ગુ. કવિતા. ... ... ... ... ... ... ... ૧- ૦-૦

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**-મૂળ શ્લોક અને શ્રીધરી ટીકાને આધારે કરેલું
ભાષાંતર, નિત્ય નિયમથી વાંચનારાઓને માટે આ ગ્રંથ બાળબોધ લીપીમાં મૂળ
અને ભાષાંતર સહિત પોથીના આકારમાં છાપેલો છે. કથા કરનાર તથા પાઠ
કરનારને અતિ ઉપયોગી છે. રેશમી પૂઠાં, શણનો દોરો અને દૂધની લાહીથી
બાંધવામાં આવેલું હોવાથી પૂજામાં રાખવાને બાધકારક નથી. ... ૧- ૦-૦

૯ **ભર્તૃહરિ શતકત્રય સંગ્રહ**-પુષ્કળ સુધારા વધારા સાથે આ બીજી
આવૃત્તિ કાઢવામાં આવી છે. કોલેજના વિદ્યાર્થીને ઉપયોગી થઇ પડે તેટલા માટે
કૈલાસવાસી રા. રા. તીલાંગની આવૃત્તિ પ્રમાણે શ્લોકોની ગોઠવણ રાખવામાં
આવી છે... ... ... ... ... ... ... ... ૦-૧૪-૦

૧૦ **યુક્તિ પ્રકાશ**-વિચારસાગરના કર્તા સાધુ શ્રીનિશ્ચલદાસજી કૃત આ
ગ્રંથ હિંદુસ્થાની ભાષામાં છે. એમાં વેદાન્તના સિદ્ધાંતો ૩૯ બહુ સરસ યુક્તિ-
ઓથી સિદ્ધ કરવામાં આવ્યા છે. નિશ્ચલદાસની વાણીથી સર્વ જિજ્ઞાસુઓ જ્ઞાતા
હોવાથી વિશેષ જણાવાની કંઈ જરૂર નથી, પરંતુ જિજ્ઞાસુઓને આ ગ્રંથ બહુ
ઉપયોગી છે પૂઠાં પાકાં ... ઉંચા કાગજ. ... ... ... . ૧- ૦-૦